"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," પુસ્તક ૪૪ મું

# હૃષીકેશચંદ્ર

( એક સાંસારિક નવલકથા )

## ભાગ ત્રીજો.

કર્તા

રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ, બી. એ.

પેટલાદ.

(લાઈફ ઑફ સ્વામી વિવેકાનંદ, ગોલ્ડસ્મિથ્સ ડીઝર્ટેડ વિલેજ વિથ નોટસ વગેરે, અને સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર, ધર્મના મૂળતત્વો, વિવિધ ધર્મવિચાર, ઇત્યાદિનો કર્તા)

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક — "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા:" અમદાવાદ



આવૃત્તિ ૧ લી ] પ્રત ૧૧૦૦ [ ઈ સ ૧૯૨૫

કિંમત રૂ. ૨-૮-૦

# પ્રસ્તાવના



હૃપીકેરાયચંદ્રનો ત્રીજો ભાગ ગુર્જર પ્રજાની સમક્ષ મુકતા લેખક ના હર્ષમા અભિવૃદ્ધિ થાય છે જે આનંદથી પહેલા બે ભાગને ગુર્જર પ્રજાએ વધાવી લીધા છે, તે જ આનંદથી આ ભાગને પણ વધાવી લેશે એમ લેખક આશા રાખે છે ત્રીજા ભાગમા કથાનુ સ્વરૂપ તેનુ તે જ ચાલુ છે, માત્ર તેના કેટલાક અંશોને વધારે સ્ફુટ કરી, આપણી કેટલીક પ્રચલિત સામાજીક ભાવનાઓના સ્વરૂપોનુ આલેખન કરી, તેના પરિણામોનુ દિગ્દર્શન કરાવી, નવલકથાના ઉચ્ચ ધ્યેય તરફ વાચકવર્ગને લઇ જવાનો તેમા પ્રયાસ આદરેલો છે

આપણી આસપાસ પાશ્ચાત્યવિદ્યા, પાશ્ચાત્ય સંસ્કૃતિ, પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્ર અને આધિભૌતિક કલાઓ પ્રસરી રહેલા છે આપણી પ્રાચીન સંસ્કૃતિ ભસ્મમા આવી પડેલી છે મેક્સમુલર, ડયુસન, શોપનહુર, જેવા પાશ્ચાત્ય વિદ્વાનોએ વખાણેલી આપણી પ્રાચીનવિદ્યા નષ્ટપ્રાય થઇ, તેને સ્થાને ઇંગ્રેજી પ્રધાનપદ ભોગવવા લાગ્યુ છે આર્યોના પરાક્રમ, બળ, સનાતન, આધુનિક પ્રજામાથી નષ્ટ થઇ તેનુ સ્થાન શારીરિક અને માનસિક દૌર્બલ્યે ગ્રહ્યુ છે આપણા પ્રાચીન સંગીન સદ્‌ગુણોનો હ્રાસ થતો જાય છે અને તેનુ સ્થાન પાશ્ચાત્યોના રીતરિવાજો વધારે શ્રેયસ્કર મનાઇને લેતા જાય છે

જાણે આપણામા જ્ઞાન જ ન હોય તેમ ઇંગ્રેજી વિદ્યાથી જ આપણે પોતાને કેળવાયલા માનીએ છીએ જાણે આપણામા બળ કે પરાક્રમ ન હોય તેમ પાશ્ચાત્યોને આપણે બળવાન અને પરાક્રમી ગણી અનુસરીએ છીએ આવી પરિસ્થિતિ શોચનીય છે આર્ય પ્રજાજીવનની તે વિરોધી છે તે સ્થિતિનુ કંઇક ભાન કરાવી આર્યપ્રજામા સંગીન સદ્‌ગુણોનો વાસ કરાવી, તેને સશક્ત, સુદૃઢ અને ચારિત્ર્યવાન બનાવી અમુક ધ્યેય તરફ દોરવી એવો પ્રસ્તુત લેખકનો આશય છે

અખિલ વિશ્વ આજે પ્રગતિ કરી રહ્યુ છે તે પ્રગતિમા આગળ ન વહેવુ એમ કહેવાનો લેખકનો હેતુ નથી આપણા પ્રાચીન સગીન સદ્‌ગુણોને ખીલવી પ્રજાના જીવનપ્રવાહમા ઉત્સાહ, બળ, અને સયમને રેડવા અને તેની સાથે સાથે પાશ્ચાત્યોની સાહસિકવૃત્તિ, સ્વદેશપ્રીતિ વગેરેને જાગૃત કરી, પ્રજાજીવનમા પૂર્વ અને પશ્ચિમના શ્રેષ્ઠ તત્ત્વાનુ સમેલન કરવુ એ જ સર્વથા શ્રેયસ્કર છે

અફસોસની વાત છે કે પાશ્ચાત્ય વિદ્યા, કલા અને વિજ્ઞાનથી અખિલ ભારતવર્ષ મોહાધ બની રહ્યુ છે પરદેશીઓના અનુકરણમા વિવેકને ભૂલી આર્યો પોતાના સગીન સદ્‌ગુણોને ચુકયા છે તેમણે જાણવુ જોઇએ કે પૂર્વજોના પરાક્રમોના ભાન અને સ્વાભિમાન વગર કદાપણ પ્રજાનુ ચારિત્ર્ય ઘડાતુ નથી પોતાના બાપદાદાના સગીન સદ્‌ગુણો, બળ, પરાક્રમ અને સયમને ધારણ કર્યા વગર કોઇપણ પ્રજા ઉદયને શિખરે ચ્હડતી જ નથી એવા સગીન સદ્‌ગુણો વગર તે માત્ર હાલતુ ચાલતુ પુતળુ જ છે પૂર્વજોના સદ્‌ગુણોનુ પાલન કરી, સ્વધર્મ અને સ્વદેશપ્રીતિને જાગૃત કરીને ઘડાયલા ચારિત્ર્યમા જ પ્રજાઓનો ઉદય છે, શ્રેય છે, કલ્યાણ છે તો પછી પૂર્વજોએ રચેલી ભવ્ય અને સગીન ઇમારતના જુના પાયા ઉપર નવીન ઇમારત રચવી એજ સર્વથા ઇષ્ટ છે

પાશ્ચાત્ય વિદ્યા, કલા, રીતભાત, સવથી આપણે મોહાધ બન્યા અને સારાસારનો વિવેક દૂર કરી મર્કટાનુકરણમા જ આપણે આગળ વધ્યા જગતમા કોઇપણ પ્રજા સર્વાંગે શ્રેષ્ઠ હોઇ ન શકે સવમા ગુણ દોષ તો હોય જ એથી કોઇપણ પ્રજાનુ સર્વાંગ અનુકરણ અનિષ્ટકર જ હોય !

આવા અનુકરણનુ પરિણામ એ આવ્યુ છે કે આપણે પશ્ચિમના ઉપર મોહી ગયા અને તેના અવગુણોને ગ્રહી આપણા પૂર્વજોના સગીન સદ્‌ગુણો—જેવા કે બ્રહ્મચર્ય, સત્ય, બળ, પરાક્રમ, સર્વને ખોઇ બેઠા અને ચારિત્ર્યહીન, શૌર્યહીન, વીર્યહીન, તથા વિદ્યાહીન બની અહર્નિશ સેવાવૃત્તિને સેવનારા બની રહ્યા અને પરદેશીઓને મન નમાલા લેખાયા

કોઇપણ બે પ્રજાઓ વચ્ચે મૈત્રી ક્યારે હોઇ શકે ? બને એક બીજાના સદ્‌ગુણોની આપ લે કરે ત્યારે જ હિંદ સદાએ શિષ્ય

અને સેવક તરીકે જ પશ્ચિમ પાસે બેસે તો પરિણામ તેના તિરસ્કારમાં જ આવે !

આપણી આ સર્વ પ્રકારની નિમાલ્યતાનું કારણ શું ? પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણી સામે આવીને ઉભી છે તેનાથી મોહાંધ બની આપણે સારાસારનો વિવેક ભૂલી આપણા પ્રાચીન સંગીન સદ્ગુણોને ભૂલીએ છીએ. પોતાની સંસ્કૃતિના પુરેપુરા ભાન અને પાલન વગર કોઇપણ પ્રજાનો ઉદય નથી. પોતાની સંસ્કૃતિમાં દૃઢ થયા વગર અન્યોના ખોટા અનુકરણમાં પ્રજાત્વનો નાશ જ હોય ! સ્વધર્મ અને સ્વાભિમાન વગર કોઇપણ પ્રજામાં બળ કે પરાક્રમની આશા રાખવી વ્યર્થ છે ! સ્વસંસ્કૃતિના પાલનમાં જ પ્રજા બળ, પરાક્રમ, અને શૌર્યને ધારણ કરે ! તેની ઉપેક્ષાથી પ્રજા નિર્માલ્ય અને નિઃસત્વ બની રહે ! સ્વભાન, સ્વમાન અને દેશાભિમાન વગર આપણો ઉદય નથી એ વાત સારી પેઠે સમજવી એ સર્વથા ઇષ્ટ છે અને દરેક ભારતવાસીનું કર્તવ્ય છે.

નવલકથાકાર એક સામાન્ય નવલકથામાં સર્વ બાબતોનો પૂર્ણાંશે વિચાર કરી ન શકે. તે યથાશક્તિ તેમને કથાના રૂપમાં વટાવે છે અને તેમાંથી ફલિત થતા ઉચ્ચ ધ્યેય તરફ વાચકવર્ગને પ્રેરે છે. આ ભાગમાં પણ તેજ પ્રયાસ ઓતપ્રોત છે. આશા છે કે વાચકવર્ગ તેને વધાવી લઇ તેના ઉચ્ચ ધ્યેય તરફ પ્રેરાશે ! તેમ થશે તો લેખકનો શ્રમ સફળ થયો એમ લેખાશે ! તથાસ્તુ !

આ નવલકથાનું વસ્તુ શરૂઆતથીજ ચાર ભાગોમાં ગોઠવાયનું છે. ચોથો ભાગ "પુસ્તકમાળા" ના ગ્રાહકોને જેમ બનશે તેમ વ્હેલો આપવાની લેખક ઉમેદ રાખે છે.

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ.**



# અર્પણ પત્રિકા

સ્વર્ગસ્થ મુરબ્બી
દેસાઇ કાશીપ્રસાદ મુગટરામ

પૂજ્ય પિતાજી,

જીવનમા સર્વ પ્રત્યે ઉદારતા, નિખાલસપણુ, સ્નેહાળતા, અને સમાન-ભાવ સર્વદા દર્શાવી, એ ગુણોની ઉંડી છાપ તમે મારા હૃદયમા પાડી છે અમો બાળકો પ્રત્યે ઘણા સ્નેહથી પિતાની ફરજો તમે અદા કરી છે પ્રભુ તમારા આત્માને શાતિ આપો તમારૂ પવિત્ર સ્મરણ સદાએ આ પુસ્તક સાથે જોડાઈ રહો!

હુ છુ તમારો
આજ્ઞાંકિત પુત્ર
**રામપ્રસાદ.**

# અનુક્રમણિકા.

મૂળ સંસ્કૃતના જ આધારે અઢારે પર્વના સાર રૂપે

# સંક્ષિપ્ત મહાભારત

લખનાર —રતિપતિરામ ઉ૦ પંડ્યા, બી એ

[ નવાં દસ ચિત્રો છતાં–કીમત રૂ માત્ર સાડા ચાર ]

ઘણાક ધર્મજિજ્ઞાસુ જનો "મહાભારત" માટે પચાસ રૂપીઆ સુધી ખર્ચી નાખવા તૈયાર થાય છે, તેમને મૂળ સંસ્કૃતનાજ આધારે, સરળ ભાષામાં કથા–વાર્તા રૂપે લખાએલું આ "મહાભારત" માત્ર ચાર રૂપીઆમાં મળે એ એક આશીર્વાદ રૂપ જરૂર થઈ પડશે

કદ—રૉયલ આઠ પેજી સાઈઝના વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે લગભગ ૪૦૦ પાના, ઝાડાએન્ટીક કાગળ, મજબુત સળંગ છીંટનું પુઠું

**"જ્ઞાનવર્ત્તક પુસ્તકમાળા"ના ઈ સ ૧૯૨૬ તથા ૨૭ ની સાલના બે વર્ષના ગ્રાહક હશે કે એ બે વર્ષ માટે નવા થશે તેને આ "મહાભારત" અર્ધી કીમતે એટલે માત્ર સવા બે રૂપીઆમાંજ** આપીશું આટલું બધું સસ્તું–મફત જેવું આપવાનું કારણ એજ કે પુસ્તકમાળાના જુના તથા નવા ગ્રાહકો તેનો લાભ લઈ શકે **આ ગ્રન્થની અનુક્રમણિકા** વાચવાથી કાંઈક તેનો ખ્યાલ આવશે —

## અનુક્રમણિકા.

---

# હૃષીકેશચંદ્ર.

## ભાગ ૩ જો.

### પ્રકરણ ૧ લું.

#### કારભારની કેદ

હૃષીકેશચંદ્ર લાંબે પંથે પરવર્યો. એક ગાઢ જંગલના મધ્ય ભાગમાં તે ઉતરી પડયો અને રસ્તામાં ભૂલો પડયો બે ત્રણ દિવસ તે ભૂખ્યો ને તરસ્યો અહીં તહીં ભટકયો આખરે એક પારધિ તેને મળ્યો તે પારધિને હૃષીકેશચંદ્રની દયા આવી, તેણે તેને માર્ગ બતાવ્યો અને થોડે સુધી આનીને એક ગામની ભાગોળ સુધી મુકી ગયો

પારધિને કંઇ આપવાના ઇરાદાથી હૃષીકેશચંદ્રે ખીસ્સામાં હાથ ઘાલ્યો ખીસ્સામાં એક પાઇ પણ હતી નહી ગર્ભશ્રીમંત લાચાર બન્યો અને દીનવદને પારધિ સામે જોઇ રહ્યો પારધિ તેની લાચારી સમજી ગયો અને કંઇ બોલ્યા ચાલ્યા વગર પાછો ચાલ્યો ગયો પારધિના ગયા પછી હૃષીકેશચંદ્ર તે ગામની ભાગોળે આવેલા એક તળાવની પાળ ઉપર હાથનું ઉશીકું કરીને સુતો અને શ્રમવસાત ઉંઘી ગયો

તે તળાવની સામે એક મંદિર હતું તેનો પૂજારી સાયંકાળનો સમય થયેલો હોવાથી ત્યાં સ્નાન કરવાને આવ્યો અને હૃષીકેશચંદ્રને પાળ ઉપર છેક પાણીની નજીક સુતેલો જોઇને તે તેની પાસે ગયો અને તેને જગાડીને કહેવા લાગ્યો "ભાઇ, જરા વેગળા સુવો, પાણીમાં પડી જશો "

પૂજારીની સામે જોઇને હૃષીકેશચંદ્ર કંઇક હસ્યો અને બોલ્યો "આ દેહને પડી જવાની બ્હીક નથી "

પૂજારી આશ્ચર્ય પામ્યો અને મનમાં બોલ્યો "આ તો કોઈ વિચિત્ર પુરૂષ જણાય છે"

હૃષીકેશચંદ્રને તેણે કહ્યું "ભાઇ, તમે તો કોઇ વિચિત્ર પુરુષ જણાવ છો"

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો 'દરેક મનુષ્યમાં કંઇને કંઇ વિચિત્રતા હોય છે અને મારામાં પણ કંઇ હોય તો તેમાં નવાઇ નથી!'

પૂજારી વધારે આશ્ચર્ય પામ્યા અને હૃષીકેશચંદ્ર સામે જોઇ રહ્યો તેને હઠીલો મનુષ્ય ધારી તે પાછો સ્નાન કરવાને સામે કિનારે ચાલ્યો ગયો

હૃષીકેશચંદ્ર બેઠો થયો અને આમ તેમ દૃષ્ટિ નાખવા લાગ્યો

ન્હાતે ન્હાતે પૂજારી નર્મદાષ્ટક બોલતો હતો હૃષીકેશચંદ્રને બેઠો થયેલો જોઇને તે જરા ઘાટો પાડીને બોલવા લાગ્યો તેનાથી હૃષીકેશચંદ્રનું ધ્યાન ખેંચાયું અને પૂજારીના અશુદ્ધ ઉચ્ચારથી તેને કંઇક હસવું આવ્યું સ્નાન કરી રહ્યા પછી કંઇ પાઇ પૈસો મળવાની આશાથી પૂજારી પાછો હૃષીકેશચંદ્રની પાસે ગયો અને તેની ભવ્ય આકૃતિ જોઇને ચકિત થતો આશ્ચર્યથી તેને ક્ષણવાર નિહાળી રહ્યો પછી તે બોલ્યો

"ભાઇ, તમે ક્યાંથી આવો છો? ભૂખ્યા હશો, ચાલો આપણે ઘેર"

"પ્રભુ કોઇને નાગો ભૂખ્યો રાખતો નથી તમે મારી કાળજી કરો નહી"

"તમે કહો તો હું તમને અમારા કારભારી સાહેબને ઘેર તેડી જઉં"

"હું કોઇની પાસે યાચના કરતો નથી"

"તમે ઘણા નિસ્પૃહી મનુષ્ય જણાવ છો"

"સ્પૃહા માત્ર પ્રભુની બીજા કોઇની હું સ્પૃહા રાખતો નથી"

"જગતમાં એવી નિસ્પૃહા ભાગ્યે જ જોવામાં આવે છે"

"જગતના કોઇ પણ પદાર્થની મને ઇચ્છા નથી, જેને ઇચ્છા હોય તેને સ્પૃહા હોય"

"તમે તો દુનિયાની પાર મનુષ્ય જણાવ છો!"

એમ બોલતે બોલતે પૂજારી વધારે આશ્ચર્યથી હૃષીકેશચંદ્ર સામે પાછો જોઇ રહ્યો

હૃષીકેશચદ્રે જવાબ આપ્યો "તમારે જેમ કહેવુ હોય તેમ કહો "

કારભારી સાથેનો પોતાનો કઇક નબંધ જણાવતો પૂજારી પાછો બોલ્યો "અમારા કારભારી સાહેબને પેર તો ચાલો એમના ઓળખાણથી તમને કઇક લાભ થશે "

હૃષીકેશચદ્ર કઇક તિરસ્કારથી બોલ્યો "મને દ્રવ્ય કે સત્તાનો લોભ નથી જ્યા એ લોભ હોય છે ત્યા અધમતા હોય છે તેથી મારે કારભારી સાથે ઓળખાણુ કરવુ નથી "

લોભી બ્રાહ્મણને હૃષીકેશચદ્રના વાક્યો બાણ સમાન લાગ્યા અને તેણે જરા ગુસ્સો કરીને પુછ્યુ "ત્યારે તમારે જવુ છે ક્યા ?"

હૃષીકેશચદ્રે જવાબ આપ્યો "જ્યા જવાય ત્યા "

જરા વધારે ગુસ્સો કરીને પૂજારી બોલ્યો "આ પેલી ધર્મ-શાળા જણાય છે ત્યા જઇને રાત સુઈ રહેજો અને પછી 'જ્યા જવાય ત્યાં' જજો " પૂજારીએ હાથ લાંબો કર્યો અને કંઇક તિર-સ્કારથી ધર્મશાળા બતાવી

એટલુ કહીને પૂજારી ચાલતો થયો હૃષીકેશચદ્ર ઉઠયો અને તે ધર્મશાળા ભણી ગયો

આ ગામનુ નામ વીરપુર હતુ વિશ્રાતિસ્થાન તરીકે વીરપુર બધી સગવડ અને અનુકૂળતાવાળુ હતુ, અને તેથી કરીને મુસાફરો રસ્તામા જતે જતે અહી મુકામ કરતા અને ગામના લોકોની દયા ભાવ, અને લાગણીનો લાભ લેતા વળી રાજ્ય તરફથી વીરપુરમા સારી સારી અને મોટી ધર્મશાળાઓ બધાવેલી હતી અને તેમા મુસાફરોને માટે જોઇએ તેવી સગવડો કરી રાખી હતી આ ધર્મ-શાળા તેમાની એક હતી

હૃષીકેશચદ્ર ધર્મશાળાની અદર ગયો અને મુકામ કરવાને સારી જગ્યા ખોળવા લાગ્યો એ ધર્મશાળામા બીજા પણ મુસાફરો ઉતરેલા હતા ધર્મશાળાની અદરની બધી ઓરડીઓ રોકાઇ ગયેલી હતી તેથી હૃષીકેશચદ્રને બહારની ઓસરીના મોટા ખુલ્લા ભાગમા પોતાનો મુકામ કરવો પડયો તે ખુલ્લા ભાગમા બીજા મુસાફરો પણ હતા તે મુસાફરોમા એક વાણીઓ હતો, બીજો દક્ષણી બ્રાહ્મણ

હતો, અને બહાર ગમે તેને પડી રહેવાની છુટ હોવાથી ત્યા એક કાબુલી અને એક યુરેઝીયન પણ આવીને ઉતર્યા હતા રાત પડવા આવી એટલે સૌ પોતપોતાનુ ખાવાનુ ઓસરીના નીચેના ભાગમા કરી, ખાઇ પરવારીને, પેલા મોટા ખુલ્લા ભાગમા પોતપોતની સુવા બેસવાની જગ્યાએ આવીને બિછાના ઉપર બેઠા રાત પડી અને અધારૂ થયુ, પણ સૌનો સહીઆરો મુકામ એટલે કોઇએ દીવો કર્યો નહી અને સર્વ અંધારામા જ સુઇ ગયા

ધર્મશાળાની બહારનો ભાગ ખુલ્લો હતો તેની ત્રણ બાજુએ દિવાલો હતી પણ એક બાજુ તદ્દન ખુલ્લી જ હતી ધર્મશાળાના મુખ્ય મકાનની બહારની બાજુએ એ ભાગ હતો અને તેથી ધર્મ-શાળાનો દરવાજો રાતે બધ થાય એટલે એ ભાગ ધર્મશાળાથી તદ્દન જુદો પડયા જેવો અને વસ્તી વગરનો થઇ રહેતો એ બહાર-ના ભાગમા હૃષીકેશચદ્ર અધારામા એક ખુણે હાથનુ ઉશીકુ કરી કલાકીએ સુતો

મધરાત થવા આવી બધાએ ભર ઉઘમા પડી ગયા હતા સૌએ પોતપોતાના પાથરણા પાથર્યા હતા અને તેની એક બાજુએ પોતાનો સામાન, કપડા, વગેરે મુકી તેનુ જ ઉશીકુ કરી સૌ ઉઘતા હતા રાતમા એક ચોર ફરતો ફરતો ત્યા આવી ચ્હડયો. સૌ ખુલ્લામા સુતા છે અને તે જગ્યાએ અધારૂ છે એમ જાણી પેલો ચોર તેમના તરફ જ ગયો બધાના ખીસ્સા તેણે તપાસ્યા પણ તેમાથી કઇ મળ્યુ નહી ચોર નિરાશ થયો ફરીથી તેણે તપાસ કરવા માડયો પેલો દક્ષણી દસ દસ રૂપિઆની બે નોટો ખીસ્સામા રાખી તેને પડખે દબાવીને સુતો હતો પેલા ચોરે છીકણી-ની ડાબલી ક્હાડીને એક ચપટી ભરીને તેને સુઘાડી પેલો દક્ષણી ઉઘમા ને ઉઘમા નાક ચીબોળતો પાસુ ફેરવીને સુતો અને પાછો ઘસઘસાટ ઉઘી ગયો પેલા ચોરે તેના ખીસ્સામા હાથ ઘાલ્યો, તેના હાથમા પેલી બે નોટો આવી, પણ નકારી કાગળીયા હશે એમ ધારીને તેણે તે ત્યા જ પડતી મુકી

પેલા યુરેઝીયન પાસેથી તેનુ ઘડીયાળ, લૉકેટ અને એક સુદર પાકીટ ચોરે તેવીજ રીતે મેળવ્યા, પણ તેવા સુદા માલ તેને પકડાવે એમ ધારીને તેમને તેણે ત્યા ને ત્યા જ રહેવા દીધા

પેલા કાબુલી તથા વાણીઆ પાસેથી તે ચોરને કઇ જ મળ્યુ નહી પેલો વાણીઓ પોતાની પેટીએ સુતરની જાડી દોરી વીંટાળીને તેના બે છેડા પોતાના બે હાથે બાધીને સુતો હતો તેની પેટીને હલાવવી એ વાણીઆને જગાડવા જેવુ છે એમ ધારી વાણીઆને તો એણે પડતો જ મુકયો ચોર મનમા બડબડયો " મારા હાહરા, ડાહીમાના ડિચરા તો ખરા ! બહુ જ પાકા ! "

કઈ પણ લેવા જેવો માલ નહી મળવાથી ચોર નિરાશ થયો, પણ એણે વિચાર્યું " લાવ જરાક મજાગ તો કરૂ ! આ ડાહી માના ડિચરાને તો પુરો ઘડાવુ "

એમ વિચાર કરીને પેલા ચોરે પેલા કાબુલીની પોટલી લઇને વાણીઆના માથા તળે મુકી પેલા દક્ષણીની નોટો લઇને પેલા યુરે-ઝીયનના ખીસ્સામા મુકી યુરેઝીયનનુ ઘડીયાળ અને પાકીટ લઇને પેલા દક્ષણીના ખીસ્સામા મુકયા અને અછોડો તથા લૉકેટ બહાર દેખાય તેમ લટકાવ્યા

સવાર પડી સૌ જાગ્યા જુવે છે તો પોતાનો સામાન વેરણ છેરણ થયેલો ! પેલો કાબુલી તો સાફ્ળો ફાફ્ળો ઉઠયો અને આમ તેમ જોઇને પોતાની પોટલી ખોળવા લાગ્યો તેણે પોતાની પોટલી પેલા વાણીઆના માથા તળે દીઠી કાબુલીનો મિજાજ ગયો તે દોડયો અને બોલી ઉઠયો

" કમબખ્ત, નાદાન, મેરા માલ ચુરાયા હૈ મે તેરા જાન લઉગા "

પેલો વાણીઓ હજી ઉઘતો જ હતો કાબુલીએ તેની બે કાન-પટ્ટીઓ પકડી, સારી ચીબોળી, અને તેને હલાવીને જગાડવા માડયો વાણીઓ બાવરો બનીને પથારીમા બેઠો થયો અને બડબડયો " જે શ્રી ગોડધનનાથ ! જે શ્રી ડાવુ ડયાળ ! "

પેલો કાબુલી ધમકાવવા લાગ્યો " મેરા માલ ચુરાય કે બેઠા હૈ "

વાણીઓ બોલ્યો " જે શ્રી ડવારકાનાથજી ! માલ શો, વાટ શી, ચીટ શી ! "

કાબુલીએ હાથ ખેચીને તેને ઉભો કર્યો અને એક તમાચ ખખડાવી કહાડી પછી તે બોલ્યો " દેખ, એ માલ અમારા કે તેરા ? "

વાણીઓ સ્તબ્ધ થઈ ગયો " જે શ્રી ગોડધનનાથ ! " એમ મુખેથી બોલતો તે વિચારમા પડયો

પેલો દક્ષણી અને યુરેઝીયન પણ જાગી ઉઠયા વિસ્મય પામતા તે પોતાની આસપાસ જોવા લાગ્યા તેમણે પોતાના ખીસ્સામા હાથ ઘાલ્યા, અને અદર તપાસવા લાગ્યા દક્ષણી જુવે છે તો પોતાની નોટો મળે નહીં યુરેઝીયન જુવે છે તો પોતાનુ ઘડીયાળ, પાકીટ, અછોડો વગેરે મળે નહી બને આમ તેમ જોવા લાગ્યા પેલા દક્ષણીએ પોતાની નોટો યુરોઝીયનના હાથમા જોઈ, અને યુરેઝીયને પોતાનુ ઘડીયાળ, અછોડો વગેરે પેલા દક્ષણીની પાસે જોયા બને એક બીજા તરફ જોઈ રહ્યા, ડોળા કહાડવા લાગ્યા, લાલચોળ બની ગયા, ઉંચાનીચા થયા, અને પોતાનો માલ શી રીતે ગયો અને બીજાનો માલ પોતાની પાસે શી રીતે આવ્યો તેનો વિચાર કરતા, આશ્ચર્ય પામતા, અને વારેઘડીએ આમતેમ જોતા એક બીજાને ધમકાવવા લાગ્યા

અહી મોટુ તોફાન મચી રહ્યુ યુરેઝીયન કઈક ખ્રીસ્તીપણાના તોરમા તણાતો હતો, અને પેલો દક્ષણી બ્રાહ્મણ મનમા કઈક પેશવાઇનો ફાંકો રાખતો હતો એક ગામઠી સાહેબનો ડાળ કરતો, અને બીજો જુનો દરબારી ઠાઠ દાખવતો એક બીજાથી કોઈ હઠે તેમ નહોતુ યુરેઝીયન કઈક ઇગ્રેજીમા અને કઈક ભાગ્યાતુટયા હિંદુસ્તાનીમા બોલતો અને તેનો જવાબ પેલો દક્ષણી અડધો ઇગ્રેજીમા અને અડધો મરાઠીમા ભરડતો એકબીજાની ભાષા બને બરાબર સમજતા નહોતા, તેથી મારામારી થવાનો પ્રસગ આવ્યો

હૃષીકેશચદ્ર આઘે ઉભો ઉભો સઘળુ જોતો હતો અને કઈ-વિસ્મય પામતો "આ શુ થયુ " એમ મનમા વિચાર કરતો હતો પેલો વાણીઓ તો પેલા કાબુનીનો માલ આપી મુઠીઓ વાળીને સાથી ન્હાશી જવાની તૈયારીમા હતો એટલામા પેલા દક્ષણી અને યુરેઝીયનની તકરાર સાભળીને દરબારના સિપાઇઓ ધાઈ આવ્યા અને કોટવાળને ખબર કરી કોટવાળ સાહેબે ત્યા આવી સૌની હકીકત સાભળી અને બધાને ગુન્હાઇત કામમા દાખલ કરી પેલા ચારે મુસાફર તથા હૃષીકેશચદ્રને લઇને કચેરીમા ચાલતા થયા

કચેરીમા સૌની જુબાની લેવાની હતી, અને તેમના ઉપર કામ ચલાવવાનુ હતુ કાચા કામના કેદીઓ તરીકે સૌને અટકમા રાખવામા આવ્યા. પોતાની જામીનગીરી આપી તેમાથી છુટા થવાનો હૃષીકેશચદ્રે વિચાર કર્યો, પણ એ અજાણ્યા ગામમા એનો જામીન

કોણ થાય ? વિચાર કરતા હૃષીકેશચંદ્રને માલમ પડ્યુ કે **વીર**પુરના કારભારી **ચંદુલાલ**ના દિકરા સાથે **મનહરપુર**ના **અરવિંદલાલ**ની દિકરી ઉષાનુ લગ્ન થયેલુ છે, અને તેથી કરીને વખતે ચંદુલાલ તેના પિતા ચારૂચંદ્રને ઓળખતો હોય અને એને પણ નામથી જાણતો હોય !

હૃષીકેશચંદ્રે કોટવાળને જામીન ઉપર છુટવાની અરજી આપી કોટવાળે જામીન હાજર કરવાનુ કહ્યુ હૃષીકેશચંદ્રનો ચહેરો, સૌમ્ય આકૃતિ, ગૌર વર્ણ, ભવ્ય વિશાળ લલાટ, નમ્રતા, અને સભ્ય રીત ભાત જોઇને કોટવાળને લાગ્યુ કે એ કોઈ સદ્‌ગૃહસ્થનો પુત્ર છે એની મુખાકૃતિ ઉપરથી એની સજ્જનતા અને નિર્દોષતા કોટવાળના મનમા વસવા લાગ્યા પણ કાયદેસર સરણી કરવુ પડે તેથી તે બોલ્યો " તમે કોઈ સજ્જન પુરૂષ જણાવ છો તમે ગામમા જાવ અને જામીન લઈ આવો, હું તમને રજા આપુ છુ "

હૃષીકેશચંદ્રે ધીમેથી પુછ્યુ " અહીના કારભારીસાહેબ ચંદુ લાલભાઈ છે ને ? "

કોટવાળ—હા, ચંદુલાલભાઈ જ છે તમારે તેમનુ ઓળખાણ છે ?

હૃષીકેશચંદ્ર—મને જાતે તો એમણે જોયો હશે કે નહી, પણ મે એમને જોયા છે, મારા પિતાને તે ઓળખતા હશે

કારભારીના ઓળખીતા હશે એમ જાણી જરા બ્હીતે બ્હીતે કોટવાળે પુછ્યુ " તમારે કયે ગામ રહેવુ ? "

હૃષીકેશચંદ્ર નમ્રતાથી જવાબ આપ્યો " મનહરપુર ત્યાના અરવિંદલાલની દિકરી કારભારીના દિકરા સાથે પરણાવેલી છે, અને અમે કારભારીના વેવાઇના કઇક સબધમા છીએ કારભારીનુ ઘર બતાવવા તમે એક માણસ આપશો ? "

કોટવાળે ઝટ હા પાડી અને હૃષીકેશચંદ્રને જવાની રજા આપી

**મનહરપુર** અને **વીર**પુરના લોકો વચ્ચે રોટી વ્યવહાર તેમ બેટી વ્યવહાર પણ હતો **મનહરપુર**ના નામાંકિત કુટુબો **વીર**પુરના સદ્‌ગૃહસ્થો સાથે સબધમા જોડાયલા હતા અને તેથી તેઓ એક-બીજાને ઓળખતા હૃષીકેશચંદ્ર ઘણે ભાગે મુબઇમા જ રહેતો એટલે એ ઘણા થોડા પુરૂષોને ઓળખતો અને એને પણ થોડા માણસો જ ઓળખતા, પણ કારભારી ચંદુલાલનો દિકરો મનહર-

પુરમા પરણેલો હોવાથી તેના ઘરના માણસો મનહરપુર આવતા અને અરવિંદલાલને ઘેર રહેતા, એથી ચદુલાલના કુટુબની સઘળી વાત વિચાર મનહરપુરમા સૌ જાણતુ અને તેથી હૃષીકેશચદ્ર પણ તેનાથી માહિતગાર હતો પણ મોટાના ઘરના માણસોને સૌએ ઓળખે અને તેમની વાત જલદીથી બહાર પડે અને સૌએ જાણે, અને નાનાને કોઇ જાણેએ નહીં અને તેમની વાત બહુ બહાર પણ આવે નહીં, તેમ હૃષીકેશચદ્ર ચદુલાલના ઘરના માણસોને ઓળખતો અને તેમનો ઇતિહાસ જાણતો પણ એને ચદુલાલના ઘરના કોઈ ઓળખતા નહી

કોટવાળે આપેલા સિપાઇને લઇને હૃષીકેશચદ્ર કારભારીને ઘેર જવાને નીકળ્યો કારભારીનો બગલો ગામની બીજી બાજુએ, ગામથી એકાદ બે ખેતરવાને છેટે આવેલો હતો આપણા જુના રાજરજ-વાડાની જુની રીત પ્રમાણે તે બાધેલો હતો, પણ આધુનિક રિવાજને અનુસરીને તેમા વટતો ફેરફાર કરેલો હતો બગલાની આસપાસ થોડેક સુધી બાગ હતો અને તેમા વૃક્ષોની ઘટાઓ, આબાવાડીયુ વગેરે જુની ઢબ પ્રમાણે આવેલા દેખાતા હતા વૃક્ષવાટિકાઓ તથા લતામડપો ત્યા બનાવવામા આવ્યા હતા, અને તેમા ચકચકતા સુદર આરસપહાણની બાકડીઓ મુકવામા આવી હતી બગીચામા ફુલઝાડ કવચિત જ માલમ પડતુ, પણ પત્રોની વટાની શોભા આપતા અને શીતળતા પ્રસારતા અનેક વૃક્ષ અહી તહી રોપેલા દેખાતા હતા બગલામા પેસવાના દ્વારની સામે, બગીચાના મધ્ય ભાગમા, સગેમરમરનો ફુવારો ઉડી રહ્યો હતો સઘળુ શાત અને પ્રદેશ નિર્જન જણાતો હતો

સમય પ્રભાતનો હતો સૂર્યનારાયણ પોતાના કેસરસરીખા-કસુબીયા—કિરણ વૃક્ષોની ઘટાઓ ઉપર પ્રસારી તેમને રક્ત રગે રગી રહ્યા હતા પેલો સિપાઈ હૃષીકેશચદ્રને લઇને એ બગલાની નજીક નજીક આવતો હતો જરા વધારે પાસે તેઓ બને આવ્યા એક સુદર ગાન જાણે આઘેથી વૃક્ષોની ઘટાને ભેદીને આવતુ હોય તેમ કઇક કઈક મધુરૂ મધુરૂ સભળાવા લાગ્યુ તે ક્ષણવાર સભળાય, અને પાછુ પોતાના પગલાના અવાજમા ઢકાઇ જાય જરા વધારે પાસે તેઓ ગયા ગધર્વનગરીની જાણે કોઇ કિંનરી ગાતી હોય તેવો કોમળ અને મધુર સ્વર તેમને કાને પડયો આસપાસ જુવે છે તો

વૃક્ષોમા ફરતા પક્ષીઓ એ આલાપના મધુર તાનમા લીન થઇ ગયા હોય તેમ શાંત બની લપ્પાઇને ગુપચુપ બેશી રહેલા જણાયા

હૃષીકેશચંદ્રના મનમા વિચાર થયો "શુ આ મધુર સ્વર મદકલિકાનો હશે ?"

વળી વધારે પાસે તેઓ ગયા ઇંદ્રના ઘરની કોઈ અપ્સરા જાણે કે દીવ્ય ગાન કરી તેના કોમળ સ્વરથી આસપાસનુ સઘળુ વાતાવરણ ભેદતી હોય તેમ આકાશમા, હવામા, વૃક્ષોમા, સઘળે આ મધુર સંગીત વ્યાપી રહેલુ તેમને લાગ્યુ

વળી વધારે પાસે તેઓ ગયા સંગીતના શબ્દો સ્પષ્ટ સમજાવા લાગ્યા હૃષીકેશચંદ્ર કાન દઇને સાંભળી રહ્યો

( મ્હાડ )

કહેજે સંદેશો આજ,
પંખીડા આ આ આ કહેજે સંદેશો આજ
કહેજે સંદે એ એ એ શો આજ,
પંખી ઈ ઈ .ઈ ડા કહેજે સંદેશો આજ
નણદલ મારી કાયર કરે છે,
પીયુ પળાવે છે લાજ પંખીડા કહેજે સંદેશો આજ
પીયુ પળા આ આ વે છે લાજ,
પંખી ઈ ઈ ડા, કહેજે સંદેશો આજ

હૃષીકેશચંદ્ર મનમા બોલ્યો ' ખરેખર, આ સ્વર મદકલિકાનો જ હોય મે ઓળખ્યો આ શબ્દો પણ એના જ "

એ સંગીતના શબ્દોમા મદકલિકાના વિચારોને તે વાચતો હોય તેમ હૃષીકેશચંદ્ર તેને કાન દઇને સાંભળવા લાગ્યો

"પીયુ પળાવે છે લાજ" ભાર દઇ દઇને એ શબ્દોને હૃષીકેશચંદ્ર બે ત્રણ વાર મનમા બોલ્યો અને પછી બડબડયો "હા, ખરૂ જ ! પીયેરની લક્ષ્મીના છાકમા છકેલી મદકલિકાને સાસરામા તો બંદીવાસ જ લાગે એને તો સ્વતંત્રતા જોઇએ, ખુલ્લુ ફરવુ હરવુ જોઇએ, અને એનો પતિ મનોહરલાલ, બિચારો સજ્જન, સુશિક્ષિત અને વિનયશીલ, તે એને લાજ શરમ પળાવે, અને એને મર્યાદામા રાખે, એ એને કેમ પાલવે ! સ્ત્રીઓનુ સ્વાભાવિક ભૂષણ લજ્જા જ છે લાજ શરમ વગરની સ્ત્રી, સ્ત્રી જ નથી **त्रपा हि अंगनाना विभूषणम्**

વળી પાછો તે કાન દઇને સાંભળવા લાગ્યો શ્રીકૃષ્ણની બંસરી-નો અવાજ સાંભળીને જેમ ગોપીઓ ઘેલી થઇ જાય અને બંસરી તરફ ખેંચાય, જેમ વાદીની તુંબીના નાદથી નાગ આકર્ષાય, તેમ હૃષીકેશચંદ્ર, મદનકલિકાના સંગીતથી મહેલ નજીક વધારે ને વધારે તણાવા લાગ્યો તેણે પોતાના પગલાં ઝટ ઝટ ઉપાડવા માંડયાં, સંગીતનો મધુર સ્વર વધારે ને વધારે સ્પષ્ટ થવા લાગ્યો, તેણે સાંભળવા માંડયું

સાસુડી મારી રોકે વણુએ, દે છે મુને બહુ કાજ પંખીડાં
કાજ કરૂં ને સંભારૂં પીયેરીયું, પીયેરીયું નાનુંસું રાજ પંખીડાં
કહેજે સંદે એ એ રો આજ પંખીડાં આ કહેજે

મદનકલિકાના શબ્દે શબ્દ ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્ર વિચાર પરંપરામાં ડુબી ગયો "સાસુ મારી રોકે ઘણુએ " સાસુ બિચારી પવિત્ર, ધાર્મિક, અને મરતાને પણ મેર ન કહે એવી છે ' દે છે મુને બહુ કાજ ' નોકર ચાકરમાં ઉછરેલી, અને વળી બે આંકડા ભણેલી, એટલે કામ શેનું ગમે ! આધુનિક કેળવણીનું એ પરિણામ હશે કે શું ? ' પીયેરીયું નાનું રાજ ' જેણે મુકી લાજ તેને નાનું સરખું રાજ મદનકલિકા, તારે રાજ્ય તો ખરૂં તો ?

"મદનકલિકા, ગુમાનને ત્યજી દે તને પણ આધુનિક સમયનો વા વાયો છે કે શું ? ગર્વ છોડ પીયેરના રાજ્ય કરતાં પતિની ઝુંપડી વધારે સારી અનેક લતાઓ વૃક્ષને વળગીને સુખ અને વૃદ્ધિમાં ડોલે છે અનેક નદીઓ જન્મભૂમિમાંથી નીકળી આવી સાગરને મળે છે પવિત્ર જાન્હવી સાગરને મળવાને સ્વર્ગમાંથી પણ નીચે પૃથ્વી ઉપર આવી છે "

હૃષીકેશચંદ્રનું મગજ ચગડોળે ચ્હડયું અને તે આખરે મનમાં સડબડયો "અફસોસ ! આધુનિક સમય લક્ષ્મીને સુખ અને શાંતિનું સાધન ગણે છે, પણ ભૂલ છે મદનકલિકા પણ એવા જ વિચારમાં તણાતી હોય એમ લાગે છે "

હૃષીકેશચંદ્રે વળી પાછું કાન દઇને સાંભળવા માંડયું

માતા મારી રૂદન કરે તો, તું પણ રોજે સાથ
પંખી ઇ ઇ ડાં તું પણ રોજે સાથ પંખીડાં કહેજે

એ સાંભળીને હૃષીકેશચંદ્રથી મોટેથી બોલાઇ ગયું "મદનકલિકા, તું પણ સાથે સાથે રોજે "

સિપાઈ એ સાભળીને બોલી ઉઠ્યો " જ્ય બત બન હે ક્યા સાબ ! ફીસફી સાથ આપ બાત કરતે હો "

હૃષીકેશચદ્ર વાત ફેરવી વાળી અને છેક મહેલની પાસે આવી પહોચ્યા મહેલની સામે છેક પાસે જ પુર જ્હોરમા ઉડતો, પાણીના પડવાથી ચકચકતો દેખાતો આરસપહાણનો ફુવારો જોઇને મદ્દકલિકા-ના ગુમાન અને તોરનો આરોપ એ ફુવારામા હૃષીકેશચદ્ર કરવા લાગ્યો અને મનમા બોલ્યો ' મદ્દકલિકાની અસર એને પણ લાગી છે કે શુ ? એનોયે પણ તોર માતો નથી " એમ બોલીને હૃષીકેશ-ચદ્ર મનમા ન મનમા હસ્યો

એટલામા તો તેઓ મહેલના દ્વારના પગથીયાની છેક નજીક આવી પહોચ્યા હૃષીકેશચદ્રે પોતાનુ નામ ઠામ લખીને આપ્યુ અને કારભારી માહેબને વરધી કહેવરાવી

કારભારી ચદ્રુલાલ હૃષીકેશચદ્રને ઓળખતો હતો તેના બાપને તેણે જાતે જોયા હતા અને તેમની પ્રતિષ્ઠા અને ખ્યાતિથી તે વાકેફ હતો હૃષીકેશચદ્રની વિદ્યા, સદ્દગુણ, અને લાયકાત વિષે તે કઇક જાણતો હતો, અને તેને માટે તેનો અભિપ્રાય સારો હતો એક વખત મદ્દકલિકાનુ લગ્ન હૃષીકેશચદ્ર સાથે કરવુ એવો એનો વિચાર નક્કી પણ થઈ ગયો હતો અને ઘરના માણસોને તેણે તે વાત પણ કરી હતી, મદ્દકલિકા પણ તે વાત જાણતી હતી પણ હૃષીકેશચદ્રના સુભાગ્યે એ પ્રસગ પ્રભુએ આવવા દીધો નહોતો હૃષીકેશચદ્રને એમાની કશીએ ખબર નહોતી

સિપાઇએ વરધી આપી એટલે ચદ્રુલાલે કઈક આનદથી અને કઇક હૃષીકેશચદ્રના માન, પ્રતિષ્ઠા, અને વિદ્યાથી આકર્ષાઇને તેને તરત અદર લાવવાનુ કહ્યુ ચદ્રુલાલ દિવાનખાનામા બેઠો હતો ત્યા હૃષીકેશચદ્ર આવ્યો સ્વાભાવિક રીતે એમ બને છે કે વિદ્યા અને સદ્દગુણ આગળ ગમે તેવા હોદ્દેદારનુ પણ મિથ્યાભિમાન અને ડોળ ક્ષણવાર દબાઇ જાય છે વિદ્વાનની વિદ્યા અને લાયકાતની કઇક ઉડી છાપ તેના મનમા પડી જાય છે અને તે તેના માન પ્રતિષ્ઠા જાળવવાને જાણે કે ઉહાવરો બનતો હોય તેમ જણાય છે ગમે તેવો પણ શઠ પુરૂષ સાધુ પુરૂષની આગળ નમી પડે છે. એથી કરીને હૃષીકેશચદ્ર અદર આવ્યો એટલે પોતાની પદવી અને સત્તાનુ

ગુમાન ધરીને ખુરશી ઉપર પડેલો ચંદુલાલ તેને જોઈને, તેની વિદ્યાના તેજમાં કંઈક તણાઈને, પોતાની ખુરશી ઉપરથી સહેજ ઉભો થયો અને "આવો" કહીને એને બેસાડયો પછી કંઈક બેદરકારી ભરેલી દષ્ટિ કરી, મુછોને મરડતે મરડતે ચંદુલાલે પુછયું "તમે તમે ઓચીંત્યા અહીં ક્યાંથી આવ્યા ?"

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો "એ બધી વાત હું તમને પછી કહીશ અત્યારે તો એક આફત મારે માથે આવી પડી છે, તેમાંથી મને છુટો કરો"

કંઈક ડોળ કરતો, કંઈક ગર્વ ધરતો, મનમાં કંઈક બીજી જ વાતનો વિચાર કરતો અને હૃષીકેશચંદ્રની વાતને જરા ટોળમાં ઉડાવતો ચંદુલાલ જરા હસતે હસતે બોલ્યો "તમારે માથે વળી આફત કેવી !"

હૃષીકેશચંદ્રે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી એ સાંભળીને ચંદુલાલે કોટવાળના ઉપર ચીઠ્ઠી લખી અને તેમાં હૃષીકેશચંદ્રને તદ્દન છુટા કરવાનું લખી તે ચીઠ્ઠી હૃષીકેશચંદ્રના હાથમાં આપીને કહ્યું "લ્યો, આ ચીઠ્ઠી તમારી સાથે આવેલા સિપાઈને આપો કે તે કોટવાળને આપે કોટવાળ તમને તદ્દન છુટા કરશે તમારે હવે પાછા જવાની જરૂર નથી"

હૃષીકેશચંદ્ર બહાર આવ્યો અને પેલી ચીઠ્ઠી સિપાઈને આપી પાછો દિવાનખાનામાં જઈને બેઠો ચંદુલાલે તેને પોતાના બંગલામાં બે ચાર દિવસ રહી જવાનું કહ્યું હૃષીકેશચંદ્રે તે માન્યું તેની પાસે કપડા, જોડા, વગેરે કંઈ નથી એ જોઇને ચંદુલાલે તેને છાજે એવા સારા કપડા વગેરે આણી આપવાનો એક કારકુનને હુકમ કર્યો પણ હૃષીકેશચંદ્રે કંઈ પણ લેવાની ના પાડી ચંદુલાલે તેનું કારણ પુછયું ત્યારે હૃષીકેશચંદ્ર જવાબ આપ્યો "અડધું ભારતવર્ષ વસ્ત્ર વગર નગ્ન ફરે છે, તે સારા વસ્ત્રો પહેરશે ત્યારે હું પહેરીશ"

હૃષીકેશચંદ્રની દેશદાઝથી નવાઈ પામતો ચંદુલાલ કંઈક મો મલકાવતો તેની સામે જોઈ રહ્યો ક્ષણવાર પછી તે પોતાનું કામ કરવા લાગ્યો અને હૃષીકેશચંદ્ર ત્યાંથી ઉઠીને પોતાને આપેલી એક ઓરડીમાં જઈને બેઠો કારભારીના બંગલામાં તે કેટલાક દિવસ અતિથિ તરીકે રહ્યો ત્યાં કેટલાક અવનવા બનાવો તેની દષ્ટિએ

પડ્યા તે સર્વ ઉપર વિચાર કરતો અને કારભારીના કુટુંબનું જીવન નિહાળતો તે પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો

ચંદુલાલ વંશપરંપરાથી ચાલતું આવતું કારભારીપણું ભોગવી રહ્યો હતો દેશી રાજ્યોના કારભારના દાદ, મદ, અને તોરમા તણાતો તે કારભારીઓમા જણાઇ આવતું આવડનું મિથ્યાભિમાન રાખતો કારભાર મળ્યાનો ગર્વ ધરતો અને પોતાના બાપદાદાની દોલતનો ફાંકો બતાવતો હોશીઆરીમાથી તે હાથ કહાડતો નહી, વાતના મુછ ઉપર તાલ દેવાનુ ચુકતો નહી, તેના બોલવામા અને ચાલવામા તેનુ મિથ્યાભિમાન, પદવી અને દોલતના ગર્વની છાપ પડી જતી તેની આંખોમા મત્તાની ખુમારી દેખાતી, અને તે ચાલતો ત્યારે લાગે કે ધરતી ઉપર તે પગ મુકતો જ ન હોય એમ સૌને લાગતુ

ચંદુલાલના ચક્ષુ તરફ નજર કરતા એની ભ્રકુટિ હમેશા ચ્હડેલી જ જણાતી, એની નજર કરડી લેખાતી, જાણે કે સર્વનો તિરસ્કાર કરતો હોય તેમ આસપાસ જોયા વગર, છાતી કહાડી, ટટાર થઇને તે ચાલતો અને વારે ઘડીએ ખોખારો કરતો અને મુછ મરડતો પોતાનુ અને પોતાના કુટુંબનુ ભરણપોષણ કરવામા મોજશોખના સાધનો પુરા પાડવામા, જરાક માથુ દુખે તો ડાક્ટરોના ઘર ભરવામા, અને એક રાજેશ્રી કુટુંબની માફક રહેવામા અને ગાડીઘોડે ફરવામા જ ચંદુલાલનુ ઘણુ દ્રવ્ય વપરાતુ અતિથિ પરોણાઓ આવે તો તેમની બરદાશ કરવામા મોભા પ્રમાણે થાય અને તેમા પુષ્કળ દ્રવ્ય વપરાય, પણ દ્રવ્યની તાણે વસતા આ બ્હેનો, ભત્રીજા, અને ભાણેજોનુ દુખ કમી કરવા તરફ ચાંખ ઉઘાડી કાન થાય, યુરોપિયનોને મોટા મોટા ખાણા અપાય, પણ ગરીબની આંતરડી કદિ ન ઠરાવાય, એ ન્યાય આ કારભારના તોરમા તણાતા કારભારીના ઘરમા ચાલી રહ્યો હતો

પોતાની ઓફીસમા અને રાજ્યમા પોતાના હાથ નીચે ઘણા ગ્રેજ્યુએટો કામ કરતા હોવાથી પોતે એક ગ્રેજ્યુએટ કરતા પણ અધિક છે એમ ચંદુલાલ માનતો ગ્રેજ્યુએટોની વ્યાપક અને સામાન્ય રીતે ગણાતી ઉત્તમતા સર્વની બાબતમા પ્રમાણ તરીકે ન લેવાય એમ તે ગણતો, પણ કેટલાક ચાલાક અને એને પણ ટપી જાય એવા ગ્રેજ્યુએટોની અગાધ બુદ્ધિ, વિશાળ જ્ઞાન, કાર્ય સમજી લેવાની

શક્તિ, કર્તવ્યનિષ્ઠા, સત્યતા અને નિડરતા જોઇને તે વિસ્મય પામતો અને તેનુ હૃદય પરાણે કબુલ કરતુ કે કેટલાક સારા અને હોશીઆર ગ્રેજ્યુએટો ઘણુ સારૂ કામ કરી શકે છે એક અનુભવી ખલાસી જેમ પોતાનુ વહાણુ પોતાને પરિચિત માર્ગે હમેશા લાવે છે અને લઇ જાય છે, પણ અપરિચિત માર્ગે જવાની તે હિંમત ધરતો નથી અથવા ધરે છે તો તેનુ વહાણુ વખતે અથડાઇ પડે છે, તેમ એક જુનો અને અનુભવી અમલદાર પોતાને પરિચિત હમેશને માર્ગે ચાલ્યો જાય છે, પણ અણધાર્યા કામો આવી પડે છે ત્યારે તે ગુંચવાય છે, પરંતુ તેની જગ્યાએ જો કોઇ વિદ્વાન પુરુષ હોય તો તે પોતાની બુદ્ધિના બળથી ઝટ માર્ગ કહાડી શકે, અથવા પ્રથમથી જ દીર્ઘ દૃષ્ટિ વાપરી તેવા અણધાર્યા પ્રસંગો આવવા જ ન દે, એવુ એવુ તેનો જાતઅનુભવ ચંદુલાલના મનમા ખૂબ ઠસાવતો છતા પણ પદવી અને અધિકારને લીધે તે પોતાની જ શેખી આગળ કરતો અને "એ તો વેદીયા ઢોર એ તો પરીક્ષાઓ જ પાસ કરી જાણે, દુનિયાદારીનુ એમને શુ ભાન !" એમ તે વારંવાર કહેતો અને ગ્રેજ્યુએટોને હલકા પાડી પોતાની જ મહત્તા સાબીત કરવાનો પ્રયાસ કરતો

સામાન્ય રીતે નિયમ એવો હોય છે કે જે ભણેલા નથી તે ભણેલાઓની અદેખાઈ કરે છે અથવા તો ફલી બની વિદ્વાન હોવાનો અને સાક્ષર ગણાવાનો ડોળ ચાલે છે એથી કરીને એમ બનતુ કે જોકે ચંદુલાલ વાસ્તવિક રીતે પાંચ છ ચોપડીઓ ભણ્યો હતો, તેનામા કંઇ ઉંડુ જ્ઞાન નહોતુ, સાહિત્ય તેણે ચાખ્યુ નહોતુ, અને તે વાચવાનો તેને શોખ પણ નહોતો, પણ ઉંચી પદવીને લઇને વિદ્વાનની ગણતરીમા ગણાવુ એમ ધારી એકાદ સારૂ પુસ્તક લઇ તેના પાના તે ફેરવતો બે ચાર બાબતો તેમાથી વાચી લેતો, કોઇ વિદ્વાન આવે તો તેના બોલેલા બે ચાર વાક્યો ગોખી લેતો અને વખત આવ્યે તે બોલીને સાક્ષર હોવાનો ડોળ ને ઘાલતો

વિદ્વાનની આગળ ચંદુલાલ ખપ જેટલુ જ બોલતો અને પોતાની નિરક્ષરતાને ઢાંકતો પણ પોતાના હાથ નીચેના માણસો આગળ તે જરા મોંનો ફુફાડો રાખતો, રોફ પાડતો, પોતાની કમ-હોશીઆરીને જણાવા નહીં દેતો અને આવડના કમીપણાનુ સાટુ મોંનુ જોર રાખીને વાળતો તે નોકર ચાકરને ધમકાવતો, કારકુનોની

ધૂળ કહાડી નાખતો, તેનાથી વધારે ભણેલા હોય તેમને કંઇક તેવુ જ શરમાવા જેવુ કહીને શરમાવતો, ઘડીકમા તેમની ભૂલ હોય તે આગળ કરતો, અને તેમને અડાવતો રહેતો ઘડીકમા તેમના સારા કામને માટે શાબાશી આપતો, અને પોતાનાથી ન સમજાય એવુ કંઇ હોય તો તે વિષે ચુપ જ રહેતો, આમ તાબાના નોકરો ઉપર દાબ પાડતો, પોતાનુ માન જાળવતો, પોતાનો બોલ ઉપર ને ઉપર રાખતો, પોતાની કમ અક્કલને બહાર પડવા નહી દેતો, અને માત્ર પોલે પાને જ મનુ કરતો, ચંદુલાલ વીરપુરનો કારભાર ચલાવી રહ્યો હતો

અહંકારી હૃદયના હૃષીકેશચંદ્રને આવી દંભી પ્રકૃતિવાળા ચંદુલાલના વરમા રહેવુ વસમુ થઈ પડયુ અહી તેને બરાબર ગોઠયુ નહી અભણ ચંદુલાલ વિદ્વાન અને સાહિત્યનો રસિક હોવાનો ડોળ ચાલતો અને વારવાર હૃષીકેશચંદ્ર સાથે વિવાદ કરી તેની કિમત ઓછી કરવાનો પ્રયત્ન કરતો હૃષીકેશચંદ્રને તે ઓછુ પાલવતુ, પણ ખુનીએ કરેલો ઘા હજી રૂઝાયો નહોતો, તેમાથી લોહી નીકળ્યા કરતુ હતુ, તેથી સઘળુ સહન કરી, ઘા રૂઝાતા સુધી વીરપુરમા રહેવાનો નિશ્ચય કરી, તે પોતાનો સમય જેમ તેમ નિર્ગમન કરતો હતો

ચંદુલાલનુ કૃત્રિમ અને દાંભિક જીવન, નિરક્ષરતા, અને ખોટા ડાકથી હૃષીકેશચંદ્રને ઘણો કંટાળો આવતો અને પોતાના માદ જીવન અને ઉચ્ચ વિચારથી તે સૌમા ભાત પાડતો

એક નિરૂદ્યમી પુરૂષ પોતાની ડાયરીમા લખતો હતો મે શુક્રવારે બપોરે પાચ રોટલી ખાધી ! સાજે મને ચાર છીંકો આવી ! રાતે હું બે કલાક ઉંઘ્યો ” તેવી રીતે ચંદુલાલ કારભારીની ડાયરીના પાના “ આજે ભજીયા નડયા ! કાલે જરા વધારે જમાયુ ' જમ્યા પછી બે કલાક ઉંઘ્યો પણ સુસ્તી ઉડી નહી આજે સહીના કાગળો બહુ હતા—પચ્ચીસ ત્રીસ ” વગેરે વગેરેથી ભરાતા હતા ચંદુલાલ સવારે આઠ વાગ્યે ઉઠતો, બહાર દાતણ કરવાને મોટો પાટલો, ચાદીનો લોટો, દાતણ, પાણી, મંજન, મશી, બ્રશ, ટુવાલ વગેરે મુકાતા અને પોતે પાટલા ઉપર બેશી દાતણનો ઓદો મોમા ઘાલીને બીજાઓ જોડે વાતોના તડાકા મારતો, દાતણ ચાવતો, થુંકની પીચકારીઓ મારતો, ઘડીકમા દાતે મંજન ઘસતો, ઘડીકમા મશી

લગાડતો, કંઇક કામ સમજાવવાને આવેલા કારકુનોને જવાબ દેતો, કારકુને ખરો શેરો કર્યો હોય છતા પણ પોતાનો ફક્કો ખરો કરવાને ના–આ–આ–એમ નહીં, ચાલો પણ હશે, હવે લખ્યુ તે લખ્યુ, એમ લહેકાવીને બોલતો આ રીતે લગભગ દોઢ કલાક ચંદુલાલ દાતણ કરવામા જ ગાળતો.

જાણે કે કારભારીપણું બહુ જ ઠાઠથી જમવામા, ઠાઠથી રહેવામા, અને ઠાઠથી હરવાફરવામા જ સમાઈ રહ્યું હોય તેમ ચંદુલાલ બહુ જ ઠાઠથી—પાચ પચ્ચીસ ચટણી અથાણા સાથે ચાદીના ટાટમ જમતો, બહુ જ ઠાઠથી—મુખમલની ગાદી, મુખમલના કોચ, મુખમલના તકીયા અને તળાઇઓ, તથા ઉચા પ્રકારના ટેબલ ખુરશીઓ રાખીને તે રહેતો, અને કપડાલત્તા પણ ઘણા ઠાઠથી જ પહેરતો જમ્યા પછી એક કલાક પથારીમા તે આળોટતો અને વર્તમાનપત્ર વાચવાનો ડોળ કરતો પછી કચેરીમા જઇને કાગળો ઉપર સહીઓ કરતો અને જરા હા, હો, કરી બહુ કામમા છુ એવો ડોળ કરી કચેરીમાથી તે નીકળતો, કંઇક બહાનુ કહાડીને રાજમહેલમા ડોકું ઘાલતો, અને રાણાજીને મો બતાવી તે ફરવા નીકળી પડતો

“ શેઠ આવ્યા તો કહે નાખો વખારે ” કારભારીના ઘરમા એ સ્થિતિ હૃષીકેશચંદ્રની થઇ રહી તેને રહેવાને એક ઓરડી આપવામા આવી હતી અને તેને જોઇતુ કરતુ આપવાને નોકરોને હુકમ કરવામા આવ્યો હતો પણ મોટાના ઘર એટલે ગેરવ્યવસ્થાનુ તો પુછવુ જ શુ ‘ અને મોટાના ચાકરો એટલે ગમે તેમ વર્તે કુટુબના માણસોને પરોણાની મેમાનગીરી કરવાનુ કામ હલકુ લાગે અને સૌ પોતપોતાના તાનમા ગુલતાન હોય, એથી કરીને હૃષીકેશચંદ્રને અનેક મુશ્કેલીઓ વેઠવી પડતી, અને કેટલીક વાર તો નોકરો ચાકરોની બેદરકારીથી અપમાન પણ સહન કરવાનો તેને પ્રસગ આવતો ચંદુલાલનો દિકરો ધીરેન્દ્ર તેનો બધળો સમય ખાનપાન, નિદ્રા અને રમતગમતમા જ વીતાડતો હતો ઉપર ઉપરથી તે મોઢાની મીઠાશ વાપરતો અને હૃષીકેશચંદ્ર સાથે કંઇક સભ્યતાથી વર્તતો, પણ નોકરો ચાકરોને હાથે ઉછરેલો તે વિવેકશૂન્ય હતો અને નવા અતિથિની એને બીલકુલ દરકાર નહોતી

ચંદુલાલની દિકરી મદકલિકાની ઉમ્મર લગભગ અરાઢ

વર્ષની થવા આવી હતી યૌવનમદમા તણાતી તે જાણે મદની કળી જ હોય તેમ દેખાતી હતી કારભારીની પુત્રી, વૈભવમા ઉછરેલી, લક્ષ્મીના મદમા ડુબેલી, રૂપના ગર્વથી ભરેલી, બાપની પદવીના અહંકારથી છકેલી, સૌન્દર્યના શશી સરીખડી, મદકલિકા સોળ સત્તર વર્ષ પુરા કરી યુવાવસ્થાના વસંતદ્વારમા દાખલ થવા લાગી હતી સુદર પણ ચંચળ અને અસ્થિર, નાચતી કુદતી, છણુછણાટ કરતી ચાલતી, યૌવનની પરિસીમા તે દાખવતી હતી તેની મુખમુદ્રા ઉપર ફુટી નીકળતી લાલ સુરખી સૂર્યોદયના કુકુમ સરખા તેજ જેવી રક્ત અને તેજસ્વી જણાતી હતી જુવાનીના જોરમા મુકાતા પગલાના જોરથી ધરતીને કપાવતી અને વેગથી રંગે ગજવતી, મદમસ્ત હાથિણીની માફક તે ડોલતી અને મ્હાલતી ચાલતી હતી તેની આંખોમા પિતાની લક્ષ્મીની કેફ઼ દેખાતી અને તે ઘુમરાયલી અને ગુમાનવાળી જણાતી પોતે જાણે બીજાનો તિરસ્કાર કરતી હોય તેમ તેના નાકની અણી ઉંચી ને ઉંચી રહેતી તે સૌની સામે થતી અને કોઇને ગણકારતી નહીં, લોકો કહેતા કે છોકરી એના બાપ ઉપર પડી છે, એની માનુ એનામા કંઇ એ નથી

મદકલિકા સ્વભાવે જાજ્વલમાન હતી કોઇનો બોલ તે સાખતી નહી અને કોઇને તે ગાંઠતી નહી માબાપની એકની એક પુત્રી હોવાથી તે લાડમા ઉછરેલી હતી, તેથી કોઇ એને એક શબ્દ કહે તો એ એને સામા દસ સંભળાવતી કોઇને તે પત કરતી નહી સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જા તેનામા ન હતી, પણ પોતાના બાપની આબરૂ, માન, પ્રતિષ્ઠા, અને પદવીને લીધે તે કંઇક મર્યાદામા રહેતી અને નીતિનો ભંગ કરતી નહી નોકરોને તે ધમકાવે, અને રસો-ઇઆની પણ તે ધૂળ કહાડી નાખે એથી સૌ "બ્હેન, બ્હેન," મોઢે કરે, પણ પાછળથી તેને "ભુંડી કોશ" કે "કપાતરનો કકડો" કહીને તેની વાતો કરે, અને બ્હેન પડે આખડે કે બ્હેનને કંઈ વાગે તો નોકરવર્ગ મનમા રાજી થાય

કુદરતનો સામાન્ય નિયમ એવો હોય છે કે મોટાના છોકરા નરકારી ભાગ્યે જ હોય છે તેમની કેળવણી ઉપર પુરતુ લક્ષ્ય ભાગ્યે જ અપાય છે તેઓ ઉપરચોટીયુ થોડુ ભણી પોતાનો સમય કોઈ વાદ્ય વગાડવામા કે વાર્તાઓ વાંચવામા કે નિદ્રા અને આલસ્ય-

મા જ કહાડે છે એથી કરીને મદકલિકા સારંગી વગાડતા શિખી હતી અને આખો દિવસ તે વાદ્ય વગાડ્યા કરતી હતી

મદિકલિકાનુ લગ્ન ગામના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના દિકરા મનોહરલાલ જોડે થયુ હતુ મનોહરલાલ સુશિક્ષિત અને સારા વિચારનો હતો અને તેનુ કુટુબ જુના અને ધાર્મિક વિચારવાળુ હોવાથી તેનામા પણ તેવા ગુણો ઉતર્યા હતા અને તેથી તેને ઘેર મદકલિકાની સ્વતત્ર રીતભાત, લજ્જા રહિત વર્તણુક, અને ગર્વીષ્ટ સ્વભાવ સ્ત્રીઓને અણછાજતા આચરણો તરીકે લેખાતા હતા. મનોહરલાલના ઘરમા સઘળુ સુવ્યવસ્થિતપણે અને સુમર્યાદિતપણે ચાલતુ અને સ્ત્રીઓ પોતપોતાની મર્યાદામા રહી, જનાનાના પવિત્ર અને અગમ્ય પ્રદેશમા પોતપોતાનુ કાર્ય કરતી અને કર્તવ્ય બજાવતી સૌને નિયમસર ફરવા હરવાની છુટ હતી, પણ અમુક હદમા રહીને જ સૌ મનોહરલાલની વૃદ્ધ માતાના કબ્જામા રહેતા અને તેમની દેખરેખ નીચે ફરતા, હરતા અને પોતાનુ કામકાજ કરતા

પિતાના લાગભાગના તોરમા તણાયલી મદકલિકાને સાસરામા મર્યાદામા રહેવુ તે પાજરામા પુરાયા જેવુ લાગતુ પિતાના ઘરમા સ્વાતત્ર્યમા ઉછરેલી અને યૌવનમા ગમે ત્યા ફરેલી મદકલિકાની બ્હેકેલી મનોવૃત્તિ સ્ત્રીની સ્વાભાવિક લજ્જાને બ્હીકણુપણુ ગણતી અને પતિની ધાક કે ડોકને પણ ગણકારતી નહી પિતાનો પૂર્ણ વૈભવ ભોગવી રહેલી મદકલિકાને સાસરામા ગોઠતુ નહી અને છએક મહિના પાએર રહી આવુ એમ કહીને તે પીયેરમા આવી હતી અને મોટાની દિકરીઓ કરે છે તેમ તે પીયેરમા પડી રહી હતી અને સાસરે જવાનો વિચાર પણ કરતી નહી

ચદુલાલના કહેવાથી ધીરેન્દ્ર હૃષીકેશચદ્રને પોતાની સાથે ઘોડાગાડીમા બેસાડીને સાજ સવાર ફરવાને લઇ જતો અને તેને જોવા લાયક જગ્યાઓ બતાવતો મદકલિકા હૃષીકેશચદ્રના તેજમા કઇક અજાતી, તેના ભવ્ય અને વિશાળ કપાળ તરફ દૃષ્ટિ કરતી, તેના દિવ્ય નેત્રો નિહાળતી, તેની વાતો સાભળવાને બેસતી અને પોતાના ગુમાનને જરાક નમાવતી

હૃષીકેશચદ્રના પ્રભાવશાળી વર્તનથી મદકલિકાના માન અને ગુમાન કઇક દબાતા મદકલિકા ગમે તેવી ગુમાની હતી, પણ

યુનિવર્સીટિની પદવો વાળા, વિદ્વાનમા લેખાતા અને પ્રતિષ્ઠા પામેલા પુરૂષોની આગળ તેનો સર્વ ગર્વ ગળી જતો, તેની લક્ષ્મીની કેફ ઉતરી જતી અને તેનુ ગુમાન કઇંક નરમ થઇ જતુ શ્રીકૃષ્ણની મોરલીથી જેમ ગોપીઓ આકર્ષાય તેમ તે હૃષીકેશચદ્રના વાર્તાલાપથી ખેચાતી કમલપુષ્પની સુવાસથી જેમ ભ્રમર લોભાય અને તેમા જ બધાય તેમ મદકલિકા હૃષીકેશચદ્રના પવિત્ર વાતાવરણથી લોભાતી અને તેમા જ બધાતી જેમ બાજીગરની મોરલીનો મીઠો સુર નાગને અનેક નાચ નચાવે તેમ મદકલિકારૂપી નાગણુ હૃષીકેશચદ્રના શબ્દોથી અનેક નાચ નાચતા હૃષીકેશચદ્રની વિદ્યા, પ્રતિષ્ઠા અને માનથી મદકલિકા લોભાતી, અજાતી, તણાતી, અને દબાતી કોઇ કોઇ વાર તે નવા અતિથિનુ મન્માન કરવાને આગળ આવતી અને હૃષીકેશચદ્રને કશી અડચણ પડે નહી તેની કાળજી રાખતી પણ પિતાની લક્ષ્મીનો મદ અને સત્તાના તોરમા તણાયલી તે ઘણીવાર બેદરકારી બતાવતી અને સામે જોયુ ન જોયુ કરીને તે આઘી ખશી જતી. જ્યારે તે તેની કાળજી કરતી ત્યારે ઘરમા હૃષીકેશચદ્રનુ માન વધતુ

સવારમા ચાહ પીતા કે નાસતો કરતા કારભારીનુ આખુ કુટુબ ભરાઇને બેસતુ અને તેમા નવા અતિથિ હૃષીકેશચદ્રને યોગ્ય સ્થાન મળતુ એકાદ વર્તમાનપત્ર તે વખતે વચાતુ અને કોઇ માસિકના લેખો વિષે ચર્ચાઓ થતી સર્વમા પોતે જાણે કે સૌથી વધારે અને અગ્રભાગ લેતો હોય એવો ડોળ ચદુલાલ તે વખતે ઘાલતો અને નવા અતિથિના મનમા પોતાની હોશીઆરીનો સારો ખ્યાલ આણવાનો પ્રયત્ન કરતો ઘડીકમા તે સાહિત્યની વાત કરતો, નર્મદ, દલપત, કે નવલરામની તે એક બે લીટીઓ બોલતો, તેના ઉપર ટીકા કરતો, પોતાનુ અજ્ઞાન છુપાવવાને પાછો ડુબકી મારી જતો, અને બહુ થાય તો વળી પાછો જાણે પોતાનો અભિપ્રાય આપતો હોય તેમ મોઘમ બે શબ્દો બોલતો એક વખત સૌ ભરાઇને બેઠા હતા તે વખતે એકાદ વિષય ઉપર ટીકા કરતો ચદુલાલ બોલ્યો “ કવિતા તો નર્મદાશકરની, અને ટીકા તો નવલરામની, બાકી હાલના કવિઓ તો ઠીકાઠીક ”

એ વખતે સર્વની દૃષ્ટિ નવા મેમાન તરફ દોરાઈ તેના મુખમાથી શુ નીકળે છે તે સાભળવાને સૌ આતુર બની રહ્યા.

હૃષીકેશચંદ્રની વિદ્યા, સુવિચાર, અને પ્રતિષ્ઠાથી ઘરના સૌ માણસ વાકેફ હતા તેથી વળી તેમની જીજ્ઞાસામા વિશેષ વધારો થયો સૌ છાના રહ્યા સૌનુ ધ્યાન હૃષીકેશચંદ્ર તરફ ખેચાયુ શરમને લીધે સૌ આડુ અવળુ જુવે પણ સૌનુ મન હૃષીકેશચંદ્ર તરફ જ હતુ વિદ્વાન અને પ્રતિષ્ઠિત પરોણાના વિચાર સાભળવાને સૌએ આતુર બન્યા

ચંદુલાલ તરફ દૃષ્ટિ કરી હૃષીકેશચંદ્રે કહ્યુ

“ વડ્ઝવર્થ, ટેનીસન, બાયરન વગેરે ઇંગ્રેજ કવિઓની કવિતાઓ આજકાલ વધારે વંચાય છે તેમના કાવ્યોની રસિકતા, પ્રેમની ગુંથણી, સૃષ્ટિસૌંદર્યનુ વર્ણન, વગેરે હાલના કવિઓ પોતાના કાવ્યોમા ઉતારવાને ઘણુએ મથે છે, પણ એ કૃત્રિમતા જ છે તેમનો પ્રયાસ સુંદર વસ્તુને બેડોળ કરવામા જ પરિણમે છે તેમા કોઇ અપવાદરૂપે સારા હશે ! ”

પોતે જાણે સાહિત્ય અને કવિતાના પ્રદેશમા કુશળ હોય અને તેનુ પુષ્કળ જ્ઞાન ધરાવતો હોય તેવો ડોળ ઘાલતો અને લાંબો હાથ કરી એક આંગળી વડે પોતાના શરીર ઉપર ભાર દેતો હોય તેમ ચંદુલાલ બોલી ઉઠ્યો “ બસ, બસ, તમે ખરૂ જ કહો છો હાલની કવિતા હૈયાના ઉદ્ગાર નથી પણ હોઠના લવારા છે તમારા અભિપ્રાયને હુ મળતો છુ ”

હૃષીકેશચંદ્રે પોતાનો અભિપ્રાય આગળ દર્શાવ્યો “ આધુનિક કવિઓના કાવ્યોમા નર્મદાશંકર, પ્રેમાનંદ, કે દયારામ જેવો રસ જામતો નથી વડ્ઝવર્થ, ટેનીસન, નરસીંહ મહેતો, કે ધીરાની ધાર્મિકતા કે સંસ્કારિતા તો તેમના જ કાવ્યોમા રહી ગઈ છે હાલની કવિતાઓમા ચેતન નથી, કે આત્મા નથી એક વિદ્વાને ખરૂ જ કહ્યુ છે ‘ કવિતા એ શબ્દો નથી, કવિતા એ ખોટા ઉદ્ગાર નથી, કવિતા એ રાગડા નથી, કવિતા એ જડ નથી, પણ ચેતન છે કવિતા એ કવિનો આત્મા છે ”

બહુ આનંદમા આવી ગયો હોય તેવો ડોળ કરીને ચંદુલાલ બોલ્યો “ બસ, બસ, હૃષીકેશભાઈ, ખૂબ કરી આપનુ કહેવુ સત્તર આની છે. ”

હૃષીકેશચંદ્રે વળી આગળ કહ્યુ

"કવિતાને માટે ઉંડુ વાચન જોઇએ હૃદયની ઉર્મિ જોઇએ કવિનો આત્મા કુદરત સાથે ઓતપ્રોત થવો જોઇએ કવિતા એ બુદ્ધિનો વિલાસ નથી આત્માના ઉંડાણમાથી નીકળતુ તે ગાન છે આત્માને હલાવનારી તે વીણા છે તેથી તે સર્વ સામાન્ય અને એક જ રૂપે રહેનારી છે"

"બસ, બસ, તમે તો હદ વાળી નાખી, ભાઇસાબ" બહુ જ ઉલ્લાસમા આવી જઇ, બે હાથ પહોળા કરી, નિદ્રતાનો ડોળ કરતો અને મુછોને આમળા દેતો, કઇક હસતો અને જાણે પોતે મોટો કવિ હોય અને હાલના કવિઓ તરફ તિરસ્કારથી જોતો હોય તેમ ચંદુલાલ બોલ્યો

બોલતે બોલતે ચદુલાલ ડોળના ઉંચે શિખરે ડોલવા લાગ્યો ધીરેન્દ્ર વિસ્મયતાથી સઘળુ સાભળી રહ્યો, અને મદકલિકાના ઉંડા અતરાત્મામા જાણે કે હૃષીકેશચદ્રના બોલ પેશીને અટકી રહ્યા હોય તેમ તે સ્તબ્ધ બનીને તેની સામે જોઇ જ રહી તેની સઘળી વૃત્તિઓ દબાઇ ગઇ અને હૃષીકેશચદ્રના જ વિચારો એના માનસિક પટ ઉપર તરવા લાગ્યા શ્રીકૃષ્ણની મધુરી મોરલી સુણી જેમ ગોપી પોતાનુ ભાન ભૂલી જતી તેમ મદકાલિકા પિતાની પદવી, યૌવનમદ સ્વભાવની વક્રતા, સઘળુ ભૂલી ગઈ અને હૃષીકેશચદ્રના આત્માના ઉંડા પ્રદેશમાથી નીકળતી ઉક્તિઓ સાભળીને ત્યા ને ત્યા જ તે ઠરી ગઈ આત્મિક ઉન્નતિના શિખર ઉપર સ્હડેલા મનુષ્યના ઉદ્ગારો, અરે, માત્ર તેની હાજરી જ, લક્ષ્મી અને સત્તાના તોરમા તણાતા મનુષ્યોનુ પણ કેવુ માન મુકાવે છે! જ્ઞાની આગળ અજ્ઞાનીઓ કેવા પાણી ભરે છે! તેનો દાખલો હૃષીકેશચદ્રનુ ચારિત્ર્ય આપી રહ્યુ

સર્વ મડળ વેરાયુ પોતપોતાને કામે વળગ્યુ ચદુલાલ દિવાનખાનામા બેસીને સરકારી કામના કાગળો તપાસવા લાગ્યો હૃષીકેશચદ્ર એકલો પડયો પણ ચદુલાલે તેને વર્તમાનપત્રો, માસિકો તથા કેટલાક પુસ્તકોવાળી એક ઓરડી બનાવીને કહ્યુ હતુ કે નવરા પડો ત્યારે એમા બેસજો અને તમારો વખત વાચનમા ચાલ્યો જશે એથી કરીને હૃષીકેશચદ્ર એ ઓરડીમા જઇને વર્તમાનપત્રો વાચતો ત્યા બેઠો વાચતે વાચતે મદકલિકાના વિચાર તેના મનમા આવવા લાગ્યા વળી ઉષા અહી છે કે નહી, હશે તો ખરી, વગેરે

વાતો એના મનમા ઘોળાવા લાગી સાથે સાથે ધીરેન્દ્રનો મોજશોખ, આળસુ સ્વભાવ, પડી રહેવાની જ ટેવ, નિરક્ષરતા, સાધન છતા પણ બે અક્ષર શિખવાની અનિચ્છા, મોટાના છોકરાના વ્યસનો, ઘોડે બેસવુ, ફરવુ, હરવુ એમા જ સમયને ગાળી નાખવાની ટેવ વગેરે વગેરે બાબતો તરફ તેનુ મન જવા લાગ્યુ વળી મદકલિકાનો પતિ કેવો હશે, આ નાગણ જેવી મદકલિકા એને માથે કોણે મારી હશે, મદકલિકા પોતાનો અને તેના પતિનો ભવ બગાડવા બેઠી છે, એવા એવા અનેક તરગોમા તેનુ ચિત્ત અથડાવા લાગ્યુ

બપોર થયા જમવાની વેળા થઇ ચદુલાલ, ધીરેન્દ્ર વગેરે મડળી જમવાને માટે નીચે જવા લાગી હૃષીકેશચદ્રને બોલાવવામા આવ્યો મકરસક્રાતિનો દિવસ હોવાથી જમાઇરાજ મનોહરલાલને પણ જમવાને નોતરવામા આવ્યો હતો તે આવીને નીચે એક ઓરડીમા બેઠો હતો, ત્યાથી રસોડામા આવ્યો જમવાની તૈયારી થઇ, પાટલા મડાયા, થાળીયો પીરસાઇ, ધીરેન્દ્ર 'ચીરૂટ' ફુકતો ફુકતો પાચે લુગડા પહેરીને ત્યા આવ્યો કમ્મરથી તે વાકો વળી ગયેલો હતો તેનુ શરીર "ફ્રેન્ચ પેપર" જેવુ તકલદી હતુ ફટાકાનો પણ અવાજ સાભળીને ગાઉ ન્હાસે એવો તે સ્વભાવે બ્હીકણ હતો તે ખુ ખુ કરતો, અને તેનુ શરીર સહેજ જીર્ણ જ્વરથી ધીકેલુ રહેતુ શરીરમા લોહી વગર ફીકો ફચ દેખાતો, લાકડા જેવા સુકા હાથ પગવાળો, શૂર નૂર કે બળ વગરનો, ચાર ડગલા ચાલીને આવતા હાફતો ધીરેન્દ્ર માથામા સુદર સેંથો પાડી, કોટ, કોલર, નેકટાઈ, પીન, ધારણ કરી ફક્કડ બની સુધરેલામા ખપવાનો ડોળ ઘાલતો ત્યા આવ્યો હતો તેના આવ્યા પછી ચદુલાલ, મદકલિકા વગેરે પણ પહેરેલા લુગડા સાથે ત્યા આવ્યા અને બધા એકાદ બે કપડા કહાડયા, ન કહાડયા કરી, ન્હાયા ધોયા વગર પાટલે બેશી ગયા

એ જોઇને ધીરેન્દ્રની મા કૃષ્ણલક્ષ્મી બોલી ઉઠી "અલ્યા વીરૂ, જરા ન્હા, ધો, તો ખરો! જરા સધ્યાના બે છાટા તો નાખ! કઇક વૃત્તિ નિર્મળ થાય અને દેહનુ કલ્યાણ થાય!"

ધીરેન્દ્રે જવાબ આપ્યો "મને નવરાશ નથી"

કૃષ્ણલક્ષ્મી જરા ગુસ્સો કરીને બોલી "વાળ હોળવાની

તને નવરાશ મળે છે, કેમ ? બીજા બધાને તો હુ શુ કહું !" એમ બોલી કૃષ્ણુલક્ષ્મી પતિ માટે પોતાની લાચારી બતાવવા લાગી

કૃષ્ણુલક્ષ્મી સ્વભાવે ભોળી હતી પણ કાજળની કોટડીમા રહેનાર મનુષ્યને જેમ કાજળનો કઇ પણ ડાઘ લાગ્યા વગર રહે નહીં તેમ તેને પણ ઘરની મોટાઇના ગર્વનો કઇ પણ પાસ લાગ્યો હતો "અમારા તો કારભારીના ઘર" એમ કહીને તે વાતચીતમા કોઈ કોઇ વખત ગર્વીષ્ટપણાનો અશ દાખવતી પણ તેના ભોળપણુ-ને લીધે તે બહુ બહાર પડતો જણાતો નહી કારભારીના મોટા ઘરને છાજે તેવા લુગડા અને ઘરેણા તે શરીરે ધારણ કરતી અને તેથી જ જાણે મોટાઈ જણાતી હોય તેમ માની તેને માટે ખાસ કાળજી રાખતી.

કૃષ્ણુલક્ષ્મીના માબાપ જુના વિચારના ધાર્મિક હતા માબાપ-ના સસ્કારો છોકરીમા પણ ઉતરી આવ્યા હતા અને તેથી કૃષ્ણુ-લક્ષ્મી અધશ્રદ્ધાથી પૂજાપાઠ કરતી, અને ઘરમા દેવ રાખતી ઈશ્વર ભક્તિના વિચારથી નહી પણ પીયેરમા જુના કાળથી ચાલતા આવતા રિવાજને વળગી રહીને તે આટલુ કરતી વળી ઘરમા દેવગૃહ હોય, અને ત્યા ઠાકોરજીથી ભરેલા બે ચાર પાલખાઓ મુકાય અને તેમની પૂજા બ્રાહ્મણ પાસે કરાવાય, એ પણ મોટાઇનુ એક ચિન્હ છે એમ જુના વિચારની કૃષ્ણુલક્ષ્મી માનતી અને ઘરમા ઘણા દેવ એકઠા કરતી

કહેવત છે કે ચમત્કાર વગર નમસ્કાર નહી ભાવતુ હતુ ને વૈદે કહ્યુ, તેમ એક વખત વીરેન્દ્ર માદો પડયો અને કૃષ્ણુ લક્ષ્મીએ બાધા રાખી કે મારા વીરેન્દ્રને મટશે તો ઘરમા માતા જીની મૂર્તિ લાવીને પધરાવીશ એ બાધા રાખ્યા પછી વીરેન્દ્રને મટયુ, કૃષ્ણુલક્ષ્મીની શ્રદ્ધા વધી, અને તેણે માતાજીની મૂર્તિ કરાવી ને ઘરમા તેની સ્થાપના કરી આમ કેટલાક દેવ બાધાઓથી આણેલા, કેટલાકને નિવારસીયા પધરાવેલા અને કેટલાકને એમ ને એમ અમુક ફળદાતા તરીકે આણવામા આવ્યા હતા

કૃષ્ણુલક્ષ્મી આ પ્રમાણે કઇક ધાર્મિકતા અને શ્રદ્ધા રાખતી પણ તેના એ ગુણો પતિ, પુત્ર, અને પુત્રીના સુધરેલા-પણાના વિચાર અને આચાર આગળ કાળા વાદળાથી જેમ

ચન્દ્ર હડાઈ જાય તેમ હડાઇ જતા અને આખા ઘરમા સુધારો અને ફેશનનુ સામ્રાજ્ય પ્રવર્તી રહેલુ ત્યા આવનાર અજાણ્યાની નજરે આવતુ કૃષ્ણલક્ષ્મીના દેવને બગલાના પાછલા ભાગમા એક નાની ઓરડીમા રાખવામા આવતા અને ત્યા એકલી કૃષ્ણલક્ષ્મી જતી અને બારોબાર બ્રાહ્મણ પાસે પૂજા કરાવીને તેને વિદાય કરી દેતી બગલાના મુખ્ય ભાગમા ધાર્મિકતા કે સસ્કારિતાનો લેશ પણ નજરે આવતો નહી

આજે પૂજા કરાવીને બ્રાહ્મણને બારોબાર વિદાય કરીને કૃષ્ણ-લક્ષ્મી રસોડામા આવીને બેઠી હતી તેના હૃદયમા પૂજાના વિચારો તાજા જ હતા અને તેથી પુત્રની નાસ્તિકતા જોઇને તેણે તેને ઠપકા-રૂપ ઉદ્ગારો કહાડયા હતા પણ પુત્રના ઉદ્ધતાઈ ભરેલા જવાબથી જરા મનમા ખોટુ લગાડી ગુસ્સો કરીને તે જગા આપે જઇને બેઠી અને બોલી "તમારે ફાવે તેમ કરો, હુ તો મારે આ બેઠી"

હૃષીકેશચન્દ્ર આવે બેઠો બેઠો માદીકરાનો સવાદ સાભળ્યા કરતો હતો ધીરેન્દ્રની ઉદ્ધતાઇ, અને પિતાપુત્રની નાસ્તિકતા જોઇને તેને તિરસ્કાર આવ્યો માતાપિતાએ અર્પેલી ધાર્મિક ભાવના તેના હૃદયમા જાગૃત થઇ અને કઇક ધિક્કાર આણીને તે મનમા બોલ્યો "ચદુલાલ, ચદુલાલ, ન મળે તારા કુટુબમા સ્નાન, સધ્યા, પ્રભુ-ભક્તિ કે દેવાર્ચન ! દેવાર્ચન વગરનુ ઘર સ્મશાન જેવુ છે ખાવુ, પીવુ, અને મોજ કરવી, શુ એમા જ જીવનની બલીહારિ છે ?"

હૃષીકેશચન્દ્ર હિન્દુઓની વર્ણાશ્રમવ્યવસ્થાને માન આપનો, અને તે જ્ઞાન અને શુદ્ધિના પાયા ઉપર ગ્યાયલી છે એમ માનતો ચદુ-લાલના કુટુબની નાસ્તિકતા જોઇને તેના મનના હિન્દના ભાવી વિષે અનેક વિચારો ઉત્પન્ન થયા અને ને નાસ્તિકતામા તે આર્યોના ભાવી વિનાશના ચિન્હોનુ ચિત્ર ચિતરવા લાગ્યો ઘણા ખેદ સાથે તેણે મનમા ને મનમા વિચાર કર્યો "કેટલો બધો વિનિપાત ! પાશ્ચાત્ય સસ્કારોથી આપણુ હિંદુ જીવન હણાયુ છે પાશ્ચાત્ય સસ્કારો-એ સાધુમતની પૂજા વીસરાવી અને તેને સ્થાને સાહેબપૂજા સ્થાપિત કરી, અને સકળ ધર્મની જનની આ ભારતભૂમિમા નાસ્તિકતા-નાં બીજ રોપી દેવ બ્રાહ્મણની વિડબના કરાવી, મર્યાદાની ભાવના તોડી સ્વાતત્ર્યને બ્હાને સ્વચ્છદ શિખવ્યો, આપણી ધાર્મિકતા, આપણા ત્યાગ, સર્વ પ્રત્યે ભ્રાતૃભાવ, અને સાદુ જીવન, એ

ગર્વને ત્યજાવી આપણને અધમ સ્વાર્થી બનાવ્યા અને ક્ષુદ્ર વાસના-ઓ પાછળ ગાંડા કર્યા, આપણુ ઘર ભગાયુ, કુટુબો તુટયા, ન્યાતો તુટી, ભાવનાની ભ્રષ્ટતા દાખલ થઈ, સયમ ગયો, ગૌરવ ગયુ અને સમસ્ત જીવન છિન્નભિન્ન થયુ આવી છિન્નભિન્નતા વ્યક્તિ, પ્રજા, અને દેશનો વિનાશ જ સૂચવે છે અફસોસ ! ”

હૃષીકેશચદ્રનુ મુખ લેવાઇ ગયુ નાસ્તિકતામા રહેલી ભારતની ભાવી અવનતિનુ ખેદજનક ચિત્ર તેના મનમા ચિતરાઇ રહ્યુ અને તે ચિત્રમા આર્યોની આત્મશ્રદ્ધા, સ્વમાન, અને સ્વાતત્ર્યનો વિનાશ તેની દૃષ્ટિ આગળ ખડો થઇ રહ્યો હૃષીકેશચદ્રના હૃદયમા અત્યત વ્યથા ઉત્પન્ન થઇ અને એ અતર્વ્યથાના ચિન્હ તેના મુખ ઉપર છવાઇ રહ્યા તે શોકમા ડુબી ગયો અને પીડિત હૃદયે, ગદ્ગદ કંઠે બોલી ઉઠયો “ ભારતવર્ષ ! ભારતવર્ષ ! તારી આ દશા ! ”

સ્વદેશભક્તના મુખમાથી શોકના ઉદ્ગારો નીકળ્યા પણ રસોડા-મા મળેલી સર્વ મડળીના ગપાટા અને કોલાહલમા તે તણાઈ ગયા અને કોઇના સાભળવામા આવ્યા નહી સૌ સૌના તાનમા હતુ સૌ ખાવાપીવાની અને પહેરવા ઓઢવાની તથા ફરવા જવાની વાતો-મા મશગુલ હતા હૃષીકેશચદ્ર એકલો વિચાર કરતો કરતો એક બાજુએ બેશી રહ્યો તેના વિચાર મનમા ને મનમા ઉત્પન્ન થયા અને મનમા ને મનમા જ શમવા લાગ્યા એટલામા સૌએ જમવાનુ શરૂ કર્યુ એટલે એણે પણ મોમા કોળીયા મુકવા માડયા, પણ સ્વદેશના વિચારોથી દુખિત થયેલાને ગળે અન્ન ઉતર્યુ નહી અને તેના મુખ ઉપર શોકની છાયા વધારે વધારે છવાઈ રહી એટલામા વીરેન્દ્રે જમતે જમતે કેદારસિહના બ્હારવટાની વાત કરવા માડી

એ સાભળીને હૃષીકેશચદ્ર એકદમ ચમક્યો તેને બિપિનચદ્ર, પ્રિયવદા, વગેરેના વિચાર આવ્યા તેણે વધારે આતુર થઇને વીરેન્દ્રને પુછ્યુ “ તમે તે ક્યાથી જાણ્યુ ? ”

“ આજના ‘પેપરમા’ તે બધુ આવ્યુ છે ”

“ શુ આવ્યુ છે ? ”

“ કેદારસિહ બ્હારવટે નીકળ્યો છે, એમ આવ્યુ છે એમાં તમારી પણ કઈ વાત છે ”

“ શી છે ? ”

"હૃષીકેશચંદ્ર નામના મનુષ્યનો પત્તો નથી, એવુ તેમા લખ્યુ છે તમારૂ નામ તથા શરીરની નિશાનીઓ તેમા આપ્યા છે."

"વળી બીજુ શુ લખ્યુ છે ?"

"કેદારસિંહ જેલ તોડીને નાઠો છે અને તેને પકડવા માટે રાણા પ્રતાપસિંહે ઇનામ કહાડયુ છે"

"એમા બિપિનચંદ્ર, પ્રિયવદા, કે મૃણાલિનિ વિષે કઇ લખ્યુ છે ?"

"હા મનહરપુર જતા પ્રિયવદા અને મૃણાલિનિને બ્હારવટીઆઓએ લુટયા છે, અને તે ગુમ થયા છે એ બધુ કરાવનાર કેદારસિંહ છે"

ઉડો નિસાસો નાખીને હૃષીકેશચંદ્ર બોલ્યો "કેદારસિંહ ! તે ગજબ કર્યો."

"પણ હૃષીકેશભાઇ ગભરાશો નહી, તેમને શોધવાને બિપિનચંદ્રે સ્વારો દોડાવ્યા છે અને અમારે ત્યા પણ લખાઇ આવ્યુ છે કે વીરપુરની પોલીસે એ બાબત તપાસ કરવો અને અમારી પોલીસ તેનો તપાસ કરી તેમને સહીસલામત ઘેર પહોચાડશે"

હૃષીકેશચંદ્રના જીવને કઇંક નિરાત વળી. તેણે પાછુ આગળ પુછયુ "બીજા શા શા સમાચાર 'પેપર'મા આવ્યા છે ?"

"તમને ખોળવાને અને કેદારસિંહને પકડવાને પણ ઘોડેસ્વારો બહાર નીકળી પડયા છે"

"કેદારસિંહ વિષે કઇ વધારે હકીકત આવી છે ?"

"હા, કનકપુરના ઘોડેસ્વારો અને કેદારસિંહના માણસો વચ્ચે ભારે ઝપાઝપી થઇ"

"ક્યા થઈ ?"

"કનકપુરથી એક રસ્તો મનહરપુર જાય છે તે રસ્તામા વચ્ચે સુવર્ણા નદી અને શાંતિપુરના ઠાકોરની હદ આવે છે, તે હદના સિમાડા ઉપર થઇ"

"ઠીક થયુ"

"ઠીક તો શુ થયુ ?"

"એમ કેમ ?"

"બ્હારવટીયાઓએ ત્યા એક ગાડામાં બેઠેલા બે ચાર માણુસો-

ને લુટયા અને તેમનો માલ લઇને તેઓ જતા હતા એવામા કનકપુરના ઘોડેસ્વારો તેમને મળ્યા તેમની સાથે ઝપાઝપી થઈ પણ બ્હારવટીયાઓ ઉલટા તેમાના એકને ઘાયલ કરી બધો માલ લઇને ચાલતા થયા ”

“ પ્રિયવદા અને મૃણાલિનિ વિષે કઇ વધારે હકીકત આવી છે ? ”

“ તેઓ પકડાયા છે અને તેમનો પત્તો નથી એટલુ જ ”

“ ચદુલાલભાઇ, મારાથી હવે એક ઘડીવાર પણ અહી રહેવાશે નહી. પ્રિયવદા અને મૃણાલિનિનો પત્તો લગાડવો એ મારી ફરજ છે તેમની મારા ઉપર ઘણી મમતા છે આવી વખતે કામ ન આવીએ તો પછી ક્યારે આવવાના ! ”

એ સાભળીને ચદુલાલ હસ્યો અને બોલ્યો ‘ હે, તમે આજના ભણેલાઓ શુ કરવાના ? એક ગાઉ ચાલો કે થાકીને લોથ થઇને પડો તમે માત્ર બોલી જાણો કે કઇ લખી જાણો તમારી પાસે મોનુ જોર, હાથનુ નહી ”

હૃષીકેશચદ્ર સાભળી રહ્યો અને કઇંક હસ્યો ચદુલાલને જવાબ આપવાનુ એને મન તો થયુ પણ એ જગ ગમ ખાઇ ગયો પોતાના બે હાથની બાહ્યો ઉંચી કરી, બે મજબૂત ભુજાઓને દાખવતો, અને મુછ ઉપર તાલ દેતો હૃષીકેશચદ્ર બોલ્યો “ જનુ એ ઠીક છે ”

ચદુલાલે કઇંક બેદરકારીથી જવાબ આપ્યો “ હા, જજો. જેવી તમારી ઇચ્છા પણ આ તમારો ઘા તો રૂઝાવા દ્યો ? ”

“ એવા ઘા તો કઇએ પડશે અને રૂઝાશે મરદો એવા ઘાથી પાછા પડતા નથી ” હૃષીકશચદ્રે કહ્યુ

ચદુલાલ આશ્ચર્ય પામતો હૃષીકેશચદ્ર તરફ જોઈ રહ્યો તેની બહાદુરી અને શૌર્ય વિષે તેણે ઉંચો અભિપ્રાય બાધ્યો અને વધારે નુવાળા થવામા મોટાઇ માનતો ચદુલાલ હૃષીકેશચદ્રની સહનશક્તિના વખાણ કરવા લાગ્યો

એવામા ધીરેન્દ્ર બોલી ઉઠયો “ હૃષીકશભાઇ તમે અહી છો એવી ખબર બધાને કેમ કરતા નથી ? ”

હૃષી૦—થોડોક વખત મારે ગુપ્ત રહેવુ છે સગાસબધીથી થોડોક વખત દૂર રહ્યા વગર મોટુ કાર્ય સિદ્ધ થતુ નથી

ધીરેન્દ્ર—એમ કેમ ?

હૃષી૦—મોટા કાર્યોમા સગાસબધી પણ બધનરૂપ છે તે આપણને તેમની પાસેથી ખસવા દેતા નથી

ધીરેન્દ્ર—પણ તમારા વગર તે દુખી થશે

હૃષી૦—ઘણાના સુખની વાત હોય ત્યા બે ચારના દુખનો વિચાર કરાતો નથી ”

ધીરેન્દ્ર હૃષીકેશચદ્રની મુખમુદ્રા સામે જોઇ રહ્યો તેનુ અ-મસ્કારી હૃદય હૃષીકેશચદ્રના ઉડા વિચારોને બરાબર કળી શકયુ નહી

ક્ષણવાર પછી હૃષીકેશચદ્રે પાછુ કહ્યુ “ તમે પણ આ વાત છાની રાખજો હુ અહી છુ તે કોઇને કહેશો નહી ”

“ ઠીક ” કહીને ધીરેન્દ્ર નવાઇ પામતો પામતો તેની સામે એક ટહસે જોઇજ રહ્યો

એવામા ચદુલાલ બોલી ઉઠયો “ હૃષીકેશભાઈ, આ મનોહર લાલ મારા જમાઈ થાય મદકલિકાનુ લગ્ન એમની સાથે કરેલુ છે

તરતજ હૃષીકેશચદ્રે મનોહરલાલની સામે જોયુ તેની મુખા કૃતિ ઉપર તેના વિચાર વાચતો હોય તેમ નિહાળી નિહાળીને તે તેની સામે જોઈ જ રહ્યો. મનોહરલાલને નીચે એક ઓરડીમા બેસાડયો હતો એ વાત તેની નજર આગળ ખડી થવા લાગી મનમા જ તે બોલ્યો “ મોટાના ઘરમા જમાઇની પણ કિમત આવી જ હોય ’

મનોહરલાલની મુખાકૃતિ તથા વર્તન જોઈને તે સાલસ છે, સજ્જન છે, શાત છે, એવો ભાસ હૃષીકેશચદ્રના મગજમા થયો ધીમે ધીમે સૌએ વાતચિત કરવા માડી વાતચિત જેમ જેમ થતી ગઇ તેમ તેમ મનોહરલાલની કુલિનતા, સુવિચાર અને વિદ્વતા સમજાતા ગયા એક કવિએ ખરૂજ કહ્યુ છે **यदा यदा मुञ्चति वाक्यबाण तदा तदा जातिकुलप्रमाणम्** પણ હીરાને તો ઝવેરી જ પારખે તેમ હૃષીકેશચદ્ર ને મનોહરલાલ વાતો કરે પણ ચદુલાલ અને ધીરેન્દ્ર તો ખાધા જ કરે બાપદિકરો પોતાની થાળીઓ સાફ કરીને બેઠા હૃષીકેશચદ્રે અને મનોહરલાલે તો હજી કઈ પણ ખાધુ ન-હોતુ બાપદિકરાને જોઇને હૃષીકેશચદ્રના મનમા વિચાર થયો “ જેણે માત્ર આમ ખાવાપીવાને અને મોજશોખ મારવાને જ અવતાર લીધો હોય તેના ઘરમા બિચારા મનોહરલાલ જેવાની તે

શી ખુજ થાય ? અફસોસ ! પાશ્ચાત્ય જડવાદથી આપણામા ઉડુ વાચન, ઉડા વિચાર, કે ઉડી વિદ્યા રહ્યા નથી તેમનુ સ્થાન દ્રવ્ય-લાલસા અને મોજશોખે લીધુ છે વૈભવ, ભપકા, ટાપટીપ અને મિથ્યા ડોળમા સર્વ ભારત મોહિત થઇ ગયુ છે”

ક્ષણવાર પછી હૃષીકેશચદ્રે મનોહરલાલને પુછ્યુ “તમારો અભ્યાસ ક્યા સુધીનો છે ?”

મનોહરલાલે જવાબ આપ્યો “મે ઇટરમીજીએટની પરીક્ષા પાસ કરી છે પછી વતન નભાળવાનુ માથે પડવાથી મે કૉલેજ છોડી છે પણ ઘેર રહ્યે રહ્યે સારા પુસ્તકો વાચીને અભ્યાસ વધારુ છુ જાહેર જીવનમા પણ ભાગ લઉં છુ ”

હૃષીકેશચદ્રે કહ્યુ “હા, તમારી વાતચિત ઉપરથી તે જણાય જ છે ” એમ બોલતે બોલતે હૃષીકેશચદ્ર મનોહરલાલ તરફ ક્ષણ વાર જોઇ રહ્યો અને પોતાના હૃદયપટ ઉપર ફરી ફરીને વાચવા લાગ્યો “મનોહરલાલ સારો છે, વિનયશીલ છે, સભ્ય છે, ઉડા વિચારવાળો છે અને ઠાવકો છે સાગ સારા પુસ્તકોના વાચનથી તે પોતાના જ્ઞાનમા ઉમેરો કરે છે અને જાહેરજીવનમા ભાગ લઇ ઘરની આબરૂ વધારે છે.”

એક બાજુએ મનોહરલાલના વિચાર ચાલતા હતા અને બીજી બાજુએ મદકલિકાની મૂર્તિ તેની માનસિક દૃષ્ટિમા ખડી થઇ રહી “મદકલિકા, મોજશોખમા ઉછરેલી, અભણ માબાપની દિકરી, લાડ-ઘેલી, વિદ્યાના મીઠા ફળના સ્વાદ વગરની, અભણ, સારગીના સૂરથી જ રીઝનારી, મોટાઇના ડોળમા તે ન મેળવી વિદ્યા કે ન ઘડ્યુ ચારિત્ર્ય—”

આમ મદકલિકા અને મનોરહરલાલના વિચારોની વચમા હૃષીકેશચદ્રનું મગજ અથડાવા લાગ્યુ વળી નિશ્વાસ નાખીને તે મનમા બડબડ્યો ” ગાવુ અથવા કઇ વાદ્ય વગાડતા શિખવુ, શુ એનુ જ નામ સુધારો ? યુરોપમા એ સામાજીક દભ ચાલી રહ્યો છે આર્ય લલનાઓ ! લીલબા, મૈત્રેયી, ગાર્ગી કે સીતા થવાનુ છોડી, શુ તમારે બૉલમા નાચનારી યુરોપની સ્વચ્છદી સ્ત્રીઓ થવુ છે ?”

હૃષીકેશચદ્રની વિચારપરપરા ચાલી રહી. ચદુલાલ અને

ધીરેન્દ્ર તો ઉઠવાને અધીરા થઇ રહ્યા. આખરે સૌ જમી રહ્યા અને પોતપોતાને ઠેકાણે ગયા. મનોહરલાલ જેવો આવ્યો હતો તેવો જ કઇ પણ માનપાન પામ્યા વગર નીચેથી કપડા પહેરીને વિદાય થયો. હૃષીકેશચંદ્રના સમાગમથી તેને સતોષ થયો હતો. રસ્તે જતે જતે મનોહરલાલ હૃષીકેશચંદ્રની વિદ્યા અને ચારિત્ર્ય ઉપર વિચાર કરવા લાગ્યો. બનેની વચમા વિચારોની કઇક સામ્યતાને લીધે સહજ મૈત્રી બધાઇ હતી અને તેમના હૃદય એક બીજા તરફ ખેચાતા હતા. ચંદુલાલના ઘરમા મનોહરલાલનો ભાવ પુછાતો નહી, આજ તેના તરફ સૌએ દર્શાવેલી વર્તણુક જોઇને હૃષીકેશચંદ્ર પાછો મનમા બડબડયો. "મોટાઓના ઘરમા જમાઇઓની શુ આવી જ વલે થતી હશે ?"

ચંદુલાલના ઘરમા સૌને–સ્ત્રીઓને પણ, હરવાની, ફરવાની, ગમે તેની જોડે બેસવાની, ઉઠવાની અને વાતચિત કરવાની છુટ હતી. ધીરેન્દ્રને ઘણા ભાઇબધ દોસ્તદારો હતા, તે તેને ઘેરે આવતા જતા અને તેમની સાથે ધીરેન્દ્ર બહુ છુટથી વર્તતો, અને વાતો કરવામા કદિ કદિ મર્યાદા મુકતો. ધીરેન્દ્ર અને તેના દોસ્તદારો ભરાઇને બેઠા હોય ત્યા વખતે મદકલિકા પણ જતી અને સૌની સાથે છુટથી વાત કરતી ત્યા હસાહસ થતી, અનેક વાતો નીકળતી ઉપાની વાતો પણ ચાલતી, અને મનોહરલાલની મશ્કરીઓ પણ થતી. કેટલીક વખત તો ચંદુલાલ, તેની પત્ની, દિકરી, દિકરો, અને બીજા આવેલા પરોણાઓ, ધીરેન્દ્રના ભાઇબધો, કાઈ મળવાને આવેલા સ્નેહીઓ, સગાઓ, સૌ ભરાઇને બેસતા, હસાહસ કરતા, ગપ્પા મારતા અને એક બીજાના વિષે ટોળ કરીને પણ બોલતા.

કોઇ વાર સર્વે ગાડીઓમા બેશી ફરવા જતા, રસ્તામા વાર્તા વિનોદ કરતા, અને પછી થોડોક સમય પગે ચાલીને ફરતા. ફરતે ફરતે મદકલિકા ધીરેન્દ્રના કોઇ દોસ્તદાર જોડે ચાલતી અને વાતો કરતી તેના ઘરની, સ્ત્રીની, છોકરાની, હકીકત પુછતી અને સહેજ મશ્કરી પણ કરતી. આમ પુરૂષ વર્ગ સાથે તેની ભળ ભાગી ગઇ હતી, અને તેથી કરીને પુરૂષો સાથે ફરવામા, બેસવામા, બોલવામા તેણે હિંદુ સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાનો ત્યાગ કર્યો હતો. ગમે તેમ તે બોલતી, ગમે તેમ તે વર્તતી, અને ગમે તેમ તે બેસતી ઉઠતી તોપણ તેનો ગર્વિષ્ઠ સ્વભાવ તેની વાચાળતા અને સર્વ

સાથે છુટ લેવાની ટેવ ઉપર કઈંક અંકુશ મુકતો, વખતે તેને રીસાવતો, અને વખતે બધા ભરાઈને બેઠા હોય ત્યાથી તેને વેગળી પણ ખસેડી મુકતો

ચંદુલાલના ઘરમા અપાતી આ છુટ, નોકરો, ચાકરો, સિપાઈઓ પણ જોતા, અને વખતે તેનો ખોટો લાભ પણ લેતા મદકલિકા સૌને ધમકાવતી, તેથી તેનો અટસ નોકરો મનમા રાખતા, તેનુ કામ હોય તો સાભળ્યુ ના સાભળ્યુ, કર્યુ ના કર્યુ કરતા, અને "જુવોને પીયેરમા પડી રહી છે, ધણીનેયે ગાઠતી નથી, એનો કોઈ મદ ભાગે તો ઠીક પડે," એમ માહેમાહે વાતો કરતા અને મદકલિકા તરફ કરડી નજરથી જોતા

ચદુલાલ આખો દિવસ ઇંદ્રિયસુખની શોધમા—કમાવા ધમાવામા, હરવાફરવામા, ખાવા પીવામા, પહેરવા ઓઢવામા અને ગાનતાનમા જ ગાળતો, અને તેમા જ મઝા માનતો વિદ્યાર્થી તરીકે વાચનારને તે વેદીયા ઢોર કહેતો નવરાશનો વખત ઉડા વાચનમા ગાળનારને તે વ્યવહારશૂન્ય ગણતો ભણેલાઓ નોકરીને અર્થે જ ભણ્યા છે, મારે ક્યા નોકરી ખોળવા જવુ છે, એમ કહી કોઇ પણ જાતના અધ્યયનને તે તિલાજલી જ આપતો ચદુલાલને બગલે મહિનામા એકાદ બે વાર ગાયનની કે નાચની મિજલસ થતી તે ગાયનનો શોખીન હતો અને નાચ જોવો એને બહુ ગમતો મિજલસમા ગામના શેઠ શાહુકારો, રાજ્યના સરદારો, દરકદારો, ભાયાતો વગેરેને આમત્રણ થતા, અને કોઇ દિવસ ચાહ પાણી તો કોઇ દિવસ કઢેલુ દુધ, અને કોઇ દિવસ એકલો મેવો, એમ વારાફરતી કઇ ને કઇ વપરાતુ અને સોએક રૂપિઆ ઉપર પાણી ફરતુ

હૃષીકેશચદ્ર જે દહાડે આવ્યો તેના બે ચાર દિવસ પછી એવી એક મિજલસ ચદુલાલને બગલે થઇ ગતના લગભગ અગીઆર બાર વાગવા આવ્યા હતા સર્વ મડળ, શેઠ શાહુકાર, સરદારો, ભાયાતો, કારકુનો, પ્રજાજનો, નોકરો, ચાકરો, સિપાઇઓ, વગેરે સૌ ઠડે પહોરે ગામગપાટા હાકતા, નાચરગ અને તમાશાની વાતો કરતા કારભારીના બગલા તરફ આવવા લાગ્યા બારેક વાગ્યા એટલે સર્વ મડળ ભરાઇ રહ્યુ કેટલાક અહી તહીં જોવા લાગ્યા અને કારભારીની લક્ષ્મી અને ઠાઠની વાતો કરવા લાગ્યા

કેટલાક ગઇ મિજલસમા આવેલી ગુણિકાનુ રૂપ, લાવણ્ય, વગેરેની વાતો કરતા, તેની મશ્કરી કરતા, આવનારી ગુણિકા સાથે તેને સરખાવતા, તેનુ શરીર, અવયવો વગેરેનુ વર્ણન કરતા અને કઇ કઇ કામવિકાર મનમા અનુભવતા, બીભત્સ બોલતા, પરસ્પર મશ્કરી કરતા, અને કેટલાક અધમ સ્વાર્થને પોષવાને અમલદારોની ખુશામત કરતા, તેમને પાનબીડી બનાવી આપતા, હાજી હા કરતા, તેમના ગુણ ગાતા, રજવાડાની પ્રજાની કુટીલ રીતિ, અનીતિ, અને અધમ વિચારોનુ પ્રદર્શન ભરી રહ્યા હતા

ચંદુલાલનો ઘણો આગ્રહ હોવાથી હૃષીકેશચંદ્ર મિજલસમા આવ્યો સર્વ મંડળ ભરાઇને બેઠુ હતુ સ્રીઓને બેસવાને બાજુ ઉપર એક ખાસ ગોઠવણ કરવામા આવી હતી કેટલાક વાતો કરતા હતા, કેટલાક મુગે મોઢે બેશી રહ્યા હતા, અને કેટલાક નાચ-નારીના આવવાની રાહ જોતા ઘણા ઉત્સુક બની દાદર તરફ વાર-વાર નજર કર્યા કરતા હતા પાએક કલાક એમ વીત્યો એટલામા ગુણિકા આવી પહોચી તેના તરફ સૌનુ ધ્યાન ખેચાયુ કેટલાક તેના કપડા તરફ, કેટલાક તેના રૂપ તરફ, કેટલાક તેના હસતા મુખ તરફ અને કેટલાક તેની આખના પલકારા તરફ જોઈ રહ્યા મિજલસમા હસાહસ અને ગણગણાટ થઇ રહ્યો એ સર્વની વચમા, જાણે કોઈ અજાણ્યા પ્રદેશમા કોઇ પરદેશી આવ્યો હોય અને માત્ર સાક્ષી રૂપે સવળુ નિહાળી રહ્યો હોય તેમ, હૃષીકેશચંદ્ર કઇ પણ બોલ્યા ચાલ્યા વગર, સર્વ તરફ દૃષ્ટિ નાખતો, રજવાડાના રીતરિવાજ અને વિચારોનુ બારીક અવલોકન કરતો અને તે વિષે પોતાનો અભિપ્રાય બાધતો ચુપચુપ બેશી રહ્યો

એટલામા નાચ શરૂ થયો સર્વનુ ચિત્ત નાચ જોવામા પરો-વાયુ કેટલાકની દૃષ્ટિ નાચનારીના પગ તરફ વળી કેટલાકના કાન સારગીના મધુર સ્વર તરફ મડાયા કેટલાક શોખીનોના ડોકા "શાબાશ, શાબાશ," કહેતે કહેતે હાલવા લાગ્યા કેટલાકે હાથ વડે અને કેટલાકે પગ વડે તાલ આપી કેટલાક ગુણિકાનુ ગાયન સાભળી રહ્યા કેટલાક તેના આવભાવ અને લટકા સામી નજર કરી રહ્યા કેટલાક તેનો પોશાક નિહાળી રહ્યા કેટલાક તેનુ સૌદર્ય અવલોકી રહ્યા કેટલાક તબલાનો ઠેકો અને તબલચીનો રૂઆબ જોઇ રહ્યા સર્વ મડળ આમ નાચરગમા તન્મય થઈ રહ્યુ.

રાજ્યના કેટલાક ભાયાતોને પણ આ મિજલસમા નોતરવામા આવ્યા હતા. રાજવશી હોવાનો તે ડોળ કરતા સગીતનો તેમને શોખ છે એમ દેખાડવાને વારવાર ગુણકા તરફ જોઇને તે પોતાનું ડોકુ ધુણાવતા, રાગરાગણી વિષે પરસ્પર વાતો કરતા, અને પાસે મુગા બેસી રહેલાઓનુ અજ્ઞાન જાહેરમા લાવતા તેમાનો એક ભાયાત **ભીમ**સિહ જરા વધારે બોલકણો હતો ચદુલાલને ઘેર તે ઘણુખરૂ આવતો અને કોઈ કોઈ વાર હૃષીકેશચદ્ર સાથે વાતોના ગપાટા મારતો **ભીમ**સિહ અભણ હતો અને સ્વભાવનો ટોળી હોવાથી કોઈ કોઈ વાર ભણેલાઓની મશ્કરી કરતો અને તેમનુ વજન ઓછુ કરવાનો પ્રયાસ આદરતો મિજલસમા તે ચદુલાલ પાસે બેઠો હતો અને તેની પાસે હૃષીકેશચદ્ર બેઠો હતો આ ઠીક લાગ છે એમ ધારીને **ભીમ**સિહ બોલી ઉઠયો “હૃષીકેશભાઈ, તમે સગીતનો આનદ લઇ શકો છો ?”

“હ, શુ લઇ શકે, બિચારા ? આજનુ ભણતર તો જુઓ ! ભણતા હોય ત્યારે બોચીએ કાકરો મુકીને અભ્યાસ કરે, આખો ખુવે અને શરીરને કચડી નાખે !” ચદુલાલ વચમા બોલી ઉઠયો

“અને ભણી ઉતરે ત્યારે એકે કામના રહે નહી ” **ભીમ**સિહે કહ્યુ અને તે ખડખડ હશી પડયો બીજા ભાયાતો પણ હસ્યા અને બોલ્યા “હા, ખરૂ છે ”

હૃષીકેશચદ્ર સાભળી રહ્યો શો જવાબ આપવો તે એને સુઝયુ નહી

ચદુલાલ આગળ બોલ્યો “અને પછી કમાવાની લાહ્ય એટલે એ તો મનનાએ બળેલા ઝળેલા અને તનનાએ ગળેલા ઝળેલા”

હૃષીકેશચદ્રે ધીમેથી જવાબ આપ્યો “આપનુ કહેવુ કઇક ખરૂ છે ”

“કઇક કેમ ? બધુ જ ખરૂ છે ” **ભીમ**સિહે ટાપશી પુરી

“એ નો ઠીક પણ—અ—અ—ભણીને તમે કરવાના શુ ? કહો જોઇએ, ભણેલા માણસને વેચવા કહાડયો હોય તો એને કોણ લે ? એની કેટલી કિમત આવે ?” ચદુલાલે ભણતરની કિમત આકી અને પુછયુ

“વિદ્યા એ જ વિદ્યાની કિમત છે ભણ્યાનો આનદ ઓર છે એ જ એની કિમત.” હૃષીકેશચદ્રે જવાબ આપ્યો

ચંદુલાલ ખડખડ હસ્યો અને બોલ્યો " શુ ધૂળ ભણ્યાનો આનદ ! "

" ડાચા બેસી જાય અને કઈ શૌર્ય મળે નહી, એ ભણ્યાનો આનદ " ભીમસિહ વચમા બોલી ઉઠયો

" આનદ બાનદ એ તો બધુ કહેવાનુ અને નિશાળોમા નિબધમા લખવાનુ તમે તમારા મનને જ પુછી જુવો ! તમારામાના કેટલા એ આનદને ભોગવે છે ? " ચદુલાન જરા ગભીરપણે બોલ્યો હૃષીકેશચદ્રની ઉચી ભાવનાઓને તે સમજી શકયો નહી અને બધા ભણેલા ભેગી એની ગણના કરવા લાગ્યો

" ભાઇસાબ, ભણતરના આનદની વાત તો એક મિથ્યાભિમાન અને ડોળ છે આજના ભણતરમાથી આનદ દેશપાર હાકી મુકાયો છે. ભણેલાઓથી ઝાઝુ હસાય નહી, રમાય નહી, બોલાય નહી, ફરાય નહી, ગવાય નહી, કે ખવાય નહી " ભીમસિહે કહ્યુ

" બશેરની પોટલીને માટે પણ એમને મજુર કરવો પડે " ચદુલાલે ભીમસિહના હાથમા તાળી આપી અને બને ખડખડ હસ્યા.

હૃષીકેશચદ્ર ખડખડ હસ્યો, અને તેણે બનેની બુદ્ધિનો ક્યાસ કર્યો

ચદુલાલે કહ્યુ " તમારૂ હસવુ પણ કૃત્રિમ છે ખરો આનદ તમારામા હોતો નથી કહો, તમે ગાઇને પોતાને રીઝવી શકો છો ?

હૃષીકેશચદ્રે જવાબ આપ્યો ' ના, મને ગાતા નથી આવડતુ "

" થયુ ત્યારે, તમે ભણેલા શા કામના ! " ભીમસિહે પોતાની બુદ્ધિ પ્રમાણે વિદ્યાની કિમત આકી

" ત્યારે આ મિજલસમા આવ્યા ને ના આવ્યા સરખુ જ તો ! એ રીતે તો આ મારી મદકલિકા વધારે સારી છે એ ગાઇ શકે છે " ચદુલાલ જરા ગર્વ ધરીને બોલ્યો તે હૃષીકેશચદ્રની ભાવનાઓ અને શક્તિઓને બરાબર સમજી શકયો નહી

ચદુલાલ અને ભાયાતો વચ્ચે આમ વાત ચાલતી હતી એટલામા જરાક આઘેની એક ઓરડીમાથી " કોણ છે, કોણ છે, કોઇ આવો, કોઇ આવો," એવી મોટી બુમો ને બરાડા આવતા સભળાયા કોઇ માણસ દાદરેથી ધડબડ ધડબડ દોડતો ઉતરતો હોય તેવો અવાજ ત્યા આવ્યો સૌના કાન તે તરફ મડાયા સૌનુ લક્ષ તે તરફ દોરાયુ નાચ બધ થયો નાચનારી અધવચ અટકી અને

જ્યા હતી ત્યા ને ત્યા જ ઉભી રહી તબલચીનો હાથ તબલા ઉપર જ રહ્યો તે બજાવતો બધ થયો સારગીનો સૂર અટકયો સૌ આભા થઈ ગયા નોકરો ઉઠયા, સિપાઇઓ દોડયા સ્ત્રીવર્ગમા ખળભળાટ થઈ રહ્યો એ શુ હશે તેની તપાસ સર્વે કરવા લાગ્યા. મિજલસમાં ભગાણુ પડયુ અને કારભારી ચદુલાલને બગલે શોર બકોર મચી રહ્યો

મિજલસમા થોડી વાર બેઠા પછી મદકલિકા બીજા એક હૉલમા જઇને એકલી પલગ ઉપર સુતી હતી તે હૉલમા બીજુ કોઇ હતુ નહી ઘરના બધા માણસો મિજલસમા નાચ જોવાને ગયા હતા અને સૌનુ ધ્યાન નાચ જોવામા રોકયુ હતુ એ લાગ સાધીને હુસેન નામનો એક સિપાઈ જ્યા મદકલિકા સુતી હતી તે હૉલમા ગયો

કહેવત છે કે " તરકબુદ્ધિ તરકડો " મીયાભાઇને આગળ પાછળનો વિચાર હોય જ નહી મદકલિકાનો કડક મિજાજ આ મીયા ભાઇને જરા ભારે પડયો હતો

" બ્હોત મિજાજ કરતી હૈ ! દેખુગા ! " એમ કહતા કહેતા મનમા ને મનમા જ અટસ રાખતા મીયાભાઇ લાગ ખોળતા હતા

હુસેન ચદુલાલની તેહેનાતમા સિપાઇ હતો શરીરે તે જરા ગૌર વર્ણનો હતો, કપડે લત્તે તે જરા સાફસુફ રહેતો, અને એના વશમા પચ્ચીસમી પેઢીએ કોઇ બહાદુરી કરી નામ મેળવી ગયુ હશે તેનો વશજ હોવાનો તે મનમા ખોટો ગવ રાખતો પોતે ઉચા કુળનો છે, અને ખાનદાન કુટુબનુ ફરજદ છે, એમ તે માનતો એ માન્યતાને લીધે કોઇનો ઉકારો તુકારો સાભળવો તેને ગમતો નહી કપડા લત્તા ખાનદાન કુટુબને છાજે તેવા પહેરવાનો તે ડોળ ઘાલતો એકાદ મલમલનુ અગરખુ તે શિવડાવી રાખતો, તળાવે તેને ધોતો, અને તેને અસ્તરી કરી રોજ જાણે કોરૂ કડકડતુ નવુ અંગરખુ પહેર્યું હોય એવો દેખાવ કરતો તે દમડીનુ પાન ચાવી, દમડીનો અત્તરનો ફાયો કાનમા ઘાલી, નવાબજાદા જેટલો દમામ રાખતો, સિપાઇ છતા પણ પોતાને એકે વાતે હલકો ગણતો નહી, કોઇનો બોલ સાખતો નહી અને કોઇનો દબાવ્યો દબાતો નહી

કહેવત છે કે " જૈસેકુ મિલા તૈસા " કઇક વેર લેવાના

ઇરાદાથી અને કંઇક મદકલિકા સૌની સાથે છુટ લે છે તેથી તેની છુટનો લાભ તેને પણ મળશે એમ મનમા ધારી, પોતાના ગૌર વર્ણનો ગર્વ ધરી, હુસેને આ લાગ સાધ્યો હતો સર્વ મડળી મિજલસમા હતી સૌ ગાનતાનમા ચકચૂર હતા સૌના ચિત્ત નાચથી આકર્ષાયલા હતા નાચ, રગ, આલાપ, તાન, સારગીનો સ્વર, એ બધામા શ્રોતાજનો તલ્લીન થઇ રહ્યા હતા એ વખતે હુસેને મદકલિકાના હૉલમા પ્રવેશ કર્યો હૉલમા એક દીવો ઝાંખો બળતો હતો રાતના ત્રણેક વાગવા આવેલા હોવાથી બીજા દિવાઓ હોલવાઇ ગયા હતા હુસેન એકદમ તે હૉલમા ઘુસ્યો મદકલિકા અડધી જાગતી, અડધી ઉંઘતી, આંખો મીચીને પલગમા પડેલી હતી હુસેને છાનેમાને જઈ એકદમ તેના મુખ ઉપર એક હાથ મુકી દીધો, તેનુ મુખ બધ કર્યું, અને બીજે હાથે, તે પાપીએ, મદકલિકાના અસ્પર્શ્ય ભાગને સ્પર્શ કર્યો મદકલિકા તદ્દન જાગૃત થઇ, ચેતી, સાવધ થઇ તેણે એકદમ હુસેનનો હાથ તરછોડી કહાડયો, પણ પાપી તેનાથી હઠયો નહી અબળા તે સબળા થઇ એકદમ તે જોર કરીને બેઠી થઇ એક તમાચો તેણે જોરથી હુસેનના ગાલ ઉપર ચ્હોડી કહાડયો

ગાલ પપાળતો પપાળતો પાપી હુસેન નાઠો દાદરેથી તે ધડબડ ધડબડ ઉતરવા જતો હતો મદકલિકાએ બૂમો પાડી પણ સૌ ગાન તાનમા ચકચૂર હતુ કોણ સાભળે ? કેટલીયે બૂમો પાડી ત્યારે એકાદ બૂમ સભળાઇ મિજલસમા ભગાણ પડયુ "શુ છે, શુ છે," એમ બોલતા સર્વે આમ તેમ જવા લાગ્યા સ્ત્રીઓ મદ-કલિકાની પાસે ગઇ શુ થયુ, એમ પુછવા લાગી. કહે તોયે દુ ખ, ન કહે તોયે દુ ખ શરમનુ માર્યું કહેવાય નહી, કહ્યા વગર તપાસ થાય નહી સૌ મનમા જ સમજ્યા કે કઇ તોફાન થયુ કારભારીના ઘરમા શોરબકોર થઇ રહ્યો મિજલસ મિજલસને ઠેકાણે રહી સૌ પોતપોતાને ઘેર વેરાઇ જવા લાગ્યા ચાહપાણી, અત્તર, ગુલાબ, હાર, તોરા, કલગીઓ, હતા ત્યા ને ત્યા પડી રહ્યા નાચનારીને રગમા ભગ પડયો તેથી તે નારાજ થઇ "એ કેસા બદોબસ્ત" એમ કહેતો અને ખૂબ ચ્હીડાતો તબલચી તબલા બાધી દેવા લાગ્યો સારગીવાળાઓ "વાહ કેસી મઝા આઇથી, ખુદાકુ માલુમ ક્યા હુઆ !" એમ કહેતા, નારાજ થતા, સારંગીઓને ઠેકાણે મુકવા

લાગ્યા મિજલસવાળા હૉલમા દીવાઓ ઝાખા થઇ ગયા ચંદુ-લાલ ક્રોધાયમાન થઇ રહ્યો ધીરેન્દ્ર મિજલસમા ભગાણુ પડવાથી નાખુશ થયો હૃષીકેશચદ્ર કઇક આશ્ચર્ય પામતો મનમા બડબડયો “ આવી મિજલસોના પરિણામ આવા જ હોય ! મોટાને ઘેર મોમણુ તેલે અધારૂ જ હોય ! ” અને પછી મનમા ને મનમા જ શાત થયો

રીસમા ને રીસમા ચદુલાલે પાણી મુક્યુ કે હવે ફરીથી આવી મિજલસ ન કરૂ મદકલિકા મનમા ને મનમા સમજી કે નોકર, ચાકર, સિપાઇનો કેડો લેવો એનુ પરિણામ ભયકર નીપજે છે તેણે નિશ્ચય કર્યો કે કદિ એકાન્તમા એકલા સુવુ નહી નોકર, ચાકર, દેખતા બીજાની સાથે છુટથી વર્તવુ નહી તે સમજી કે સ્રીને કાયાનો અને માયાનો ભય છે

કેટલાક દિવસ આમ ને આમ વાતી ગયા ચદુલાલે લીધેલુ પણ જુનુ થવા આવ્યુ મિજલસના માઠા પરિણામની અસર તેના મનમાથી ખસવા લાગી શેઠની શિખામણુ ઝાપા સુધી એમ થવા માડયુ ચદુલાલ પાછો પોતાની મૂળ સ્થિતિએ જવા લાગ્યો, અને નાચ તમાશામા દ્રવ્ય ખરચવા લાગ્યો

હૃષીકેશચદ્રની વૃત્તિને એ ન ગમ્યુ ઉઠ વેશ્યાને ઉજાગરો લેવો એને ઠીક લાગ્યુ નહી આવી મિજલસોમા થતો વ્યર્થ ખર્ચ તેનાથી વેઠી શકાયો નહી તેના મનમા વિચાર થયો “ આપણા રાજા મહારાજાઓ, કારભારીઓ, શેઠીઆઓ, આવી મિજલસોમા કેટલો બધો પૈસો ખરચી નાખે છે ! નાટકો જોવામા પ્રજાનુ ધન કેટલુ બધુ ખાલી થાય છે ! નાટકો અને મિજલસો મનુષ્યની પશુવૃત્તિઓને જ પોષે છે તેઓ અધમ વૃત્તિઓને ઉશ્કેરે છે ”

હૃષીકેશચદ્રના મનમા ખેદ થયો તેને મુબઇ સાભર્યું નાટક ચેટકમા ખરચાઇ જતી મુબઇની પ્રજાની લક્ષ્મીનો આબેહુબ ચિતાર તેના મનમા ખડો થઇ રહ્યો સાથે સાથે રજવાડા યાદ આવ્યા તેમની રીતભાત, આચાર વિચાર વગેરે તરફ તેની માનસિક દૃષ્ટિ વળી, અને ઉડો નિસાસો નાખતો હૃષીકેશચદ્ર મનમા બોલ્યો “ જે પ્રજામા ઉડા વિચારની ખામી હોય, વૃત્તિઓ ઉચ્છૃખલ થઇ રહી હોય, વિવેક હાકી મુકાયો હોય, કેળવણી અસરકારી હોય,

અને ધાર્મિક વિચારોને તિલાજલી અપાઇ હોય, તે પ્રજાનો ઉદય શી રીતે થાય ! ”

રજવાડાના વિચાર ઉપરથી સ્વદેશપ્રીતિ જાગૃત થઇ અને હૃષીકેશચંદ્ર મનમા રાજાઓ, મહારાજાઓ અને શેઠીઆઓને કહેવા લાગ્યો “ અડધુ ભારતવર્ષ ભૂખે ટળવળી રહ્યુ છે અને તમે મિજલસો ભરવામા અને મોટરો દોડાવવામા મઝા માની રહ્યા છો ! શરમ છે તમને, શરમ છે ! ”

એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર વિચાર ગયો હૃષીકેશચંદ્રની વિચારમાળા ચાલી રહી તેના મનમા આધુનિક પ્રજાના આચાર વિચારનુ બારીક મથન થઇ રહ્યુ અને આખરે કંટાળીને હૃષીકેશચંદ્ર મોટેથી બોલી ઉઠ્યો “ This is all vulgar taste, vulgar taste ”

હૃષીકેશચંદ્ર બોલતો બોલતો બેઠો હતો ત્યાથી એકદમ ઉભો થયો અને કંટાળો ખાઇને લાયબ્રેરીમા જતો રહ્યો ત્યા પણ તેની વિચારપરપરા ચાલી રહી, પણ એટલામા ત્યા ચંદુલાલ આવ્યો તેથી તે અટકી મિજલસમાથી સૌ ચારેક વાગ્યે વેરાયા પછી ચંદુલાલ સુતો હતો સવારે તે મોડો આઠ નવ વાગ્યે ઉઠ્યો હતો. તેની આખો લાલચોળ થઇ ગઇ હતી તેને બગાસા આવ્યા કરતા હતા ઉજાગરાથી શરીર ભારે ભારે લાગતુ હતુ માથુ જરા ધુમ થઇ ગયુ હતુ તેને કંઇ ચેન પડતુ નહી તેની આખો ઘેરાયા કરતી હતી હૃષીકેશચંદ્ર પાસે પડેલી આરામ ખુરશી ઉપર તે ચડયો જરાક તે આડો પડે અને પાછો બેઠો થાય કવખતની તેને ઉંઘ આવે નહી તે બેઠો થયો બગાસા ખાવા લાગ્યો, આખો ચોળવા લાગ્યો, અને આળસ મરડવા લાગ્યો

એ સઘળુ જોઇને હૃષીકેશચંદ્રે તેને કહ્યુ ‘ તમે કાલે નહી નહી તો સો દોઢસો રૂપિઆ બગાડયા હશે એના બદલામા તમને તો આ આળસ અને બગાસા મળ્યા ”

પોતાની ભૂલ સમજતો હોય તેમ ચંદુલાલ ધીમેથી બોલ્યો “ સાળુ માથુ પણ દુખે છે, અને આખોયે બળે છે ”

હૃષીકેશચંદ્રે કંઇક તિરસ્કાર અને કંઇક ગુસ્સાથી કહ્યુ “ સો દોઢસો રૂપિઆ આપીને તમે આ સઘળુ વેચાતુ લીધુ તમે તમારૂ

શરીર અને દ્રવ્ય આમ બગાડો છો તમારા છોકરા ઉપર આવી મિજલસોની અસર કેવી થતી હશે તેનો તમે વિચાર કરો છો ? માબાપ તેવા છોકરા, એ તમે નક્કી જ સમજજો તમે ઘેર મિજલસો ઉડાવશો અને તમે તમારા છોકરાને વિદ્વાન, નીતિવાન, ડાહ્યા અને ઠાવકા કરવા ધારશો તે કેમ બને ? આમ તે બનવુ અશક્ય છે મનમા નક્કી સમજજો કે છોકરા જેવા અનુકરણ કરનારા દુનિયામા બીજા કોઇ નથી તમે તમારા દોષ ગમે તેટલા છુપાવશો પણ તે તમારા છોકરામા ઉતરવાના જ તેઓ મોટા "ડીટેક્ટીવો" છે, જાસુસો છે, અને છુપા ભેદુઓ છે તેઓ ઝટ તમારા દોષ જાણી જશે, તેમનુ અનુકરણ કરશે, અને તેમના વર્તનદ્વારા તમારા દોષ ઉઘાડા કરશે

ચદુલાલ અને હૃષીકેશચદ્ર આમ વાત કરતા હતા એવામા એક સિપાઈ બહાર દરવાજા આગળ આવ્યો તેના હાથમા એક ચીઠ્ઠી હતી અને તે મનોહરલાલને ઘેરથી આવ્યો હતો બહાર એક પહેરાવાળો બેઠો હતો તેને તે સિપાઇએ કહ્યુ "રચીકચ, ક્યા સાલા, રૂચીકચ, સાલા નામ બી બડા અટપટા હૈ તો—રશીકભાઈ, કોન હૈ ? ઇનકી એ ચીઠ્ઠી હૈ"

પહેરેગીરે જવાબ આપ્યો "રશીકભાઇ તો યહા કોઇ ભી નહી હૈ જાવ, બરાબર નામ પુછ કે આવ"

સિપાઇ બડબડતો બડબડતો જરા પાછો વળ્યો "સાલે સકર્મીકી જીભ ઔર અકર્મીકે ટાટીયે નામ ભી કેસે રખતે હૈ અચ્છા સીધા નામ રખના હોવે તો એસે ગામમે આના, નહી તો આના નહી શહેર મે રહેના અચ્છા" સિપાઇ મનમા ને મનમા બડબડયો અને પાછો પહેરેગીરને કહેવા લાગ્યો "અરે, ભાઇ, ઇનકા નામ હુચીકચભાઈ, અબ સાલા યાદ આયા"

પહેરેગીરે પુછ્યુ "હૃષીકેશભાઈ ?"

સિપાઇએ કહ્યુ "હા, હા, ઓઈ"

પહેરેગીરે કહ્યુ "અચ્છા ચીઠ્ઠી લાવ"

ચીઠ્ઠી લઇને પહેરેગીર અંદર આવ્યો અને તેણે તે હૃષીકેશ-ચદ્રને આપી હૃષીકેશચદ્રના સમાગમથી મનોહરલાલને સતોષ થયો હતો અને તેની વિદ્યા તથા ચારિત્ર્ય ઉપર વિચાર કરતો કરતો તે

ઘેર ગયો હતો. હૃષીકેશચંદ્રને પોતાને ઘેર એક વાર બોલાવવો એવા ઇરાદાથી તેણે આજે ચીઠ્ઠી લખી મોકલી હતી હૃષીકેશચંદ્રે ચીઠ્ઠી હાથમાં લીધી અને વાચવા માંડી

" ગ. ગ. શ્રીયુત હૃષીકેશભાઇ,

તે દિવસના આપ સાથેના ટુંક સમાગમથી લોભાઇ, આપ સાથે વધારે પરિચયમાં આવવું એવી હૃદયની તીવ્ર ઇચ્છા થવાથી તથા આપના વિચારોની કંઇક સામ્યતા હોવાથી, વિચારોની પરસ્પર લહાણી કરી કંઇક નવું જાણવાની જીજ્ઞાસા થવાથી, તથા આપ જેવા મહાશયની સન્નિધિમાં કેટલોક સમય ગાળી, જીવનને કૃતાર્થ કરવાની અભિલાષા હોવાથી, વિનતિ કરૂં છું કે આપ ફુરસદ કહાડી આ તરફ પધારવાની તસ્દી લેશો સર્વથા લાભ તો મને જ છે **परोपकाराय सतां विभूतयः** સત્પુરૂષો બીજાઓ ઉપર ઉપકાર કરવાને જ સરજાયલા છે બપોરનું જમવાનું પણ અહીં જ રાખશો, કે જેથી નિરાંતે સમય સુવિચારમાં ગળાય

લી આપનો સ્નેહાધીન

**મનોહરલાલ "**

કાગળ વંચાયો ચંદુલાલે તે સાંભળ્યો તેનું ચિત્ત મનોહરલાલ તરફ દોરાયું મનોહરલાલ, તેનું ઘર, તેના વિચાર—સર્વ તરફ ચંદુલાલની માનસિક દૃષ્ટિ ફરવા લાગી એકદમ ચંદુલાલ બોલી ઉઠ્યો "શું મનોહરલાલના વિચારો સાથે તમારા વિચારો મળતા આવે છે ?"

આધુનિક સમય, અને આધુનિક આચારવિચારને શ્રેષ્ઠ ગણતો અને સુધારાનો ડોળ ઘાલતો ચંદુલાલ બોલ્યો સર્વ બાબતમાં તે સુધારાને નામે પરદેશીઓનું વગર વિચાર્યે અનુકરણ કરતો અને પોતે સુધરેલો છે એમ જણાવવાને તે બુટ, મોજા, પાટલુન, કોલર, નેકટાઇ પહેરતો, ઘરમાં ઇંગ્રેજી ઠાઠ રાખતો, અને ઇંગ્રેજી પોશાક ધારણ કરતો હિંદુઓના પ્રાચીન સિદ્ધાંતોને તે વખોડતો અને તેથી કરીને સસરા જમાઇના આચારવિચારમાં ઘણો ભેદ પડતો કંઇક લક્ષ્મી, કંઇક સત્તા, અને કંઇક વિચારના ભેદને લીધે જમાઇ તરફ પણ તિરસ્કારની નજરથી જોતો ચંદુલાલ આગળ બોલ્યો "એ તો બહુ જુના વિચારના માણસ છે "

હૃષીકેશચદ્ર—જુનુ અને નવુ, સત્ય તો એકનુ એક જ છે એક ઢાલની તે બે બાજુઓ છે પેલી વાતમાના બે સિપાઇઓ જેમ લઢી મર્યા તેમ જુના અને નવા વિચારનાઓ આજે લઢી મરે છે

ચંદુલાલ—સ્ત્રીઓને પડદામા જ રાખવી, એમને બીલકુલ સ્વાતત્ર્ય આપવુ જ નહીં, એવા મુર્ખાઇ ભરેલા તેમના વિચાર છે

હૃષીકેશચદ્ર—તમે સ્વતત્રતા કોને કહો છો ? સ્વાતત્ર્યને નામે તમે સ્વચ્છદ ચાલો છો શુ પડદે રહીને સ્ત્રીઓએ સારા સારા કામો કર્યા નથી ? સ્વામી વિવેકાનદની માતા ભુવનેશ્વરી દેવી પડદાની બહાર કદિયે આવ્યા નથી, તોપણ વિવેકાનદનુ ચારિત્ર્ય ઘડનાર માતા તરીકે તેમનુ નામ જગતમા પ્રસિદ્ધ થયેલુ છે પૃથુરાજની રાણી લાલબા અને બીજી રજપુતાણીઓએ પડદાનો ત્યાગ કર્યો નથી છતા પણ તેમના પરાક્રમોથી હિંદનો ઇતિહાસ ભરપુર છે સ્ત્રીઓને સ્વાતત્ર્ય અવસ્ય જોઇએ, પણ વિદ્યા અને સુસસ્કારોની ખીલવણી વગરનુ સ્વાતત્ર્ય હાનિકારક છે

ચદુલાલની મનોવૃત્તિઓ કઈક દબાઇ, તેના મિથ્યાભિમાનને કઇક ધક્કો લાગ્યો, અને તેના સુધારાના વિચારમા કઈક વિક્ષેપ આવ્યો પોતાનુ યથેચ્છ વર્તન, અને કુટુબનુ તે પ્રમાણેનુ અનુકરણ તેની દૃષ્ટિ આગળ તરી રહ્યા એટલામા જાણે તેના વિચારોને વાચતો હોય તેમ હૃષીકેશચદ્ર આગળ બોલ્યો "કોઇ પણ નિયમને વશ રહેવુ એને શુ તમે પરતત્રતા કહો છો ? નિયમ વગરના યથેચ્છ વતનને શુ તમે સ્વાતત્ર્ય કહો છો ? આખી સૃષ્ટિ પણ નિયમથી જ ચાલે છે સૂર્ય, ચદ્ર, તારા, નિયમને અનુસરે છે એ નિયમ ન હોય તો સૃષ્ટિ ઉધી જ વળી જાય મહાન પુરૂષો પણ પોતે જ નિયમ ઘડીને તેને વશ વર્તે છે એમા પરતત્રતા શેની ? વારે ઘડીએ તમારી વૃત્તિઓ બદલાય, અને તેને અનુસરીને તમારા આચરણ બદલાય, એનુ જ નામ તમારી સ્વતત્રતા, કેમ ? ત્યારે એમ જ કહોની કે સ્વતત્રતા એટલે નિરકુશપણે યથેચ્છ વર્તન !"

ચદુલાલના દરજ્જાને એ વાત ગમી નહી મનમા તે ઘણુએ ચ્હીડાયો, મુઝાયો, પણ શુ કરે ! બીજો હોય તો તેને "ચુપ રહો,

તમારામા અક્કલ નથી" વગેરે કહે, પણ હૃષીકેશચન્દ્રને માટે તેને ઉચો અભિપ્રાય હોવાથી તેનુ કહેવુ અયોગ્ય છે એમ શી રીતે કહેવાય!

પવિત્રતા, ધાર્મિકતા અને ઉચ્ચ સસ્કારોમા ઉછરેલો હૃષીકેશચન્દ્ર, ચન્દુલાલ જોડે વાત કરતા, પવિત્રતા અને આધ્યાત્મિકતાના ઉચા સિદ્ધાતો ઉપર ઘડાયલા ચારિત્ર્યમા રહેલુ શૌર્ય, નિડરતા, અને જાહેર હિંમત દર્શાવતો જે તે તે તડ ને ફડ સાચુ જ કહી દેવા લાગ્યો કારભારીના કારભારની શેહેમા તે જરાકે તણાયો નહીં તેના તેજમા તે જરાકે અજાયો નહીં રજવાડામા કદિ કોઇએ કારભારીનો બોલ ઉથાપેલો નહો હોવાથી આજે ચન્દુલાલને હૃષીકેશચન્દ્રના શબ્દો બહુ ભારે થઇ પડયા તેનુ મગજ ફરી ગયુ તેણે ઘણા ફુંફાડા માર્યા, આખો કરડી કરી, અને મુછોને મરડતો મરડતો તે મોઢુ કટામણુ કરવા લાગ્યો, પણ હૃષીકેશચન્દ્ર પોતાના સિદ્ધાતમાથી જરાકે ડગ્યો નહી, અને પોતે જે ખરૂ માનતો હતો તે બેધડક કહે જ ગયો

ચન્દુલાલ મધણુ સાભળી રહ્યો હૃષીકેશચન્દ્ર આગળ બોલ્યો "તમે તમારી ઑાફીસમા સ્વતત્ર છો, પણ રાણાજીએ ઘડેલા નિયમોને આધીન છો શુ તેથી તમે એક પાજરામા પુરાયલા પક્ષી જેવા કે કેદખાનામા નખાયલા કેદી જેવા પરતત્ર છો? નિયમ વગરના યથેચ્છાચારી જીવનની ગણના જીવનમા નથી આપણા પૂર્વજો ઋષિમુનિઓએ જીવનને યથાર્થ નિયમમા રાખવાને નિત્યકર્મો રચ્યા છે, અને તે કરવાના કહ્યા છે એ કર્મો નહી કરનાર વ્યક્તિનુ જીવન ભરદરીયે તોફાનમા સુકાયલા વહાણ જેવુ છે શુ એને તમે જીવન કહો છો?"

ચન્દુલાલ સાભળી રહ્યો એટલામા બહુ વાર થવાથી મનોહરલાલનો સિપાઈ ફરીથી આવ્યો અને પહેરેગીરને ચીઠ્ઠી આપીને બોલ્યો "વો રચીકચભાઇ હય ને! ખુદાકુ માલુમ, કહાસે એસે આતે હૈ ઔર પાઘ તુડવાતે હૈ! આના હોવે તો આ જાવે! ભાઇ, જરા ચીઠ્ઠી તો દો!"

પહેરેગીર—અભી તો બાતમે બેઠે હૈ

સિપાઇ—જલ્દી ઇનકીં બાતે મેરેકુ તો રોટી પકાનેકી હૈ

પહેરેગીર—કયૌ ? બીબી નહીં ?

સિપાઇ—જલી એ નોકરી ઇનકે ઘર સત્તરસે એસે આવે અપના ઠીકાણા નહીં બીબી કહેને લગી કે મે તો મરજાઉ ! દીનમે તુમકો ફુરસદ નહી, ઔર રાતકુ બી તુમ બારા બજે આવ મે એકીલી કયા કરૂ ! ઇયુ કહે કર વો તો ઘરકુ ચલી ગઇ

પહેરેગીરે ચીઠ્ઠી લીધી અને અદર જઇને હૃષીકેશચદ્રને આપી હૃષીકેશચદ્ર તે વાચતો હતો એવામા વળી ચદુલાલ બોલી ઉઠયો "તમારા વિચાર જુના જેવા લાગે છે"

હૃષીકેશચદ્રે કઇક ગભીરતાથી જવાબ આપ્યો "જુના વિચારમા હુ ઉછર્યો છુ અને નવામા કેળવાયો છુ મારો માર્ગ એની વચમા છે"

જરા અધીરા થઇને ચદુલાલે પુછયુ "ત્યારે તમારા વિચાર પ્રમાણે તો સ્ત્રીઓને સ્વતત્રતા ન જ મળવી જોઇએ !"

હૃષીકેશચદ્ર જરા વિચાર કરીને બોલ્યો "પાશ્ચાત્ય વિચારો શિખવે છે કે સ્ત્રીઓને સ્વાતત્ર્ય આપવુ, અને આપણા ઋષિમુનિઓ કહે છે કે સ્ત્રીની બુદ્ધિને સુસસ્કારી બનાવવી"

"એ બને શી રીતે બને ?" ચદુલાલ પાછો અધીરો થઇને વચમા બોલી ઉઠયો

"બનેનો સુયોગ સાધવો એ જ વધારે શ્રેયસ્કર છે" હૃષીકેશચદ્રે જવાબ આપ્યો

વખત ઘણો થયો હતો અને મનોહરલાલનુ માણસ ફરીથી બોલાવવાને આવ્યુ છે એમ જાણી હૃષીકેશચદ્રે એકદમ વાત પડતી મુકી અને બોલ્યો "મનોહરલાલ વાટ જુવે છે, માટે હુ રજા લઇશ આપણે તો વળી ફરી વાત કરીશુ"

હૃષીકેશચદ્ર ગયો, પણ તેણે પ્રસારેલુ પવિત્ર વાતાવરણ તેમનુ તેમજ રહ્યુ અને પારધિની જાળમા જાણે કોઇ પખી ફસાઇ પડયુ હોય તેમ ચદુલાલનુ મન હૃષીકેશચદ્ર વિષેના વિચારોમા ફસાઇ રહ્યુ હૃષીકેશચદ્રના વાક્બાણ તેના શરીરને ભેદીને જાણે હૃદયમા ઉડા ઉતર્યા હોય તેમ તેના શબ્દો, અને તે સમય, તેની માનસિક નજર આગળ ખડા ને ખડા જ રહ્યા વીરપુરનો કાર-

ભારી ગુમાન ત્યજી, પોતે કંઇ હિસાબમાં નથી એમ માનતો, પોતાને તૃણવત્ આલેખતો, ક્ષણવાર હૃષીકેશચંદ્રના ગુણ ગાઈ રહ્યો, અને મુછને મરડતો મરડતો વિચારપરંપરામાં લીન થયો. તેને મદકલિકા સાંભરી, હૃષીકેશચંદ્ર સાથે તેનું લગ્ન કરવાનો જુનો સંકલ્પ યાદ આવ્યો અને કારભારી ખેદભરી દૃષ્ટિ કરી કપાળે હાથ દઇને મનમાં બોલ્યો "દિકરી, તારૂં ભાગ્ય જ નહી, બાકી આવું રત્ન હાથમાંથી જાય !"

હૃષીકેશચંદ્ર મનોહરલાલને ઘેર ગયો મનોહરલાલ તેની વાટ જોઇને જ બેઠો હતો હૃષીકેશચંદ્ર આવ્યો એટલે તે ઘણા હર્ષભેર તેને લેવાને સામો ગયો બંને આવ્યા અને ઘરમાં બેઠા હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો "જરા આવતાં વાર થઈ, માફ કરજો "

મનોહરલાલે ધીમે રહીને હસતે હસતે જવાબ આપ્યો "જેવી આવતાં વાર કરી તેવી જ વાર જતાંયે પણ કરજો "

બંને હસી પડયા થોડી વાર બંને જણ બેઠા અને વાતચીત કરી પછી મનોહરલાલ પોતાનું મકાન બતાવવાને હૃષીકેશચંદ્રને લઈ ગયો

મનોહરલાલનું મકાન જુની તરેહની પણ ભવ્ય અને રોનકદાર ઇમારત હતી તેની આગલી બાજુએ મોટું કમ્પાઉન્ડ હતું તેમાં એક બાજુએ છાપરી બાંધી, બળદ, ઘોડો, ગાડી, બગી વગેરે રાખવામાં આવતાં કમ્પાઉન્ડને એક નાનો દરવાજો હતો, ત્યાં એક નાની સુંદર દેવડી હતી ત્યાં જુના વખતમાં એક ભૈયો દરવાન તરીકે બેશી રહેતો કમ્પાઉન્ડ મુકીને આગળ જતાં ઘરમાં પેસવાનું એક મોટું દ્વાર આવતું અને એક મોટા હૉલમાં પ્રવેશ કરાતો એ હૉલમાં પોપટ, કાકાકૌવા વગેરે પક્ષીઓના પાંજરા લટકાવેલા માલમ પડતા હતા હૃષીકેશચંદ્રને દેખીને "કોણ છે, કોણ છે," એવા અવાજ કાકાકૌવાએ કર્યા પોપટ બોલ્યો

"ચિત્રકુટ કે ઘાટ પર ભઇ સંતનકી ભીડ,
તુલસીદાસ ચંદન ઘસે તિલક કરે રઘુવીર "

ભારતવર્ષના પ્રાચીન ગૌરવનો અભિમાની અને તેના સંતોના કાવ્યોનો રસિક હૃષીકેશચંદ્ર તુલસીદાસની મીઠી વાણીના રસમાં લદબદ થઇ રહ્યો અને ચિત્રકુટને સંભારતો, શ્રીરામચંદ્ર

અને તુલસીદાસની પ્રતિમાઓને માનસિક દૃષ્ટિ આગળ ખડી કરતો તે પોપટના બોલ સાંભળી રહ્યો ભૂતકાળના ઇતિહાસમાં તેનુ મન તરવા લાગ્યું તેનું મસ્તક ચગડોળે ચ્હડયું તે બોલી ઉઠયો “મનોહરલાલ, મનોહરલાલ, કયા છે એ રામ અને સીતા! કયા છે એ તુળસીદાસ! એ મહાત્માઓનો કેવો અપૂર્વ ત્યાગ! તેમનું કેવું ધાર્મિક જીવન! શ્રીરામનું એક વચન, એક પત્ની, એક બાણ! અને અહાહા! તુળસીદાસની કવી મીઠી વાણી! મને એમનો એક દુહો યાદ આવે છે

સત્ય વચન ઔર દીનતા, પરસ્ત્રી માત સમાન
જો ચાહે સો હરિ મીલે, તુલસીદાસ જમાન

“મનોહરલાલ, મનોહરલાલ! એ બે વાકયોમાં તુળસીદાસે જગતના સર્વ નીતિશાસ્ત્રોનો સમાવેશ શું નથી કર્યો? કવિઓ તો એવાજ જોઇએ કયા ગયો એ સર્વ પ્રભાવ? શાથી ગયો?” વગેરે વિચારોમા હૃષીકેશચંદ્રનુ મન ડુબકા મારવા લાગ્યું

બને જણ આગળ ગયા એક મનોહર અને વિશાળ ચોક નજરે પડયો તેની આસપાસ ઓસરી હતી, અને સામેની બાજુએ મકાનનો મુખ્ય ભાગ હતો આ મુખ્ય ભાગની આજુબાજુએ ચોકની ઓસરીમાં દ્વાર પડે તેમ એક બાજુએ રસોડું અને એક બાજુએ દેવઘર આવેલા હતા દેવઘરમા બેશીને મનોહરલાલના વૃદ્ધ માતા, બ્હેનો, ફોઇઓ, કાકીઓ, વગેરે પૂજાપાઠ કરતા હતા મકાનના મુખ્ય ભાગમા ચાર પાચ મોટા ઓરડાઓ કહાડેના હતા, અને તે દરેક ઓરડામા હિંડોળા, ખાટ, વગેરે આરામના સાધનો રાખવામા આવેલા હતા પછવાડે વાડો હતો, અને વાડામા કુવો હતો, અને તેની પાસે ન્હાવાની ઓરડી હતી. મકાનને ત્રણ મજલા હતા નીચે સ્ત્રીઓનો વાસ હતો અને બીજે મજલે પુરૂષવર્ગ રહેતો બીજે તથા ત્રીજે મજલે પણ તેટલા જ હૉલ, અને તેટલી જ સવડ હતી

બીજે મજલે મનોહરલાલનુ શયનગૃહ, લાયબ્રેરી, બેસવા ઉઠવાની ઓરડી, અને પરોણાઓની મુલાકાત લેવા તથા તેમને સુવા બેસવાને માટે નિર્માણ કરેલી મોટી ઓરડીઓ હતી બને મિત્રો લાયબ્રેરીમા પેઠા લાયબ્રેરીની ભીંતો સુન્દર સફેદ રંગથી

ધોળેલી હતી અને તેના ઉપર થોડે થોડે અંતરે તુળસીદાસના દુહા, તુકારામના અભંગ, કાળીદાસ અને ભવભૂતિની ઉક્તિઓ, અને શ્રુતિના મહાવાક્યો લખેલા હતા આ લખાણની વચમા વચમા, શ્રીરામકૃષ્ણ, વિવેકાનંદ, દયાનંદ, રામતીર્થ, રાનડે, ગ્લાડસ્ટન, વડઝ-વર્થ વગેરેની સુંદર છબીઓ ટાગેલી હતી એ જોતા જ હૃષીકેશચંદ્ર ચમક્યો હોય તેમ બોલ્યો

"કેટલો બધો વિનિપાત ! કારભારી ચંદુલાલના દિવાનખાના-મા, લાયબ્રેરીમા અને ધીરેન્દ્રના શયનગૃહમા સઘળા ચિત્રો ઇંગ્રેજી સ્ત્રીઓના જ છે, અને તે પણ અધમ અને માનસિક વૃત્તિઓને ખોટે રસ્તે દોરનારા જ"

એક બે સુંદર નાના કબાટ ઉઘાડીને મનોહરલાલ વચમા બોલ્યો "જુવો, આ મારા પુસ્તકો !" પણ હૃષીકેશચંદ્ર સ્વામી વિવેકાનંદની ભવ્ય મૂર્તિ, વિશાળ લલાટ, મોટી અને તેજસ્વી આખો, બહોળુ વક્ષસ્થળ, અને પહેલવાન જેવુ શરીર જોતો હતો તે જોઈ જ રહ્યો તે શરીરમા ઢંકાઇ, વ્યાપી રહેલો તેમનો સુંદર અને દિવ્ય આત્મા પોતાનુ દિવ્ય તેજ તે શરીરને ભેદીને ચારે બાજુએ પ્રસારતો હોય તેમ હૃષીકેશચંદ્રની નજરે પડયો હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમા આવી ગયો તેના હૃદયમા સાધુ, મતો તરફનો ભાવ પ્રકટી રહ્યો નમન કરતો કરતો તે ગદગદ કંઠે બોલ્યો

" Thou angel of peace and purity ! Harbinger of light ! Teacher of sublimest truths ! Thou hast done the greatest social service in reawakening the spiritual soul of India Thou hast lived, still livest, and shalt live in future in the heart of each and every Indian Thou the upholder of the banner of Vedanta ! Thou sufferer for humanity ! Purity, renunciation, and self-sacrifice, these were thy ornaments ! Thou exemplary *Sannyasin* ! "

છબી તરફથી દૃષ્ટિ ક્ષણવાર ખશી ક્ષણવાર ચિત્ત બીજી બાબતોમા ભળ્યુ હૃષીકેશચંદ્ર અહી તહી જોવા લાગ્યો તેનુ હૃદય અનેક વિચારો-

થી ઉભરાઇ રહ્યુ હિંદનુ પ્રાચીન ગૌરવ, આર્યોની આધ્યાત્મિક શક્તિઓ, બળવાન શરીર, વગેરેના વિચારો મસ્તકમા રમી રહ્યા સાથે સાથે આધુનિક હિંદ તરફ દૃષ્ટિ થઇ અને નિસાસા નાંખતો ખેદભરી દૃષ્ટિએ હૃષીકેશચંદ્ર હાલની શૂર, નૂર કે સત્ત્વ વગરની આર્ય પ્રજાને નિહાળી તેની પડતીનાં કારણો શોધી રહ્યો તેના મનમા વિચાર આવ્યો

“ સત્ય અહિંસા, બ્રહ્મચર્ય એ ત્રણે મનુષ્યની અગાધ શક્તિઓ છે પવિત્રતા, આધ્યાત્મિકતા, સસ્કારિતા, એ શક્તિઓને જગવનારા મહામંત્રો છે આધ્યાત્મિકતા, સત્ય, અને બ્રહ્મચર્યના પાયા ઉપર રચાયલા ચારિત્ર્યમા કેવી અગાધ આત્મશ્રદ્ધા, શૌર્ય, નિડરતા, બળ, અને જાહેર હિંમત રહેલા છે, તેનો ખ્યાલ સામાન્ય મનુષ્યોને આવવો મુશ્કેલ છે જે પ્રજામા આધ્યાત્મિકતા, સત્ય, અને બ્રહ્મચર્ય છે તે શૌર્યવાન, આત્મશ્રદ્ધાવાન, નિડર અને ચીરંજીવી છે જેનામા એ ત્રણ શક્તિઓ નથી તે સત્વહીન અને નિર્જીવ છે તે માત્ર એક હાલતુ ચાલતુ પુતળુ જ છે પોતાનો ઉદય કરવાને તે શક્તિવાન નથી તેના શરીરને ફાડી ખાનારા સ્વાર્થ, ઇર્ષ્યા, અને દ્વેષ રૂપી ગીધ તેની પાછળ લાગેલા જ છે સ્વામી રામતીર્થે ખરૂ જ કહ્યુ છે કે હિંદમાથી આધ્યાત્મિકવિદ્યા ગઇ ત્યારથી જ હિંદની અધોગતિ થવા બેઠી છે ”

બીજા મહાપુરૂષો તરફ દૃષ્ટિ નાખતો, અને તેવો જ ભાવ દાખવતો હૃષીકેશચંદ્ર પુસ્તકોના કબાટ તરફ આવ્યો ગુજરાતી, સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યનો ભંડાર તેણે જોયો જોતા વળી તેને વિચાર સ્ફુર્યો “ ચંદુલાલની લાયબ્રેરીમા સઘળી નવલકથાઓ જ ભરી છે, અને તેમાયે ઘણી તો રેનોલ્ડઝની ! એનુ નામ શુ વાચન કહેવાય ? ધીરેન્દ્ર વહી જાય એમા નવાઇ શી ? ”

બંને શયનગૃહમા પેઠા સુવાના પલંગની સામી બાજુએ જ શ્રીકૃષ્ણની મનોહર મૂર્તિ, એક કદમ્બના વૃક્ષ નીચે ઉભેલી, શિર પર મોરમુગટ ધારણ કરી મુખથી મોરલી બજાવતી, ચૌદ ભુવનને ગજવતી અને ડોલાવતી, નાના નાના શૃંગવાળી નાની નાની ગાયોને ચારતી, કમળપુષ્પની માળાથી અલંકૃત થયેલી, સ્યામ પણ સુંદર અને ભવ્ય, છબીમા ચીતરેલી એની નજરે પડી હૃષીકેશચંદ્રનો ભક્તિભાવ

જાગૃત થયો ગોકુળ, મથુરા, વૃંદાવન, શ્રીકૃષ્ણ, સર્વ નજર આગળ તરી આવ્યા સાથે સાથે એક ભક્ત કવિનુ મનોહર વર્ણન પણ યાદ આવ્યુ તે ગાવા લાગ્યો

મોર મુગટ શિર પર ધર્યો, મુખ મોરલી ધમધોર,
બીન્દ્રાબન કી કુંજમે, જય જય જુગલકિશોર

ગાઇ રહેતા જ એકદમ હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો "મનોહરલાલ, આ ભક્ત કવિની લીટીઓ આ છબીમા ચીતરાઇ રહી છે. આપણા ચિત્રકારો આકૃતિને નહોતા ચીતરતા પણ તેમા રહેલા આત્માના સુંદર ભાવોને જ ચીતરતા "

મનોહરલાલે કહ્યુ "એ સુંદર ભાવાને લીધે જ એ છબી મે અહી રાખી છે "

કંઇક ઉંડા વિચારમા પડયો હોય એવો જણાતો હૃષીકેશચંદ્ર બોલ્યો "એ ભાવોને ને અરણ્યના પ્રદેશોને કંઇ પણ સબંધ હશે એમ લાગે છે માટે જ આ ચિત્રકારે શ્રીકૃષ્ણના આત્માની સુંદર વાણી મોરલી દ્વારા પ્રગટ કરાવતા તેમને અરણ્યમા ઉભા કર્યા છે"

"સૃષ્ટિસૌંદર્ય અને આત્માનુ સૌંદર્ય એ બંનેના ભાન વચ્ચે ઘણી સામ્યતા છે તે એક જ છે એમ કહીએ તોપણ ચાલે માટે જ સુંદર આત્મા સૃષ્ટિસૌંદર્યમા વાસ કરવાનુ ઇચ્છે છે "

"શ્રીકૃષ્ણને ગોવાળીયા પણ તેટલા માટે જ કહ્યા હશે કારણ કે ગોવાળીયાનો જ વાસ અરણ્યમા હોય "

'આવા શ્રીકૃષ્ણ જેવા સંસારી અને ત્યાગી, જે ગામમા રહે પણ અરણ્યવાસને ઇચ્છે, એવાને માટે આપણી ભાષામા કયો શબ્દ હોય! માટે સહેલુ ને સટ લોકોએ એમને ગોવાળીયા કહેવા માંડયુ!"

હૃષીકેશચંદ્ર ખડખડ હશી પડયો અને મનોહરલાલની બુદ્ધિ તરફ સવિસ્મય જોઇ રહ્યો તેને મદકલિકા સાભરી 'મદકલિકા, પીયેરના અનિત્ય સુખમા અને અસંસ્કારી વાતાવરણમા તુ શુ સુખ માને છે? તુ પસ્તાઇશ! તુ રખડીશ! રવડીશ! તારા પિતાના સ્વાતંત્ર્યના વિચારોએ જ તને પતિવિમુખ કરી છે તેથી જ તને મનોહરલાલના નિયમો અઘરા લાગે છે, અને સાસરાને તુ બંધિવાસ ગણે છે પણ તુ પસ્તાઇશ! હું ઇચ્છુ છુ કે તુ પસ્તાજે જ!"

એટલામા એક નોકર ઉપર આવ્યો અને બોલ્યો "મહારાજ, જમવાનો સમય થયો છે"

બને નીચે ગયા, ન્હાયા, સધ્યા કરી, અને ગાયત્રી મત્રનો જપ કરી "શિવ, શિવ, શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ," મુખે બોલતા બને જણ જમવાને બેઠા

મનોહરલાલ જમતે જમતે બોલ્યો "ભવભૂતિએ ખરૂ જ કહ્યું છે, **सता सद्भिस्सग कथमपि पुण्येन भवति** મારૂ કોઇ મોટુ પુણ્ય મને ફળ આપવાને તૈયાર થયુ હશે કે જેથી આપ જેવા ધાર્મિક અને સસ્કારી વિદ્વાનનો મને સમાગમ થયો "

હૃષીકેશચદ્ર ધીમેથી જવાબ આપ્યો "એ તો અન્યોઅન્ય છે મોઢે કહેવાથી કઈ વધારે નથી તમારા જેવુ ગૃહજીવન ભાગ્ય જ કોઈ કુટુબમા ગળાતુ હશે '

મનોહરલાલ શરમાતો શરમાતો બોલ્યો ' મને હાલનો સુધારો પસદ નથી "

હૃષીકેશચદ્રે કહ્યુ "પ્રાચીન અને અર્વાચીન ભાવનાઓનુ સમેલન કરી તે રસ્તે જીવનને વહેવરાવવુ એ વાત જોકે કઠિન છે પણ એજ માર્ગ શ્રેયસ્કર છે હિદનો ઉદય તેમા જ છે હિદનુ પ્રાચીન ગૌરવ, પ્રાચીન કીર્તિ, અને પ્રાચીન વિભૂતિની કદર કરતા આપણે શિખીએ, અને દરેક બાબતમા પશ્ચિમનુ અનુકરણ કરવાની અનિષ્ટ પદ્ધતિને દૂર કરી પશ્ચિમના સુધારામા જે શ્રેષ્ઠ હોય તેટલુ જ ગ્રહણ કરવાનો વિવેક રાખતા શિખીએ, આમ પૂર્વ અને પશ્ચિમના વિચારોનો આપણા જીવનમા સુયાગ સાધીએ, એ જ માર્ગ ઉચિત અને કલ્યાણકારી છે પશ્ચિમના સુધારાની અનિત્યતા, કૃત્રિમતા અને અનિષ્ટતાનો પુરેપુરો ખ્યાલ સ્વામી વિવેકાનદે એમના ભાષણોમા આપ્યો છે "

મનોહરલાલ વિચાર કરતો કરતો હૃષીકેશચદ્ર સામે જોઇ રહ્યો હૃષીકેશચદ્રની વિવેકબુદ્ધિથી તે વિસ્મય પામ્યો તે વિચારમા ડુબ્યો "હૃષીકેશચદ્રમા સાત્વિકતા, સભ્યતા, અને નમ્રતાની સપાટી નીચે જ્ઞાન અને વિવેકનો કેવો અમૂલ્ય ખજાનો ઢકાયેલો છે ?" તેણે હવે હૃષીકેશચદ્રને કહ્યુ "પાશ્ચાત્ય વિચારોથી દોરવાયલાઓ સાત્વિકતા

કે નમ્રતાને મનની નબળાઈ ગણી વધારે ને વધારે રજોગુણી થતા જાય છે તેઓ સાધુતાને દંભ અને અશક્તિમત્તા ગણે છે, અને પ્રપંચી જીવનને વધારે પસંદ કરે છે "

હૃષીકેશચંદ્રે ઉત્તર આપ્યો "એ તેમનો મિથ્યા મોહ છે એ મિથ્યા મોહમાં ફસાઈને તેઓ જીવનને આડે માર્ગે વહેવરાવી તેને પરતંત્ર અને કૃત્રિમ બનાવી રહ્યા છે "

મનોહરલાલે કહ્યું "પરતંત્રતા અને કૃત્રિમતાના પરિણામો અનિષ્ટ જ હોય !"

હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો "જગતના મહાન વિચારકોએ એ અનિષ્ટ પરિણામોને સારી રીતે વર્ણવ્યા છે "

એક બે મિનિટ બને મિત્રો ચુપ રહ્યા જમવાનું પુરૂ થયું હાથ મો ધોઈને બને જણ પરવાર્યા અને પાછા મેડીએ ગયા મનોહરલાલે હૃષીકેશચંદ્રને વધારે બેસવાનું કહ્યું પણ વખત ઘણો થયેલો હોવાથી વળી ફરી આવીશ એમ કહીને હૃષીકેશચંદ્ર ચંદુલાલને ઘેર જવાને નીકળ્યો

રસ્તામાં જતે જતે તેને પાછા મદકલિકાના વિચાર આવ્યા "આવું ઘરબાર, આવો પતિ ! તેને ત્યજીને મદકલિકા, તું તુચ્છ વાસનાઓને વળગી રહી છે કેરાનની પ્રજામાં તે ન મેળવ્યું ઉંડું જ્ઞાન, કે ન આવી તારામાં કંઈ આવડ "

વિચારમાં મગ્ન થઈને હૃષીકેશચંદ્ર આગળ પગલા ભરતો હતો મદકલિકા ઉપર હુસેને કરેલો હુમલો તેને યાદ આવ્યો અને તેના હૃદયમાં પુષ્કળ ખેદ થયો "મનોહરલાલની પત્નીના આ ભવાડા ! પ્રભુ ! પ્રભુ ! આમ થવાનું કારણ શું ?"

મનમાં અનેક ભાંજગડો કરતો કરતો હૃષીકેશચંદ્ર આગળ જવા લાગ્યો, એવામાં સામેથી આવતો એક પુરુષ તેની દૃષ્ટિએ પડયો તે ચંદુલાલનો નોકર રામો હતો રામો ઉતાવળો ઉતાવળો જતો હતો તેણે હૃષીકેશચંદ્રને જોયો એટલે તે સલામ કરીને બોલ્યો "ભાઈસાહેબ, ક્યાં જઈ આવ્યા ?"

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો "મનોહરલાલને ઘેર "

"એ તો પ્રભુના માણસ છે "

"અલ્યા, એમ કેમ ?"

"હા, ભાઇસાહેબ, શુ ખોટુ કહુ છુ ! અને આ—"

રામો હસ્યો, બોલતો એકદમ બધ થયો અને આગળ ચાલતો થયો

હૃષીકેશચદ્રે તેને બૂમ પાડીને ઉભો રાખ્યો અને કહ્યુ "ઉભો રહે, કેમ બોલતો બધ થઈ ગયો ? શુ કહેતો હતો ?"

"ભાઇસાહેબ, શુ કહેવરાવો છો ? તમે જોયુ નથી ? તે દિવસે પેલા ત્રણ બદામના હુસેને મદકલિકાબ્હેન ઉપર હુમલો કર્યો હતો તે"

"અલ્યા, એમ કરવાનુ કારણ શુ ?"

"નોકરો ચાકરો જોડે છુટ લે તેનુ એ પરિણામ આવે"

"મદકલિકાનો એમા દોષ નહી હોય ! અલ્યા, કેમ ?"

"ભાઇસાહેબ, બે હાથ વગર તાળી પડે ?"

એ સાભળીને હૃષીકેશચદ્રને મદકલિકા ઉપર અત્યત તિરસ્કાર આવ્યો નોકર ચાકરોના મનમા તેના વિષે કેવો હલકો અભિપ્રાય બધાઇ ગયો છે એ વિચારથી હૃષીકેશચદ્રને તેના ઉપર દયા આવી મનોહરલાલ તરફ પ્રેમની લાગણીથી જોનારનુ હૃદય અત્યત ખિન્ન થયુ અને હૃષીકેશચદ્ર ક્ષણવાર ગળગળો થઇ ગયો અને કઇ બોલ્યા ચાલ્યા વગર રામાની સામે ટગર ટગર જોઇ રહ્યો રામો તેના મનના ભાવને સમજી ગયો અને મો મલકાવતો ઉંચો નીચો થવા લાગ્યો એવામા પાછો હૃષીકેશચદ્ર બોલ્યો "પણ મદકલિકા તો નિર્દોષ જ હશે."

"સાહેબ, સારા માણસને તો બધા નિર્દોષ જ લાગે"

હૃષીકેશચદ્રે ઉડો નિસાસો મુકયો

રામો પાછો આગળ કહેવા લાગ્યો "સાહેબ, નોકર ચાકર જોડે બહુ છુટ લે અને પછી નિર્દોષ શેના ?"

હૃષીકેશચદ્રે દાત પીસ્યા તેને એ વાત વધારે સાભળવી ગમી નહી તે મનમા બડબડયો "ભારતવર્ષ, ભારતવર્ષ ! સુધારાની પૂજામા તુ સગીન સદ્‌ગુણોનો નાશ કરી રહ્યુ છે અફસોસ !"

રામો આગળ બોલ્યો "ભાઇસાહેબ, આવી છુટ તો સાહેબ લોકના બૈરાને હોય લાજ શરમ પાળવામા જ આપણી શોભા

આ તો કાગડો હંસની ચાલ ચાલવા જાય તે હંસની શિખે નહી અને પોતાની હોય તે ભુલે"

હૃષીકેશચંદ્રે પુછ્યું "અલ્યા, એમ કેમ ?"

રામાએ કહ્યું "ભાઇસાહેબ, હું સાહેબલોકમાં ઘણું રહ્યો છું એ લોકો જબરા તો ખરા એમના બૈરાં પણ હોશીઆર સ્વચ્છ અને ઉદ્યમી ઘરમાં બધુએ એમને વ્યવસ્થિત જોઇએ, અને આપણા-માં તો જેમ ઘરમાં વધારે રમણભમણ પડેલું હોય તેમ વધારે મોટાઇ મનાય બાઇસાહેબને જ તેવું ગમતું હોય પછી ચાકરો તે શું કરે ? કોઇ સારે ઠેકાણે જવામાં જીવ મળે નહી એટલે ચાકરો જોડે વાતો કરે અને તેમને બ્હેકાવે મડમો તો નોકરોને કબ્જામાં રાખે અને તેની સાથે ખપ જેટલી વાત કરી પોતાનો મોભો જાળવે"

"અલ્યા, તેં ક્યાં ક્યાં નોકરી કરી છે ?"

"પેલા લોરેન્સ સાહેબને ત્યાં હું પહેલો બેએક વરસ રહ્યો બધુએ ત્યાં સારૂં હતું પણ એક વાતથી તોબા મડમ સાહેબ આવે ને આવે ઉભો રાખે જરાક પણ ખસાય નહી ઘંટડી વાગે કે જીસાબ, કહીને આવવું જ પડે કંઇ કામ કરીએ તો માથા ઉપર ડાંગ જેવી ઉભીજ હોય જરાકે ચસકાય નહી, કે બોલાય નહી વખતસર બધું થવું જ જોઇએ એક વખત બોલે અને પછી જો તે ન થયું તો ગાદ્દા, બેવકુફની પ્રસાદી મળે"

"વળી સાહેબ ધમકાવે તે તો જુદું જ, કેમ ?"

"સાહેબ તો વળી ચાબુક લઇને ઉઠે પણ કહ્યા પ્રમાણે જો કામ થયું તો પછી મોજ કરો કારણ કે તે પગાર ભરપટ્ટે આપતા અને મનથી બહુ દયા રાખતા મડમ, બાપડી માણસ પણ કેવી નિયમસર ઉઠે, નિયમસર કામ કરે ફરે, હરે, બધું નિયમસર આપણને પણ નિયમસર બનાવી દીધા, ભાઇસાહેબ"

છેલ્લા શબ્દો બોલતે બોલતે રામો હસ્યો

થોડીવાર રહીને પાછું રામાએ કહ્યું "સાહેબ, મડમોની તો બલિહારી પોતે વ્યવસ્થા રાખે અને બીજાને રાખતા શિખવે"

હૃષીકેશચંદ્ર ધીમેથી કહ્યું "ત્યારે તું આપણા લોકોમાં બહુ રહ્યો નથી, કેમ ?"

"ભાઇસાહેબ, આપણા લોકોમા પણ બહુ ગયો છુ, અને તે વળી મોટા લોકોમા જ આપણામા તો જેમ વધારે મોટુ ઘર તેમ તે ઘરના બૈરા વધારે મોડા ઉઠે, મોડુ દાતણ કરે, મોડુ ન્હાય અને મોડુ જમે "

"અલ્યા તુ તો બડો હોશીઆર દેખાય છે તારી નજર આવુ આવુ ભલુ પડે છે ? "

"ભાઇસાહેબ, મારી નજરે એવુ પહેલુ જ આવે છે "

"ત્યારે તુ તો લોકોના છિદ્રો જોતો ફરે છે, એમ જ કહેને "

' ના, ભાઇસાહેબ, એમ નહી, મારાથી એવુ વેઠાતુ નથી સાહેબ લોકમા ગયા પછી મને એવુ ગમતુ નથી કઈ કામ નહી, કાજ નહી, અને આખો દહાડો મોજશોખ મારવો અને મનમા આવે તેમ ફરવુ હરવુ બગ્ગા પણ તેવુ કર આપણાથી તો ભાઇસાબ, એવુ જોયુ જાય નહી "

હૃષીકેશચદ્ર ઉડા વિચારમા પડયો ' શુ આ મોજશોખ, આ સ્વચ્છદી વર્તન, એનુ નામ સુધરેલાપણુ ! બેકન ! બેકન ! તે ખરૂ જ કહ્યુ છે 'જ્યારે સદ્ગુણનો નાસ થાય છે ત્યારે પ્રજામા મોજશોખ અને તેના સાધન વધે છે ' વૈભવ અને સદ્ગુણને પરસ્પર વેર છે સાદાઇ સાથે તેને મત્રી છે સારા જીવન વગર ઉચ્ચ વિચાર નથી, ઉચ્ચ વિચાર વગર ચારિત્ર્ય નથી અને ચારિત્ર્ય વગરનો મનુષ્ય કોડીનો છે "

એટલામા પાછો રામો બોલી ઉઠયો "સાહેબ, હુ રજપૂત છુ ગરાસીયાનુ ફરજન છુ અમે તો આવુ મદકલિકાબ્હેન જેવુ દેખીએ તો ગળુ વાઢી નાખીએ "

"અદુલાલના ઘરમા તારૂ ચલણુ બહુ જણાય છે ! "

"મોટાના ઘરમા તો અમો નોકર ચાકરનુ જ રાજ્ય જરા સાહેબની મરજી રાખીએ એટલે અમારા પાસા પોબાર મોટાના ઘરમા કોણ કોને પુછે ? એક આ ખુણે પડયુ હોય તો બીજુ પેલે ખુણે પડયુ હોય સૌ સૌના તાનમા હોય એક બીજાની કોઇને દરકાર નહીં રાત દહાડો નવરા અને નોકરો ચાકરો સાથે કામ, એટલે નોકરો ફાવે તેમ વર્તે "

"તુ બહુ જબરો જણાય છે તુ બધુયે જાણે, કેમ ?"

'હા, સાહેબ, બધુયે જાણુ મારી નજરે એવુ એવુ પહેલુ જ પડે મારાથી તે વેઠાતુ નથી બ્હેનનુ તો આ તમે જાણ્યુ, અને ભાઇસાહેબ, હજી તો ધીરૂભાઇના ભવાડા જોશો ત્યારે જાણશો "

હૃષીકેશચન્દ્ર આશ્ચર્યથી રામાની સામે જોઇ રહ્યો અને નોકર સાથે વધારે વાત કરવી એ ઠીક નહી એમ વિચારી, "ઠીક" કહીને ચાલતો થયો

---

## પ્રકરણ ૨ જુ.

---

### રાજ્યખટપટ

હૃષીકેશચન્દ્ર પાછો ચન્દુલાલના બગલા નજીક આવી પહોચ્યો તેના મનમા પાછા મનોહરલાલની કુલિનતા, ગાભીર્ય, ઉડુ વાચન, અને કાવકામના વિચારો તરી ગયા તેની વર્તણુક અને કૌટુબિક જીવન જોડે ચન્દુલાલના વિચારો અને ગૃહજીવન તે સરખાવવા લાગ્યો 'મનોહરલાલ અને ચન્દુલાલ ! બન્નેમા કેટલો બધો ફેર ! આસમાન જમીનનો ! એક આ પાર અને બીજો પેલી પાર ! ચન્દુલાલ, આલસ્યની મૂર્તિ ! પ્રપચનુ પુતળુ ! રજોગુણની પ્રતિમા ! તમોગુણનો ભભુકો ! અને મનોહરલાલ શાત, સયમી, સાત્વિકતાની મૂર્તિ ! ઉડો અભ્યાસી ! પવિત્રતા અને પરમાર્થની પ્રતિમા ! બન્નેના ગૃહજીવન પણ તે પ્રમાણે જુદા જ "

વિચાર કરતો કરતો હૃષીકેશચન્દ્ર ઘરમા પેઠો ચન્દુલાલ બપોરે ખાઈ પરવારીને એક મોટા હૉલમા પલગ ઉપર પડીને આળોટતો હતો તેની પાસે જ એક નાની ઓરડીમા ધીરેન્દ્ર પણ એક પલગમા પડ્યો પડ્યો એક વાર્તાની ચોપડીમાથી બે ચાર લીટીઓ વાચતો, વળી બે મિનિટ આળોટતો, આરામ લેતો હતો બપોરના લગભગ ચાર વાગવા આવ્યા હતા પણ ચન્દુલાલ કચેરીમા જવાનો વિચાર કરતો નહોતો તેને એવી ટેવ હતી કે જો એને આખો દિવસ સુવાનુ મળે તો તે બેસવાનુ કે ચાલવાનું જગાયે પસદ કરે નહી જો આખો દિવસ એને પથારીમા પડ્યા પડ્યા આળોટવાનુ મળે તો

પછી એને બીજુ કાંઈ જોઇએ જ નહી એક ક્ષણ વાર પણ બેસવા-ની તે તસ્દી લે નહી સુઇ સુઇને જ ને આખો દિવસ કહાડે અને મહિના સુધી ઘરમા ને ઘરમા જ રહે અને બહાર કોઇને મો બતાવે જ નહી વાત કરે તે પણ સુતે સુતે જ

ચદુલાલનો કેટલોક સમય વર્તમાનપત્રનુ ઉપરચોટીયા વાચન કે કલ્પિત વાર્તાઓના મનનમા જતો સાહિત્ય, તત્વજ્ઞાન કે ઇતિ-હાસમા તેને જરાકે રસ પડતો નહી હૃષીકેશચદ્ર ઘરમા આવ્યો તે વખતે ચદુલાલના પલગ ઉપર બે ચાર વર્તમાનપત્રો અને એક બે નવલકથાઓ પડલી હતી ઘણે ભાગે નવલકથાઓ નૈતિક ભાવના-ઓને પોષનારી હોતી નથી તેમનો વિષય ઘણુખરૂ શૃગાર કે પ્રેમ હોય છે નૈતિક ભાવનાઓને પોષવાને બદલે તેઓ વાચકની અધમવૃત્તિઓને ઉત્તેજીત કરે છે તેના વાચનથી ચદુલાલ પોતાને રસજ્ઞ, વ્યવહાર કુશળ અને ભાષાજ્ઞાનવાળો થએલો સમજતો પરિણામ એ આવતુ કે ચદુલાલને તેની વૃત્તિઓ છેતરતી અને તેને આડે માર્ગે દોરતી એવી નવલકથાઓને વાચીને તે પોતાને સાહિત્યપ્રેમી, વ્યવહારકુશળ અને રસજ્ઞ કહેવરાવતો પણ તેનુ વાચન તેની કૃત્રિમતા, અસ્થિરતા, અને પ્રમાદને વધારતુ અને નવલકથાઓના પ્રેમી નાયકનાયિકાઓના ચિત્રોનુ મનન તેને વધારે ને વધારે ઉન્મત્ત બનાવતુ

હૃષીકેશચદ્ર બનેને આ પ્રમાણે સુતેલા જોઇને બારોબાર લાયબ્રેરીમા ચાલ્યો ગયો અને ત્યા એક ખુરશી ઉપર બેઠો એટલા-મા દિવાનખાનામા એક ઉચા, કદાવર, અને લાબી દાઢી મુછ-વાળા પુરૂષે પ્રવેશ કર્યો આ પુરૂષ ભીમસિહ હતો ભીમસિહ રાજ્યમા નાનો ભાયાત હતો એક કાવતરૂ રચવામા ચદુલાલ તેની મદદ માગતો હતો ચદુલાલ પલગમા પડયો પડયો તે કાવતરા વિષે વિચાર કરતો હતો અને આમતેમ આળોટતો હતો ભીમસિહ દિવાનખાનામા આવ્યો એટલે ચદુલાલ તરત બેઠો થયો અને દિવાન-ખાનામા ગયો. બનેની ગુપચુપ વાર્તા થવા લાગી

દિવાનખાનાનુ એક નાનુ દ્વાર લાયબ્રેરીમા પડતુ હતુ, તેમાથી હૃષીકેશચદ્ર તે બનેને જોઇ શકતો હતો, અને તેમની વાતચિત સાભળી શકતો હતો. પણ તે બને તો એમજ ધારતા હતા કે તેમની વાત કોઇ સાભળતુ જ નથી. ગુન્હો ઘણે દૂર સુધી ઉજ્જડ જ દેખે છે બને વચ્ચે મસલત ચાલી રહી

બીના એ હતી કે વીરપુરના રાણા મગદાગસિંહે ચંદુલાલની કેટલાક કામોમાં બિનમાહિતગારી જોઇને બંગાળાના એક પ્રસિદ્ધ અને અનુભવી બાબુ નલિનિકાન્તને પોતાના રાજ્યમાં ખાનગી સલાહકાર તરીકે નીમ્યો હતો બાબુએ આવીને પોતાનો ચાર્જ લીધો હતો ચંદુલાલ કારભારી તરીકે કામ કરતો અને બાબુ ખાનગી સલાહકાર તરીકે રાણાજીને સર્વ બાબતમાં યોગ્ય સલાહ આપતો ચંદુલાલને પગાર પાચસોનો હતો પણ નલિનિકાન્તને આઠસે આપવામાં આવતા હતા ચંદુલાલની પદ્નીને ધોક્કો ન લાગે અને એ કારભારી તરીકે કાયમ રહે અને રાજ્યનું કામ પણ જોઇએ તેવી રીતે બુદ્ધિપૂર્વક થાય તેટલા માટે રાણાએ આ ગોઠવણ ઉતારી હતી પણ ચંદુલાલ એમ માનતો કે એ ગોઠવણથી તો નલિનકાન્ત બન્યો કારભારી અને એ તો માત્ર નામનો જ કારભારી નલિનિકાન્ત કહે તે જ રાણાજી કરે એટલે એની મત્તા શી એમ તે મનમાં સમજતો વળી નલિનિકાન્તનો આઠસેનો પગાર તેના મનમાં ખુચતો અને તેનું મિથ્યાભિમાન તેને કહેતું " એ તો વેદીયા ઢોર ! એમને શો અનુભવ ! ભણ્યા તેમાં શું ! એ તો જેના કામ જે કરે ! "

ચંદુલાલ નલિનિકાન્તને પોતાના શત્રુ સમાન દેખતો એને કોઇ પણ રસ્તે, ગમે તો કંઈ તહોમત મુકી કહડાવી મુકીને કે કંઇ ન ચાલે તો આખરે તેનું ખુન પણ કરીને, પોતાના માગમાંથી દૂર કરવો એવો નિશ્ચય ચંદુલાલે કર્યો હતો અને તે વિષે કાવતરૂં રચવામાં તે અને ભીમસિંહ આજે ભેગા થયા હતા

ઇંદ્રિયોને જ સંતોષવી એજ એના જીવનનું લક્ષ્ય હોવાથી ચંદુલાલ અધમમાં અધમ કાર્ય કરવાને પણ જરાકે ડરતો નહી કે આચકો ખાતો નહી તેમાં વળી રજવાડાનું ખટપટી જીવન, પ્રપંચ, હાજી હા કરવાની પદ્ધતિ, અમલદારીની કેફ, રોફ, અને ટેક, દંભ, અને ડોળ, મોટા કહેવરાવવાની ઇચ્છા, સૌને દબાવવાનો ઇરાદો, વગેરે જ્યાં હોય ત્યાં પછી કશી વાતની મણાજ શી રહે ! રંક હોય કે શ્રીમંત, ન્યાયી હોય કે અન્યાયી હોય, ભક્ત હોય કે પાપી હોય, પણ કારભારીની નજરમાં તો સૌએ સરખા જ—નીચા ! જે એને રીઝવે, હાજી હા કરે, તે એની કૃપા ક્ષણવાર મેળવે નહી તો ન જોવાય ન્યાય કે હક્ક કારભારીની મરજીમાં આવે તે જ

કાયદો ! કારભારીએ માન્યો તે જ લાયક, તે જ હોશીયાર, અને તે જ હક્કદાર ગણાય, અને કારભારીએ જેને શત્રુ માન્યો તેના તો બાર જ વાગી ગયા એ ન્યાય, અને એ રીતભાતમા ઉછરેલો ચંદુલાલ ગુમાનથી છલકાતો અને પોતાનો સ્વાર્થ સાધવાને કોઇ પણ બાબતને હલકી કે અશક્ય ગણતો નહી વાત કરતે કરતે મુછોને આમળતે આમળતે ચદુલાલે પુછ્યુ "તમે પછી કોઇ માણુસ ઉભો કર્યો ?"

**ભીમસિંહ**—હા, મે એક માણસ ઉભો કર્યો છે

**ચદુલાલ**—પણ તે ખોટો પુરાવો આપશે ?

**ભીમસિંહ**—ખોટો પુરાવો તો શુ પણ નલિનિકાન્તની સહી સાથેની ચ્હોચ સુદ્ધાત પણ તે રજુ કરશે

**ચદુલાલ**—તે કયાથી લાવીને ? શી રીતે ?

**ભીમસિંહ**—એ બધી વાતમા તમારે ઉડા ઉતરીને શુ કરવુ છે ? બધુયે થશે કેટલીક વખત ઘરની આ ભીતોને પણ કાન હોય છે, કારભારીજી માટે ચુપ

આ અધમ કૃત્યને લીધે પોતાનો અતરાત્મા જાણે કે ઠપકો દેતો હોય તેમ જરા દબાતે અને સત્યના રક્ષણાર્થે પ્રાણાર્પણ કરનાર ક્ષત્રીયોના વશનો છુ એમ ભાન થતા જરા શરમાતે ભીમસિહે પોતાની આગળી નાક આગળ ધરી

**ચદુલાલ**—પણ એનુ નામ શુ ? એ કી ન્યાતનો છે ?

**ભીમસિંહ**—તમારે નામનુ અને ન્યાતનું શુ કામ છે ? એનુ નામ નદકુમાર, લ્યો થયુ

એ સાભળીને "હેસ્ટીગ્સના વખતનો નદકુમાર તુ ફરીથી અહી જન્મ્યો છે કે શુ ?" એમ મનમા બોલીને હૃષીકેશચદ્ર પોતાની ઓરડીમા બેઠો બેઠો મનમા ને મનમા હસ્યો

**ચદુલાલ**—ઠીક, ત્યારે ખોટા રુપિઆ લીધાનો આરોપ મુકાવવો, કેમ ?

**ભીમસિંહ**—મારી સલાહ પુછતા હો તો મે એક સહેલો ને સટ ઉપાય શોધી કહાડયો છે

**ચદુલાલ**—તે કહો તો ખરા !

**ભીમસિંહ**—સાહેબજી, મે એક વાર આપને કહ્યુ છે કે કેટલીક વખત આ ભીતોને પણ કાન હોય છે હુ બધુએ કરીશ.

કશુએ બાકી નહી રાખુ નલિનિકાન્ત રાજ્યમાથી ગયો, એટલુ જ તમે સાભળશો

કઇક આચકો ખાતો, કઇક જે થાય છે તે ઠીક જ થાય છે એમ માનતો ચંદુલાલ બોલી ઉઠયો "ઉં, હું, હુ જીવહત્યા કરવી એ મહા પાપ છે" આમ કહેતે કહેતે ચંદુલાલ થરથર્યો અને તેણે કપારી ખાધી

**ભી**મસિંહ—ત્યારે આ ખોટો કેસ માડવો એ પાપ નહી કે?

ચંદુલાલ—**शठ प्रति शाठय कुर्यात्**

**ભી**મસિંહ—"અને ન ફાવ્યા તો હત્યા કુર્યાત્"

ભ્રકુટિ ચ્હડાવી, ધુમરાયલી આખો કરીને ચંદુલાલ તરફ તીક્ષ્ણ દૃષ્ટિ નાખતો નાખતો **ભી**મસિંહ બોલ્યો.

ચંદુલાલ—બીજો કઇ રસ્તો હોય તો બતાવો

**ભી**મસિંહ—મે મારા મન સાથે એ વાતો નક્કી કરી મુકી છે હવે તેમાથી ફરવુ અશક્ય છે

એક બાજુએ આવુ અઘોર કૃત્ય કરવાને તત્પર થયેલા **ભી**મસિંહ તરફ ચંદુલાલને કઇક ધિક્કાર આવ્યો બીજી બાજુએ તેણે શુ કરવુ તેના ગુચવાડાભરેલા વિચારોમા તે તણાવા લાગ્યો તે જરા કાયર અને બ્હીકણુ બન્યો તેણે ઉડો નિશ્વાસ નાખ્યો

તેને નિસાસો નાખતો સાભળીને હૃષીકેશચંદ્ર મનમા બોલ્યો "ચંદુલાલ તારે શી કમી છે? તે તારે હાથે જ આ ઉપાધિ વ્હોરી લીધી છે મિથ્યાભિમાની! તારા લોભને કઇ થોભ છે? તુ તારી યોગ્યતાનો વિચાર કર તારાથી પીવાતુ નથી તે તુ ઢોળી નાખવા ઉભો થયો છે તારુ મિથ્યાભિમાન જ તને મનવે છે કે તારી સત્તા ઓછી છે બાકી રાણાજીએ તો બનેને કામની અને સત્તાની બરાબર વહેચણ કરી આપી છે"

અઘોર કૃત્ય કરવાની શરમ ચંદુલાલને નહોતી પણ તે કરતા તે ડરતો હતો ખુનને બદલે ખુન આપવુ જ પડશે એમ તે મનમા બ્હીતો અને ખુનના વિચારથી આઘો ન્હાસતો વળી તેણે એક વાર ફરીથી **ભી**મસિંહને કહ્યુ "હજી કઇ બીજો રસ્તો કહાડો"

**ભી**મસિંહે જરા કરડી નજર કરી ભાર દઇને કહ્યુ "હવે શો બીજો રસ્તો? સર્વ સાધન તૈયાર થઇ ગયુ છે વાત બહાર

કહાડી છે અને હવે જો તે પ્રમાણે નહી વર્તીએ તો મારૂ અને તમારૂ બનેનુ આવી બન્યુ સમજજો હુ હવે જઉ છુ, કાલે પાછો આવીશ "

"ખાડો ખોદે તે પડે જ " અરર ઓરડીમા બેઠે બેઠે હૃષીકેશચદ્ર મનમા બડબડયો

ચદુલાલની સ્વાર્થવૃત્તિએ તેની શરમ અને બ્હીકને વેગળા ખસેડી નાખ્યા જેમ ચદ્રનુ અજવાળુ કાળા વાદળાના એકઠા થવાથી ધીમે ધીમે ઢકાતુ જાય તેમ મલિન વિચારોથી ચદુલાલની વિવેકબુદ્ધિ ઢકાઇ જવા લાગી અને મનના માલિન્યની શ્યામતા મુખ ઉપર ફરી વળવાથી નિસ્તેજ થઈ ગયેલો ચદુલાલ જાણે પરાણે પગાણે સમતિ આપતો હોય તેમ બોલ્યો ' ત્યારે ઠી .. ઠ ઠ ક '

ભીમસિહ ઉઠયો, જવાને બહાર નીકળ્યો, અને ધીમે ધીમે ચાલતો થયો ચદુલાલ તેને બહારના ફુવારા સુધી વળાવવાને ગયો

પોતાની ઓરડીની બારીમાથી બને તરફ દષ્ટિ નાખતો હૃષીકેશચદ્ર નીચેની લીટીઓ મોટેથી ગાવા લાગ્યો

" નારાયન કો જવાબ દેના
દેના, દેના, દેના, નારાયન કો
પરજીવ, પરધન, માલ પરાયા, કભી કભી ન લેના,
પરસ્ત્રી અપની માબેન જાનો, સચ્ચા હોય સો કહેના —નારાયનકો.
પાપી પસ્તાવેગા જરૂર વ્હો, પવિત્રતામે રહેના,
રામ નામકી ધૂન લગાકે, ટુકડા કીસીકુ દેના —નારાયનકો
સત્ય, અહિસા, બ્રહ્મચર્યકા, પાલન કરતે રહેના,
હરિ નામ કા આશ્રય લે કર સકટ કુ ભી સહેના —નારાયનકો
મોહમદિરા પીકર બેઠી, નાચત હૈ સબ દુનિયા,
દાનત વેસી બરકત પાવે, ન દોષ કીસીકુ દેના —નારાયનકો

ઘણા દિવસની મેશથી કાળા થઈ ગયેલા કપડાને પાણી સ્પર્શ કરે પણ તેના ઉપર ટકે નહી તેમ હૃષીકેશચદ્રના શબ્દોએ ચદુલાલની કઠોર શ્રવણેદ્રિયને સ્પર્શ કર્યો પણ ત્યા જગાકે ટકયા નહી, તે પોતાની ધૂનમા ને ધૂનમા પાછો ફર્યો અને દિવાનખાનામા પેશી ગયો

**ભીમસિંહ** ગયો. હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીમાં પાછો સ્વસ્થ થઈને બેઠો, અને વર્તમાનપત્રના પાના આમતેમ ઉથલાવવા લાગ્યો. ચંદુલાલ દિવાનખાનામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. ભીમસિંહ સાથેની વાતચીતના જ વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. તેને કંઈ ચેન પડે નહી. શું કરવું તે સુઝે નહી. આમ તેમ ફરતે ફરતે તેને હૃષીકેશચંદ્ર સાંભર્યો અને તેણે તેને બોલાવ્યો. હૃષીકેશચંદ્ર દિવાનખાનામાં આવ્યો. આ વખતે ચંદુલાલના મુખ ઉપર વ્યથા, ચિંતા, અને કંઈક શોકના ચિન્હ દેખાતા હતા. બંને જણ બેઠા. બહાર એક સંત્રી પોતાના પહેરાનું કામ પરવારી નીચે જમીન ઉપર કાંકરામાં પણ ઘસઘસાટ ઉંઘતો દેખાતો હતો. તેને જોઈને ચંદુલાલે કહ્યું "હૃષીકેશભાઈ, જુઓ પેલો સંત્રી કેવો ઘસઘસાટ ઉંઘે છે! એ પોતાનું કામ પરવારી ગયો છે. એને હવે કંઈ ચિંતા કે ફીકર છે? એક વિદ્વાને ખરૂં જ કહ્યું છે.

"ધન્ય ધન્ય આ જગતમાં, ધન્ય ધન્ય અવતાર,
ચિંતા બાંધી ચાકડે, સુખે સુવે કુંભાર."

મને તો એમાં કહેલું ખરૂં લાગે છે."

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો "હા. એક રાજા જેવો માણસ એક કુંભાર જેવા માણસને સુખી ગણે છે અને એ લીટીઓ બોલે છે. ભાઈ, જે સંતોષી અને પ્રમાણિક છે તે રાજા કરતા પણ વધારે સુખી છે."

મનના માલિન્યથી કાળો મેશ જેવો થઈ રહેલો ચંદુલાલ હૃષીકેશચંદ્રના કહેવાનો મર્મ સમજ્યો અને તેથી તેના વાક્બાણ તેને વધારે અસહ્ય થઈ પડયા. તેના શબ્દો જાણે તેના હૃદયને ભેદીને આરપાર નીકળી જતા હોય તેમ ચંદુલાલનું હૃદય વીંધાયું, અને તેમાંથી છુટેલી રક્તની ધારા જેમ આખા શરીરમાં ફરી વળે તેમ હૃષીકેશચંદ્રના શબ્દો તેના હૃદયમાં, મગજમાં અને શરીરને રૂંવે રૂંવે ફરી વળ્યા. ચંદુલાલ જડ જેવો બની ગયો. તેનું મસ્તક ભમ્યું. તેના ગર્વને ધક્કો લાગ્યો. તેનું મિથ્યાભિમાન ગળ્યું, અને અઘોર કૃત્ય કરવાના ઇરાદાના ભાનની માઠી અસર તેના આખા શરીરમાં વ્યાપી રહી. તે થરથર કંપી ઉઠયો.

વર્ષાઋતુમાં ચારે પાસ પથરાઈ રહેલું પાણી એકઠું થઈને

નદીમા આવે અને તેના પ્રવાહના વેગને વધારે તેમ અત્યાર સુધી કરેલા નઠારા કૃત્યોના વિચારો એકઠા થઇને આવ્યા અને તેમણે તેના ભયને વેગ વધાર્યો ચદુલાલ વધારે ભયગ્રસ્ત બન્યો તેની કાયા વધારે કપી ઉઠી કુકર્મના વિચારો પરાણે પરાણે આવવા લાગ્યા અને તેના હૃદયને વીધવા લાગ્યા ફાસીએ જતા પુરૂષની દશાને ચદુલાલ ભોગવી રહ્યો તેનુ મુખ ફીક્કુ થઈ ગયુ હૃષીકેશચદ્રે તે જોયુ અને તેના મનમા વિચાર થયો "આનુ જ નામ નર્ક નર્ક તે કઈ બીજુ હશે ? ચદુલાલ નર્કવાસ કરતા પણ વધારે માઠી દશાને ભોગવી રહ્યો છે પાપનુ ફળ અહી ને અહી જ મળે છે "

એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર તેનુ ચિત્ત દોરાયુ વળી મનમા વિચાર સ્ફુર્યો "પણ માયાનો પ્રભાવ અલૌકિક છે મનુષ્ય પાપનુ ફળ ભોગવે છે, પણ પાપ કરતા અટકતો નથી અરો, જગતની વિચિત્રતા !"

જગતના વિચારોથી હૃદયમા સ્વદેશપ્રેમ જાગૃત થયો દેશી રજવાડાની અધાધુધી મગજમા ઉતરી, સાથે સાથે હિંદના કોટયાધીશો યાદ આવ્યા અન્તે હૃષીકેશચદ્ર સ્વદેશી બાધવોની કુટિલ નીતિ રીતિનુ દિગ્દર્શન કરી ખિન્ન હૃદયે બોલ્યો "કારભારીઓ અને કોટયાધીશો ! કાળા ધોળા કરીને તમે ઉંચે દરજ્જે ચ્હડો છો અને ઠાઠ અને વૈભવના ઉજાસથી કુકર્મોને ઢાકી નાખો છો ! તમારામા અને બીજા ખુનીઓમા શો ફેર ! તમે મભ્ય ખુનીઓ, એટલુ જ !

"અફસોસ ! કેટલો બધો વિનિપાત ! જે ભૂમિમા સત્યવાદી હરિશ્ચદ્ર અને યુધિષ્ઠિર ફરતા હતા ત્યા આજે સત્યને નામે મીંડુ જ જ્યા બીજાઓને માટે અસ્થિ આપનારા દધિચી જેવા ઋષિઓ વસતા હતા ત્યા આજે પરસ્પર મારામારી !"

હૃષીકેશચદ્રે ઉડો નિ શ્વાસ નાખ્યો તેની આખોમા અતર્વ્યથાના ચિન્હ દેખાયા તેનુ હૃદય ખિન્ન થયુ ચદુલાલ પોતાના જ વિચારમા મશગુલ હોવાથી હૃષીકેશચદ્રના અગાધ હૃદયને સમજી શક્યો નહી તેનુ પાપી અત કરણ ભીમસિહ જોડે થયેલી વાતચિતને હૃષીકેશચદ્ર જાણતો નથી એમ ધારી ભયને છુપાવવાનો પ્રયાસ કરવા લાગ્યુ આખરે દુષ્ટ ચદુલાલ અનેક બ્હાના કહાડતો

કહાડતો બોલ્યો ' આજે મારી કાયા થરથર કંપે છે કોણ જાણે કેમ, પણ મારૂં હૃદય ભયથી ધ્રુજે છે "

હૃષીકેશચંદ્રે કંઇ ઉત્તર આપ્યો નહીં, પણ તેની ભ્રકુટિ અને આંખોમાં તિરસ્કારની છાયા વ્યાપી રહી, તેનો ચહેરો વિકરાળ જણાયો, તેની નજર કરડી બની, તેનો દેખાવ ઉગ્ર થયો, પોતાના પ્રચંડ શરીરને ટટાર કરીને હૃષીકેશચંદ્ર અક્કડ થઇને બેઠો અને કરડી નજરથી ચંદુલાલ સામે ક્ષણ વાર જોઇ રહ્યો પાપી ચંદુલાલ તેના મનના ભાવોને સમજી ગયો અને શરમાઇને મો નીચું ઘાલી કંઇ કહેવાને જતો હતો એટલામાં હૃષીકેશચંદ્રે પુછ્યું ' આજે ભીમસિંહ કેમ આવ્યા હતા ? "

ન્યાયાધીશ આગળ ગુન્હો સાબીત થતાં જેમ ગુન્હેગારનું હૃદય થરથર કંપે તેમ ચંદુલાલનું હૃદય થરથર કંપવા લાગ્યું હૃદયના કંપની અસર કાયા ઉપર પથરાઇ ગઈ

ભીમસિંહના શબ્દો તેને યાદ આવ્યા તે મનમાં બોલ્યો- ' ભીમસિંહ તે ખરૂં કહ્યું હતું કે કેટલીક વખત આ ભીંતોને પણ કાન હોય છે " ચંદુલાલના મનમાં શંકા થઇ કે આ હૃષીકેશચંદ્ર સઘળી વાત સાંભળી હશે શી રીતે સાંભળી હશે તેનો ખ્યાલ હજી તેના મનમાં આવ્યો નહી, તેથી હજી પણ તેનું હૃદય તેને કંઇ કંઇ ઉલટું મનવવા લાગ્યું હજી પણ પોતાની વાત છુપાવવાને ચંદુલાલે પ્રયાસ કર્યો પણ ગુન્હો ગાંડ છે તેથી તે નમ્ર બન્યો અને ધ્રુજતો ધ્રુજતો બોલ્યો " એ તો રાજ્યના કંઇ કામને માટે આવ્યા હતા " બોલતે બોલતે ચંદુલાલના મુખ ઉપર ફેરફાર પડ્યા અને તે હૃષીકેશચંદ્રે જોયા

" ત્યારે તેમાં તમને ભય શેનો ? " હૃષીકેશચંદ્રે પુછ્યું

" કોણ જાણે ! "

ચંદુલાલ તરફ તિરસ્કારની નજરથી જોતો હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો " પાપીઓને સદા ભય હોય જ ! "

આમ વાત ચાલતી હતી એટલામાં વીરેન્દ્ર અંદર આવ્યો અને બોલ્યો " ચાલો આપણે ફરવાને જઇએ તમે મારી ઓરડીમાં આવો, આપણે જઇએ છીએ "

બંનેની વાતમાં વિક્ષેપ પડ્યો અને હૃષીકેશચંદ્ર એકદમ ઉભો

થઇને ચાલતો થયો એ વખતે તેના મુખ ઉપર ધિક્કારના ચિહ્ન પ્રસરી રહ્યાં ચંદુલાલે તે જોયા પણ તેની અસર તેના હૃદય ઉપર જરાયે થઈ નહીં

જતે જતે હૃષીકેશચંદ્રના મનમા વિચાર આવ્યો અને તે મનમા ને મનમા બોલ્યો “ Shakespere, Shakespere, thou hast well said ‘Uneasy lies the head that wears the crown ” ઉત્તમ રાજાઓને પણ રાજ્યકારભાર ચિંતાનુ કારણ થઇ પડે છે તો પછી આવા હલકા, સ્વાર્થી અને નીચ કારભારીઓને તે મહાવ્યથાનુ કારણ થઈ પડે તેમા નવાઇ શી ”

મનમા ને મનમા બોલતો અને ચંદુલાલ તરફ ધિક્કારની નજરથી જોતો હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીએ ગયો અને ક્ષણ વાર બેશીને ફરવા જવાની તૈયારી કરવા લાગ્યો

## પ્રકરણ ૩ જું.

### સ્વતંત્રતા કે નિરંકુશતા

સૂર્યાસ્તનો સમય થયો ભગવાન રવિરાજ પોતાના રશ્મિ ને સમેટતા સમેટતા, પૃથ્વી ઉપરના ગામ, છોડવાઓ, વૃક્ષોની ઘટાઓને છોડી આઘેની ડુંગરીઓ પાછળ સંતાઈ જવા લાગ્યા એટલામા હૃષીકેશચંદ્ર તૈયાર થઇને ધીરેન્દ્ર પાસે ગયો પોતે સુધરેલો છે એમ જણાવવાને ધીરેન્દ્ર બુટ, મોજા, પાટલુન, કૉલર નેકટાઇ વગેરે પહેરતો, ઘરમા ઇંગ્રેજી [illegible] રાખતો, ઇંગ્રેજી પોશાક ધારણ કરતો, ઘડીકમા ટુંકી ટુંકી મુછો રાખતો, ઘડીકમા મુછ તદ્દન કહાડી નાખતો, ઘડીકમા ફ્રેંચ કટની ‘બીઅર્ડ’—દાઢી રાખતો, બહારની ટાપટીપ કરતો અને અપ-ટુ-ડેટ રહેતો વારે ઘડીએ બુટ સ્લીપર—દાતણ કરવાને, ન્હાવાને, ઘરમા ફરવાને, બહાર જવાને—જુદા જુદા બદલતો હૃષીકેશચંદ્ર એની ઓરડીમા આવ્યો તે વખતે ધીરેન્દ્ર હાથે હજામત કરી, વાળ હોળી, સાબુથી મો ધોતો હતો એક નોકરે આવીને કોટ, પાટલુન, કૉલર તેની આગળ ધર્યા અને બીજાએ આવીને બુટ સાફ કરી તેની આગળ મુકયા ત્રીજાએ આવીને કસ્તુરી

નાખીને પાનબીડુ બનાવ્યુ અને તે તથા "સેન્ટ" તેના ટેબલ ઉપર મુક્યા કપડા પહેરી "સીગારેટ" ફુકતો ફુકતો ધીરેન્દ્ર એક ખુરશી ઉપર બેઠો

હૃષીકેશચંદ્રને ઘણો તિરસ્કાર આવ્યો અને તેનુ મન તેને કહી રહ્યુ "શુ આ વ્યસન, આ ટાપટીપ, એનુ જ નામ સુધારો? શુ બુટ, મોજા પહેરવામા અને ટાપટીપ કરવામા જ સુધારો આવી રહ્યો છે?"

હૃષીકેશચંદ્ર સખત બ્રહ્મચર્ય પાળતો, સાદુ જીવન ગાળતો, જમીન ઉપર સુતો અને પાન કે સોપારી પણ ખાતો નહી તેની બ્રહ્મચર્યવૃત્તિને ધીરેન્દ્રનો ઠાઠ અને વ્યસન ગમ્યા નહી તે ખેદ સાથે મનમા બોલ્યો "વિદ્યા વગર ઉચ્ચા વિચાર ક્યાથી હોય? બ્રહ્મચર્યના પાલન વગર વિદ્યા આવતી નથી, અને વિદ્યા વગરનો મનુષ્ય વ્યસની અને દુર્ગુણી બને એમા નવાઇ શી?"

ધીરેન્દ્રને પણ બે શબ્દો સભળાવવા એમ વિચારી હૃષીકેશચંદ્ર નિસ્પૃહાથી બોલ્યો "ધીરૂભાઇ, ધીરૂભાઇ, પુરૂષનુ સૌંદર્ય પરાક્રમ છે, સેંથી કે નેકટાઈ કે કૉલર નથી"

સસ્કારી પુરૂષનો સસ્કારી બોધ અસસ્કારી ધીરેન્દ્રના હૃદયને અડક્યો નહી તે હૃષીકેશચંદ્ર સામે જોઇને સાભળી ગ્યો અને મો મલકાવીને પાછો "ચીરૂટ" પીવા મડી ગયો

હૃષીકેશચંદ્ર તેની સામે ઉભે ઉભે ચારે તરફ દૃષ્ટિ ફેરવી ધીરેન્દ્રને સુવા બેસવાના ખડમા ટેબલો, ખુરશીઓ, છબીઓ, વગેરે સઘળો સામાન વિલાયતી હતો છેક નાનામા નાની વસ્તુથી તે મોટી મોટી શેતરંજીઓ સુધીની સઘળી ચીજો મુબઈની ઇંગ્રેજી પેઢીઓમાથી બારોબાર મગાવાની અને કારભારીના ઘરમા વપરાતી એ જોઇને સ્વદેશભક્ત હૃષીકેશચંદ્રનુ હૃદય ચીરાયુ અને ભારતની લુટાતી લક્ષ્મીના વિચારથી તે મનમા બોલી ઉઠ્યો "હાય, હાય!

'ધિક્, ધિક્, હિંદ આ શરમ છે કેટલી!
શુ એક પણ ચીજ નહીં અહીં બનેલી?"

હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ અહી તહી ફરવા લાગી તેના મનમા અનેક વિચારો ઉત્પન્ન થયા ચંદુલાલ અને ધીરેન્દ્રના

જીવન—તેમનો પહેરવેશ, ટાપટીપ, રીતભાત—સર્વ તેની નજર આગળ તરી આવ્યા કારભારીનુ ઘર, કુટુબ, સગાસ્નેહીઓ, સૌના આચારવિચાર, હૃષીકેશચંદ્રની દૃષ્ટિ આગળ ખડા થયા અને પોતે જાણે કોઇ અજાણ્યા અને અપરિચિત પ્રદેશમા ઉભો હોય એવો તેને ભાસ થયો તેના મુખમાથી તિરસ્કારના ઉદ્ગાર નીકળ્યા

" જીસ નગરી મે દાન ધરમ નહી,
ઇસ નગરીમે રહેના કયા રે !

" ચંદુલાલ, ચંદુલાલ, તારા ઘરમા બધાએ સૌંદર્ય અને વિલાસના કીડા બની રહ્યા છે તારા ઘરમા ન મળે સારા પુસ્તકો, ન મળે સારા માસિકો, કે ન મળે સારા વર્તમાનપત્રો તારા ઘરમા ઉંચી સસ્કારી વાતો સ્વપ્નેય પણ સભળાતી નથી તારા કુટુબમા સસ્કારી જીવન નથી અહી હવ રહેવુ નકામુ છે આ બગલો મને કારાગૃહ કરતા પણ વધારે ખરાબ લાગે છે અહીં ન મળે વિદ્યા, કે ન મળે ચારિત્ર્ય ! "

હૃષીકેશચંદ્રની વિચારપરંપરા ચાલી રહી ચંદુલાલનુ ઘર, પુત્ર, પુત્રી, સ્ત્રી, સગા, તેમના આચારવિચાર, સર્વ ઉપરથી તેની દૃષ્ટિ ખસી, અને તે સમસ્ત ભારતવર્ષ ઉપર પથરાઇ રહી હિંદનુ પ્રાચીન ગૌરવ, ધાર્મિક બળ, અને પવિત્રતા તેના મગજમા તરી આવ્યા હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ જાગૃત થઇ, અને તેની સાથે આધુનિક સમયના હિંદની અવનતિ તેને વણી સાલવા લાગી તે મનમા બોલ્યો " અફસોસ, નવો યુગ શરૂ થયો પરદેશી સત્તા અને પરદેશી સસ્કારોનો પ્રચાર થયા પરદેશીઓએ પાશ્ચાત્ય સસ્કૃતિ આપણા ઉપર લાદવા માડી ઇંગ્રેજી કેળવણી પાછળ આપણે ગાડા થયા. આર્ય સસ્કૃતિ હણાવા બેઠી આપણે માની બેઠા કે એ કેળવણીથી જ આપણો ભાવી ઉત્કર્ષ છે એ માન્યતાએ આપણુ જીવન, ધર્મ, અને સસ્કારોના પાયા શિથિલ કર્યા એણે ભૂતકાળનુ જ્ઞાન અને ગૌરવનો પ્રેમ વિસરાવી, આપણા આચારવિચાર અને ભાવનાઓને નિર્માલ્ય ગણાવ્યા, આપણી વર્ણવ્યવસ્થા છિન્નભિન્ન થઇ, અને પરિણામે આજે સમસ્ત ભારતવર્ષ ધાર્મિક ભાવનાઓને ભૂલી, ભૂતકાળનુ જ્ઞાન અને ગૌરવ ત્યજી, પરાયા સંસ્કારનુ વિષ રગે રગમા ઉતારી, આત્મશ્રદ્ધાને ખોઇ, પરદેશી આચાર વિચાર અને પરાવલંબનમા મુક્તિની ફોગટ આશા રાખી રહ્યુ છે "

આર્ય સંસ્કૃતિનો ચુસ્ત હિમાયતી, એ સંસ્કૃતિના પુનરોદ્ધારમાં જ હિંદનો સાચો ઉત્કર્ષ નિહાળનાર હૃષીકેશચંદ્ર, આર્ય સંસ્કૃતિ ઉપર થયેલા પ્રહારનું ખેદજનક ચિત્ર મનમાં ખડું કરી રહ્યો

અફસોસ ! અંગ્રેજી પુસ્તકો વાંચીને આપણા નવજુવાનોનું મગજ ખસકી ગયું. હિંદી એટલું જંગલી અને અંગ્રેજી એટલું દૈવી અને આદરણીય એમ સુશિક્ષિતો માનવા લાગ્યા. અંગ્રેજી ભાષા બોલવામાં, અંગ્રેજી પોશાક પહેરવામાં અને અંગ્રેજી રીતભાતનું મર્કટાનુકરણ કરવામાં તે પોતાને ધન્ય ગણવા લાગ્યા. અંગ્રેજી ભણવામાં કેળવણીની હદ આવી રહી. અંગ્રેજીના જ્ઞાન વગર કેળવણી અધુરી લેખાઈ. પરિણામ એ આવ્યું કે હિંદુઓ સ્વાતંત્ર્ય ભુલ્યા, પોતાની ભાષા ભુલ્યા, હિંદુ રીતરિવાજો ભુલ્યા, આત્મા અને શીલ સંબંધી વિચારો માટે પૂર્વભાવ ભુલ્યા, પોતાનો ઇતિહાસ ભુલ્યા, તેમનું વિદ્યાભિમાન ગયું, કલારસિકતા ગઈ, શારીરિક શક્તિનો નાશ થયો, અને ભૂતકાળના વૈભવનો આદર જતો રહ્યો. અધમ અનુકરણ કરનારા તે બની રહ્યા. અફસોસ ! જે વિજીત પ્રજા પોતાની સંસ્કૃતિ છોડીને વિજેતાની સંસ્કૃતિ શ્રેષ્ઠ ગણીને સ્વીકારે તેણે ફરીથી સ્વતંત્ર થવાની આશા મુકવી જ યોગ્ય છે ! ’

હૃષીકેશચંદ્રના હૃદયમાં તીવ્ર વેદના થઈ. આર્ય સંસ્કૃતિનો નાશ તેનાથી ખમ ખમાયો નહી. પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રચારમાં કલાઈવનું નાટક, હેસ્ટીંગ્સની નિર્દયતા અને મેકોલેની યુક્તિ તેને પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. નવા યુગના નેતાઓની નીતિમાં સામ, દામ, ભેદ, અને દંડ તેની નજરે પડયા. ઉંડા નિશ્વાસ મુકીને હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો. અફસોસ ! નવો યુગ શારીરિક અને બૌધિક સામર્થ્યનો દોર બતાવી અને પોતાની આધિભૌતિક સુધારણાનું પ્રદર્શન કરી, આર્ય સંસ્કૃતિને હણવાના અને ભોળી બિચારી હિંદુ પ્રજાનો આત્મા વશ કરવાના ઉપાય રચી રહ્યો છે ”

એ ઉપાયોમાં ભારતવર્ષની દુર્દશાના ભણકારા હૃષીકેશચંદ્રને વાગી રહ્યા. તીવ્ર લાગણીની છાયા હૃષીકેશચંદ્રના મુખ ઉપર છવાઈ રહી. તે ગદગદીત થયો. તેના હૃદયમાં શોકાગ્નિ પ્રગટી રહ્યો. વધારે ઉંડો વિચાર કરીને તે પાછો બોલી ઉઠયો. “ પણ આવા ઉપાયોથી રાષ્ટ્રના આત્માની અંદર સળગતી નૈસર્ગિક સ્વાતંત્ર્યજ્યોતિ કદિ

હોલાતી નથી અમારો પ્રાચીન ઇતિહાસ વૈભવશાળી છે અમારી સંસ્કૃતિ તદ્દન નિરાળી અને ઉચ્ચ છે ભારતવાસીઓ ! નવા યુગથી ચેતતા રહેજો જે ભાવનાથી આપણને આપણા ભૂતકાળનું સ્મરણ થાય, જે વસ્તુથી આપણે હિંદુ દૃષ્ટિથી જોઇ શકીએ અને આપણી સંસ્કૃતિ ભિન્ન અને ઉચ્ચ છે એવો ખ્યાલ પોષી શકીએ, અને જે વસ્તુથી આપણી હિંદુ સંસ્કૃતિ, ભાવનાઓ, શ્રેષ્ઠત્વ સ્વાતંત્ર્ય, અને ગત વૈભવનું ભાન સ્મૃતિમાં જાગૃત રહે તે બધી વસ્તુઓનું સંરક્ષણ કરી આર્યત્વને જાળવી રાખજો એ આર્યત્વના પાલનમાં જ હિંદનો ઉદય છે, શ્રેય છે, કલ્યાણ છે '

એટલામાં બહાર ઘોડાગાડી આવીને ઉભી રહી સૌ બહાર ગયા અને ગાડીમાં બેઠા હૃષીકેશચંદ્રે કહ્યું 'હવે ચાલવા દ્યો ' પણ પ્રીતેન્દ્ર બોલી ઉઠયો " ઉભા રહો, ઉભા રહો મિ નલિન પણ આવે છે '

ચંદુલાલના ઘરમાં સુધારાના વિચાર ફેલાયલા હતા ગમે તે માણસ પરોણા તરીકે આવે તોપણ તેની સાથે તેના ઘરની સ્ત્રીઓ છુટથી બોલે ચાલે, અને બાજે ફરવાને પણ જાય અતિથિની સાથે તે ભળી જાય, હળી જાય, અને એના મનમાં આવે નહીં કે વરના બધા અતડા છે એમ તેની સાથે વર્તે અતિથિ કપડે લત્તે જરા ઠીક રહેતો હોય, ફેશન પ્રમાણે અપ-ટુ-ડેટ હોય, તેની રીતભાત સભ્ય હોય, સુધારાની ને કેળવણીની વાતો કરતો હોય, વર્તમાનપત્રોમાં ચર્ચાતા વિષયો ઉપર કંઇક વિચારો દર્શાવતો હોય સ્ત્રીઓ સાથે હસતો હોય, ભળતો હોય, તેમની સાથે સભ્યતાથી વર્તતો હોય, કૉન્ગ્રેસની કે કૉન્ફરન્સની માહિતી આપતો હોય, જુનું એટલું ' નૉન્સન્સ, " કહી પોતે સ્વતંત્ર વિચારનો છે એમ જણાવતો હોય, તોપછી તેનું કુળ, વિદ્યા કે ચારિત્ર્ય, ન્યાત કે જાત, કંઇપણ જોયા વગર, તેનો પુરેપુરો પરિચય થયા વગર, અને તેની ચાલ ચલગતનો ઉંડો વિચાર કર્યા વગર તેને ચંદુલાલનું કુટુંબ એક સદ્‌ગૃહસ્થ તરીકે આલેખતું, અને તેની સાથે ઘણી છુટથી વર્તતું, હળતું, ભળતું

આવા અપરિચિત પુરૂષોને કુટુંબમાં દાખલ થવા દેવાનો રિવાજ પાશ્ચાત્ય પ્રજાઓમાં પ્રચલિત છે તેના અનિષ્ટ પરિણામો પણ ત્યાં નજરે આવે છે તેના ભયંકર પરિણામો ઇંગ્લાંડ જઇ

આવેલા હિંદીઓદ્વારા આર્ય પ્રજાએ પણ ચાખ્યા છે છતા પણ અફસોસની વાત એ છે કે સુધારાના શિખર ઉપર ચ્હડેલા કેટલાંક કુટુંબોમા એ રિવાજ દાખલ થયેલો છે એવા અપરિચિત પુરૂષોને લીધે હિંદમા કેટલા બિચારા સાદા, ભોળા અને કુમળા હૃદયના કુટુંબો આડે માર્ગે દોરવાયા હશે ! કેટલાનુ સદાનુ સુખ હણાયુ હશે ! કેટલાની કીર્તિ ઉપર કલંકનો કાળો ડાઘ લાગ્યો હશે ! ચંદુલાલનુ કુટુંબ એ ભયંકર પરિણામોને ભોગવતુ, પણ સુધરેલા કહેવડાવવાની લાલચમા સારાસારનો વિચાર બાજુએ મુકાતો અને દીર્ઘદષ્ટિ વાપર્યા વગર આખુ કુટુંબ સુધારાના પ્રવાહમા અને પાશ્ચાત્યોના ખોટા અનુકરણમા આગળને આગળ વધ્યે જતુ

હૃષીકેશચંદ્ર અને ધીરેન્દ્ર એક ક્ષણવાર થોભ્યા એટલામા મદકલિકા આવી પહોચી મઘધનુષ્યના અનેક રંગથી રંગાયલી જાણે કે તે તેના મનના અવનવા અને અનેકવાર બદલાતા રંગ દાખવતી હોય તેવી સાડી તેણે તેના શરીર ઉપર ધારણ કરી હતી માથે વાળના ગુચ્છા રાખી માથુ અડધુ—લગભગ બધુ—ઉઘાડુ તેણે રાખ્યુ હતુ બંને હાથ તરફ નજર કરતા, આજકાલની ફેશન પ્રમાણે, સાડી બંને બાજુએ ખભા ઉપર ચઢાવી દીધેલી માલમ પડતી હતી એક 'ટાઇટ' પોલકુ તેણે પહેરેલુ હતુ તેની સાડીનો એક પાતળો છેડો જમણા ખભા ઉપર થઇને બે સ્તનપુટની વચ્ચેથી જાણે કે બે ડુંગરીઓની વચમા થઇને એક નાનો પાતળો સરિતાનો પ્રવાહ વહેતો હોય તેમ, કેડના ડાબા ભાગ તરફ જતો દેખાતો હતો સ્ત્રીના સૌભાગ્ય ચિહ્નમા કપાળમા માત્ર એક નાની ટીપકી હતી અને હાથે એકેક કાચની અને એકેક સોનાની બંગડી હતી મડમોનુ અનુકરણ કરીને તેણે કાને કંઇ પણ આભૂષણ પહેર્યું નહોતુ તેના પગમા મોજા અને ઉંચી એડીવાળા બુટ હતા સમય સાયંકાળનો હતો પણ ફેશનમા ખામી ન આવે એમ જાણી તેણે એક હાથમા છત્રી ઝાલી હતી

મદકલિકાની પાછળ પાછળ એક સિપાઇ આવતો હતો ગાડી પાસે તે આવી એટલે સિપાઇએ પોતાના હાથનો જરા ટેકો આપ્યો અને તે ગાડીમા બેઠી

ચંદુલાલના બંગલાની પાછળ થઇને એક ધોરી રસ્તો કેટલાક

નાના નાના ગામડાઓ તરફ જતો હતો ગાડી તે રસ્તે ચાલી. આગળ જતા જમણે હાથે એક નાની નેળમા થઇને જતા આગે દેખાતા સુંદર ડુંગરોની હારો નજદીક નીકળવાનો માર્ગ હતો થોડોક રસ્તો ગાડી જાય એવો હતો અને પછી નેળ સાંકડી ને સાંકડી થતી મોટા કાતરા અને ભેખડોમા થઇને આગળ જતી હતી આખરે તો ફક્ત એક જ માણસ ચાલી શકે એવી પગથી આવતી હતી અને તેની બંને બાજુએ મોટી ભેખડો આવલી જણાતી હતી એ ભેખડો ઉપર થોડુ થોડુ ઘાસ ઉગેલુ હતુ એટલે જમીન હરીયાળી લાગતી હતી, અને ત્યા થઇને ગામડીયાઓ આવજાવ કરતા હોવાથી સ્પષ્ટ સમજાય એવી બીજી પગથીઓ તેના ઉપર પડી રહેલી જણાતી હતી ભેખડોની ટોચે નાના નાના છોડવા હતા એ ભેખડોની વચમાની પગથી એક ડુંગરની તળેટીમા આવેલા એક સુંદર વહેળા આગળ જઇને અટકતી હતી

જ્યાસુધી ગાડી આવી શકી ત્યાસુધી ગાડીને આણી અને પછી **ધીરેન્દ્ર** વગેરે સર્વ મંડળીએ ગાડીમાથી ઉતરી પડીને પગે ચાલવા માડ્યુ વાતો કરતા કરતા તેઓ ચાલતા હતા **ધીરેન્દ્ર** એ ત્રણ ડગલા પાછળ ચાલતો હતો અને હૃષીકેશચંદ્ર અને **મદકલિકા** જરા પાસે પાસે ચાલતા હતા આખરે તેઓ પેલા વહેળા નજીક આવી પહોચ્યા

પર્વતના એક નિર્મળ ઝરણમાથી સાપના લીસોટા જેવો પાતળો થઇને તે સુંદર વહેળો નીકળી આવતો હતો અને તેનો પ્રવાહ નીચે પડતા ઘાસને સ્પર્શ કરતો, આસપાસ ઉગેલા છોડવાઓમા પથરાતો અને તેમના રાતા, પીળા, પુષ્પને વક્ષસ્થળ ઉપર ધારણ કરતો ખળખળ અવાજ ઉપજાવતો, નાચતો, કુદતો આગળ વહેતો હતો આસપાસની હરીયાળી જમીન અને વનશ્રીની શોભામા એ નાનો પણ સુંદર વહેળો વણો ઉમેરો કરતો હતો વહેળાનુ પાણી જથામા થોડુ હોવાથી વધારે આગળ જતુ નહોતુ પણ જરા આગળ જતા જમીન પુષ્કળ રેતાળ હોવાથી જેમ કોઇ સરિતાનુ પાણી રણમા સમાઇ જાય તેમ ત્યા ને ત્યા રેતીમા સમાઇ જતુ એ શોભાને નિહાળતા સૌ થોડીક વાર ત્યા જ ઉભા રહ્યા

સમય સાયંકાળનો હતો પ્રદેશ નિર્જન હતો આસપાસની

વનલીલા સૃષ્ટિસૌંદર્ય વિસ્તારી રહી હતી એ જોઈને વાલ્મીકિ અને
કાળીદાસ વર્ણવેલા ઋષિઓના પવિત્ર અને શાંત આશ્રમોની સ્મૃતિ
હૃષીકેશચંદ્રના મગજમાં થઈ આવી અને ઋષિઓના તપોવનના
અદ્ભુત ચિત્રોના વર્ણનો તેની નજર આગળ સાક્ષાત્ તરી રહ્યા

આવી સ્થિતિમાં હૃષીકેશચંદ્ર ઉભા હતા પણ મદકલિકાના
મગજમાં કંઈક જુદા જ વિચાર ચાલતા હતા હૃષીકેશચંદ્રની વિદ્યા,
સભ્યતા અને પ્રતિષ્ઠા ઉપર વિચાર કરતી, તેના તેજમાં અંજાતી,
તે તેનો ગૌર વર્ણ, તેજસ્વી ચહેરો અને મુખાકૃતિને ધારી ધારીને
નિહાળી રહી તે સ્તબ્ધ બની એક જ સ્થળે ક્ષણવાર ઉભી રહી
હૃષીકેશચંદ્રને ધારી ધારીને જોતાં તેના મનમાં અનેક વિચાર ઉત્પન્ન
થયા તેની અનેક દશાઓ પલટાઈ અનેક રંગે તે રંગાવા લાગી.
કંઈ કંઈ તાલાવેલી તેને થઈ નિર્જન પ્રદેશ તેમાં સહાયક બન્યો
હૃષીકેશચંદ્ર જોડે પોતાનો વિવાહ થવાનો હતો એ વાત એને સાભરી
આવી પિતાએ એ રત્નને ખોયું એ વિચારથી તેનું મસ્તક ભમ્યું
ઉંડો નિસાસો નખાયો મદકલિકા ઉંડા વિચારમાં પડી તેને હવે
હવે હૃષીકેશચંદ્રના વિચાર વ્યાપી રહ્યા મદકલિકા જડ જેવી બની
ઉભી રહી સાયંકાળના સમયે તેમાં ઉમેરો કર્યો મનરાજ તેના
મસ્તક, શરીર અને હૃદયને ડોલાવી તે ઉપર સામ્રાજ્ય ચલાવવા લાગ્યો
લજ્જા અને ભય ટળ્યા મદકલિકાના શરીર ઉપર રોમાંચ થયો
મદકલિકા તરફ દૃષ્ટિ કરતાં હૃષીકેશચંદ્રે તે જોયો હૃષીકેશચંદ્ર ચેત્યો,
જાગૃત થયા સાવધ થયો શિવ, શિવ, મુખે બોલીને તેણે ધીરેન્દ્રને
સમ પાડી અને એકાન્તને ટાળવાનો પ્રયત્ન આદર્યો

ધીરેન્દ્ર તો વહેળાનું પાણી જ્યાં નદીમાં સમાતું હતું તે
જોવાને લગભગ પાએક માઈલને છેટે ગયો હતો તેને પાછા આવતાં
વાર લાગી હૃષીકેશચંદ્રે મનને કબજે કરી દીધું તેના હૃદયકમળની
પાંખડીઓ ઉઘડી ગઈ, અને પવિત્રતાની સુવાસ તેમાંથી નીકળી
આસપાસ પ્રસરી રહી માતાએ પોતાના સ્તનપાનમાં પાએલી
ધાર્મિકતા, પવિત્રતા, અને બ્રહ્મચર્યનો ઉપદેશ હૃષીકેશચંદ્રની દૃષ્ટિ
આગળ, તેની અને મદકલિકાની વચ્ચે જાણે પડદો થઈને ઉભા
રહેતા હોય તેમ, ખડા થવા લાગ્યા શાસ્ત્રોની સાભરી શારદા-
દેવીનું પાતિવ્રત્ય સંસ્કારી હૃદય, તેજસ્વિતા નીતિમય ચારિત્ર્ય, તેની

સ્મૃતિમાં તરી આવ્યાં નવરોજના મેળામાં પોતાનું મુખ જોવા ઇચ્છનાર ઔરંગઝેબની છાતી ઉપર કટાર લઈને ચઢી બેસનાર શૂરવીર લાલબા સાંભરી હૃષીકેશચંદ્રે મદકલિકા તરફ ધિક્કારથી જોયું અને તે મનમાં બોલ્યો "કેટલી બધી અધોગતિ! ભારતવર્ષ! જે ભૂમિમાં પોતાનું માત્ર મુખ જોવાને આવનાર ઔરંગઝેબ બાદશાહ જેવાને પણ કટાર મારવાને તૈયાર થનાર લાલબા જેવી વીરાંગનાઓ અને પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી રાવણ જેવા સમર્થ પુરૂષને પણ અશોક વાટિકામાં પગ પણ નહીં મુકવા દેનાર સીતા જેવી સતીઓ એક વાર રમતી હતી, તે ભૂમિમાં આજે પરપુરૂષ સાથે એકલી ફરવા જવાને તૈયાર થનાર મદકલિકાઓ જ્યાં ને ત્યાં નજર પડે છે જે ભૂમિમાં ગૃહને દીપાવનારી પવિત્ર ગૃહિણીઓ, ગાર્ગી જેવી બ્રહ્મચારિણીઓ, મૈત્રેયી જેવી અર્ધાંગનાઓ, અરૂંધતી અને અનસુયા જેવી ઋષિપત્નીઓ, અનેક તપસ્વિનીઓ, તેમજ તારા અને મંદોદરી જેવી સતીઓ ઘેર ઘેર દેખાતી હતી તે ભૂમિમાં આજે સતીત્વ, સંયમ, કે તપ ઇતિહાસના પાનામાં જ રહ્યું છે સુધારો કરવાની અને બોલવાની છટામાં જ સમાયો છે અફસોસ!"

મનોહરલાલ વળી યાદ આવ્યો અને બવડા તિરસ્કારથી હૃષીકેશચંદ્ર મદકલિકાની પાસેથી આઘો ખસ્યો

મદકલિકાના વિકારને શમાવવાની યુક્તિ હૃષીકેશચંદ્રે રચી તે બોલ્યો "મદકલિકાબ્હેન, ચાલો આપણે જઈએ"

બ્હેન કહીને બોલાવવાથી મદકલિકા કંઈક શરમાઈ તેને તેનું ભાન થયું હૃષીકેશચંદ્ર તેનો મનોવિકાર જાણી ગયા એમ સમજીને તે બેવડી શરમાઈ ગઈ તેના મનનો વિકાર શમવા લાગ્યો

તેના વિકારને પુરેપુરો શમાવવાના અને તેને કંઈક શિખામણ દેવાના ઇરાદાથી હૃષીકેશચંદ્ર જુદી જ વાત કહાડી તે બોલ્યો "મદકલિકા, મનોહરલાલ પાસે તમે કંઇ શિખતા નથી?"

મદકલિકા વધારે શરમાઈ ગઈ હૃષીકેશચંદ્રે ફરીથી કહ્યું "મદકલિકા, હું તમારો ભાઈ છું, મારાથી શરમાશો નહીં ખુલ્લા હૃદયથી વાત કરો"

મદકલિકાએ હજી પણ કંઈ ઉત્તર આપ્યો નહીં તે વધારે

વધાર શરમાવા લાગી અને પોતાની જાતને તેણે અધમ ગણી તેના મનમા ઘણો પશ્ચાત્તાપ થઇ રહ્યો

હૃષીકેશચદ્ર આગળ બોલ્યો "મનોહરલાલ જેવા રત્નને તમે ઓળખતા નથી અહાહા, તેમની વિદ્યા, ગૌરવ તેમનો વિવેક અને ઉચ્ચ વિચાર ! તેમનુ જીવન સાદુ છે, પણ ઉચ્ચ વિચારોથી ભરેલુ છે સાધુ જેવુ તે જીવન ગાળે છે તેમનામા બાહ્ય ટાપટીપ નથી પણ બ્હેન, બાહ્ય ટીપટીપને શુ મોહો છો ? જગતમા વિદ્યા અને શીલ એ જ ખરી વસ્તુઓ છે એજ આખરે મનુષ્યને તારે છે. ને વિદ્યાને ગ્રહો, ઉડા ચારિત્ર્યવાન થાવ, અને તમારા દેહનુ સાર્થક કરો "

જેમ મત્રવિદ્‌ના મત્રથી સર્પનુ ઝેર ઉતરી જાય તેમ હૃષીકેશચદ્રના શબ્દોથી મદકલિકાના વિકારનુ ઝેર ઉતરી ગયુ અને તે કઇક શરમાતી પણ હિમત ધરીને ઉલ્લાસથી બોલી "હૃષીકેશભાઇ, આજે તમે મને અઘોર પાપમાથી બચાવી છે તમે મારા ભાઇ છો, ગુરૂ છો, તમે ઉચ્ચ સસ્કારવાળા કોઇ મહાપુરૂષ છો તમારી જગ્યાએ જો બીજો કોઇ હોત તો મારી દુર્દશા થઇ હોત અને હુ રૌ રૌ નરકે પડી હોત " એમ કહેતી કહેતી મદકલિકા હૃષીકેશચદ્રને પગે પડવા લાગી

"તમારા પતિને પગે પડો એ સાધુ મનોહરલાલને ચરણે નમો સ્ત્રીને પતિ શિવાય બીજો દેવ નથી મનોહરલાલ તરફ ભાવ અને લાગણી દર્શાવાને હૃષીકેશચદ્રે કહ્યુ

"હૃષીકેશભાઇ, આજે તમે જ મને ઉગારી છે આજથી મારી દશા બદલાઇ છે એમ સમજજો પ્રભુએ જ તમને મારે ઘેર મોકલ્યા અને પ્રભુએ જ આ ઘડી આણી " પ્રભુને કોઇ પણ દિવસ નહી સભારનારી મદકલિકા આજે પ્રભુનો પાડ માનીને બોલી

"મે તો મારી ફરજ બજાવી છે" હૃષીકેશચદ્ર જવાબ આપ્યો

"પ્રાચીનકાળમા એક સરો નર અર્જુન થયો કે જે ઇંદ્રની અપ્સરાથી પણ ચળ્યો નહી આધુનિક સમયમા બીજા અર્જુન તમે જ નીવડયા "

"મદકલિકા, વિદ્યાનુ ફળ સયમ છે સયમ વગરનો મનુષ્ય મનુષ્ય નથી પ્રાચીન ઋષિમુનિઓની અધ્યાત્મવિદ્યાએ મને સયમ શિખવ્યો છે " હૃષીકેશચદ્રે કહ્યુ એ વખતે તેના શુદ્ધ ચારિત્ર્યના

પ્રભાવથી તેના શરીર, હૃદય, અને મુખ ઉપર પવિત્ર ભાવનાઓનુ દિવ્ય તેજ પ્રકાશી રહેલુ મદકલિકાએ જોયુ

"ધન્ય છે, હૃષીકેશભાઈ! યોદ્ધાઓ અનેક સગ્રામો જીતે છે પણ ખરો યોદ્ધો તો એ જ છે કે જે સ્ત્રીની મોહજાળમા ફસાતો નથી" મદકલિકા ઉલ્લાસથી બોલી

"ખરી સ્ત્રી પણ તે જ છે કે જે પતિ સિવાય અન્ય પુરૂષને પોતાનુ મુખ બતાવતી નથી" જાણે ટાણો મારતો હોય તેમ હૃષીકેશચદ્ર બોલી ઉઠયો

"તમે જ મને ઉગારી, તમે જ મારો ભવ સુધાર્યો હુ તમારી આભારી છુ" મદકલિકા કરગરી પડી

"મને વચન આપો કે આજથી જ આ સુધારાના ચિન્હ–ટાપટીપને તમે દૂર કરશો અને મનોહરલાલના પવિત્ર ચરણને પૂર્ણ ભાવથી સેવશો રૂપના ગર્વમા અને ફેશનની પૂજામા તમે ન મેળવી વિદ્યા, ન મેળવી આનદ, કે ન ઘડયુ ચારિત્ર્ય"

"શ્રીરામચદ્રજીએ જેમ શલ્યાની અહલ્યા બનાવી તેમ તમે આજે આ ગુમાની, નાસ્તિક, અને સુધારાના ખોટે માર્ગે ચ્હડેલી મદકલિકાને સાદી, નિરભિમાની અને ધાર્મિક બનાવી છે હૃષીકેશભાઇ, હજી હુ કોઇ દિવસ અપવિત્ર થઇ નથી એ (મનોહરલાલના) પવિત્ર ચરણકમળ પૂજવાનો અધિકાર મે ખોયો નથી" પોતાની પવિત્રતાને જાગૃત કરતી મદકલિકા બોલી

"તમારૂ બનેનુ કલ્યાણ થાવ" હૃષીકેશચદ્રે આશિર્વાદ આપ્યો

"હૃષીકેશભાઇ, પવિત્રતામા રહેલુ સુરાતન, અડગ નિશ્ચય, અને શુદ્ધ ચારિત્ર્ય તમે આજે દાખવ્યા છે ભારતવર્ષમા આવા શુદ્ધ ચારિત્ર્યવાળા રત્નો સદાએ ઉત્પન્ન કરજો એવી પ્રભુને મારી નમ્ર પ્રાર્થના છે તમારા જેવા રત્નો પાકશે ત્યારે જ ભારતનો ઉદય થશે"

પારસમણિના સ્પર્શથી જેમ લોઢુ સુવર્ણ થઇ જાય તેમ હૃષીકેશચદ્રના ચારિત્ર્યના પ્રભાવથી શુદ્ધ થઈ રહેના મદકલિકાના અતઃકરણમાથી આ ઉદ્ગારો નીકળ્યા

હૃષીકેશચદ્ર બહુ ગભીરતાથી જવાબ આપ્યો "મદકલિકા, આપણા પ્રાચીન ઋષિમુનિઓની અધ્યાત્મવિદ્યાથી મારૂ હૃદય અલકૃત

કે માને માબાપે નાનપણથી જ તે મને આપી છે એ વિદ્યાથી જ હુ પવિત્ર, અડગ નિશ્ચયી અને નિર્ભય બન્યો છુ અફસોસ ! એ અધ્યાત્મવિદ્યા આજે હિંદમાથી ઘસાતી જાય છે એ અધ્યાત્મ વિદ્યાનો પુનરોદ્ધાર થશે ત્યારે જ ભારતના સ્ત્રીપુરૂષો નીતિને શિખરે ચ્હડશે અને તેમનો ઉદ્ધાર થશે

" મદ્દલિકા, ભારતના પુરૂષોમા આજે શાણપણ, હોશીઆરી અને બળ નથી સ્ત્રીઓમા ઉંડુ ચારિત્ર્ય કે નીતિ જણાતા નથી અધ્યાત્મવિદ્યા વગર તે આવશે નહી તે હશે તો જ તેઓ સુખી થશે રૂપ, રંગ કે વિલાસ તેમને સુખી કરશે નહી ભપકાદાર કપડા પહેરીને ફેશનબંધ હરવુ ફરવુ, એમા તમારૂ ભૂષણ નથી એમા તમારૂ કલ્યાણ નથી ઉંડુ ચારિત્ર્ય તમારૂ ભૂષણ છે એમા જ તમારૂ કલ્યાણ છે વૈભવ, વિલાસ અને મોજશોખ, મનુષ્યને આડે માર્ગે દોરનારા છે પવિત્રતા અને સાધુતા તેનુ શ્રેય સાધનારા છે મનુષ્યનુ ખરૂ જીવન શીલ, સાધુતા, સંયમ, અને પવિત્રતામા રહ્યુ છે

" મદ્દલિકા, આ આજકાલની તમારી ફેશનમા અનેક જણ ખુવાર થઇ ગયા છે અનેક કુટુબોના ઘર હરાજ થયા છે અનેકે ભીખ માગી છે અનેકની પેઢીઓએ દેવાળા કહાડયા છે તેણે દેશને ભિખારી કરી ગુલામીની બેડી પહેરાવી છે એ ફેશનને લીધે તમે નાજુક અને બીમાર થઇ ગયા છો ફેશનદાર કપડા પહેરવામા જ તમારી હોશીઆરી આવી રહી છે તમારામા ન મળે ઉંડો વિચાર, લાગણી કે ભાવના સ્વાતંત્ર્યને નામે તમે સ્વચ્છંદને સેવો છો ઉંડા સંયમ વગરનુ જીવન સુકાન વગરના વહાણ જેવુ છે, સુકાન વગરનુ વહાણ જેમ પવનના સપાટાથી આમ તેમ ઘસડાઈ જાય છે તેમ દૃઢ સંયમ વગર તમે ભોગ વિલાસમા ગમે તેમ ઘસડાવ છો "

હૃષીકેશચંદ્ર આ પ્રમાણે બોલતો હતો એટલામા ધીરેન્દ્ર પાછો આવ્યો સંધ્યાકાળનો સમય વ્યતીત થઇ ગયેલો હોવાથી ત્રણે જણ એકઠા થઇને પાછા ફર્યા ગાડી થોડે દૂર ઉભેલી હતી, ત્યાસુધી તેઓ ચાલતા ગયા અને પછી ગાડીમા બેસી ઘેર આવ્યા

## પ્રકરણ ૪ થુ.

### બિચારી વિધવા

હૃષીકેશચંદ્ર ચંદુલાલને ઘેર પાછો આવ્યો ઘરમા પેસતા જ એક કરૂણાજનક દેખાવ તેની દષ્ટિએ પડયો એ દેખાવ જોઇને તે ત્યા ને ત્યા જ અટકયો અને તેના દયાળુ હૃદયમા અનેક ઉથલ પાથલો થઈ રહી ચંદુલાલની લક્ષ્મી ગાનતાન અને મોજમજામા લુટાતી પણ તેના નિરાધાર સગાસ્નેહીઓ તેમાની એક રાતી પાઇ પણ પામતા નહી તેના એક પિત્રાઇ ભાઈની વહુ જીવકોર ખાવા-પીવાના કઈ પણ સાધન વગરની અને નિરાધાર હોવાથી તેને ઘેર આવીને પડી હતી, પણ તેનો ભાવ ત્યા પુછાતો નહી અને મદાંધ પિતાની ગર્વિષ્ટ દિકરી મદકલિકા તેને છણકા છપકા કરતી અને રીંછણની પેઠે તેની પાછળ પડતી નોકર ચાકર ઘરમાથી ન્હાશી ગયો હોય ત્યારે આ જીવકોર અને તેની દિકરી લલીતા ઘરનુ પાણી ભરતા, વાસણ માજતા અને ઘરનો બીજો ધધો પણ કુટતા આટલુ છતા પણ તેમને જોઇએ તે ખાવાનુ કે પહેરવા ઓઢવાનુ ભાગ્યે જ મળતુ કૃષ્ણલક્ષ્મી તેના તરફ કઈક દયા બતાવતી પણ મદકલિકા તેના ખરાબ વર્તનથી અને ભુંડારાથી માનુ પણ સાર્‌ વાળતી

હૃષીકેશચંદ્ર ઘરમા પેઠો તે વખતે જીવકોર અને લલીતા એક ખુણામા બેઠા બેઠા કઇક વાત કરતા હતા જીવકોરનુ મો દયામણ થઇ ગયેલુ હતુ અને તેની આખોમાથી આસુ નીકળતા નજરે આવતા હતા લલીતા નાની હતી તેથી તેને કોઈ કોઇ વસ્તુનુ મન થતુ અને તે એકાતમા તેની માને કહેતી આજ લલીતા તેની માને કહેવા લાગી "મા, આજે મેળો ભરાવાનો છે, હુ ત્યા જઇશ"

"બેટા, તને કોણ લઈ જશે ?" જીવકોરે પુછ્યુ અને તેનુ મુખ વધારે ઉતરી ગયુ

"મા, અહીથી કોઇ આડોશી પાડોશી જવાના હશે, તેમની જોડે જઇશ પણ તુ મને સારો ચણીઓ અને ઓઢણુ આપ"

એ સાભળીને જીવકોરનુ હૃદય ચિરાયુ, અને તેણે આખમા આસુ લાવીને કહ્યુ "બેટા, હુ તે કયાથી લાવુ ? જે હોય તે પહેરીને જજે"

આમ બોલતે બોલતે જીવકોરે ઉંડો નિસાસો મુકયો દિકરીની ઇચ્છા પુરી પાડવાની શક્તિ નહી હોવાથી માનુ હૃદય કકળી રહ્યુ આ વખતે એના મનની સ્થિતિ કેવી હશે ? પથ્થર જેવા હૃદયને પણ પીગળાવી નાખે એવી એ કરૂણાજનક સ્થિતિનો ચિતાર આપવો અશક્ય છે હિંદુ સમાજમા રીબાતી અને કચડાતી વિધવાઓની સ્થિતિ જેણે જોઇ હશે તેને જ એનો ખ્યાલ આવી શકશે

આવી દયાજનક સ્થિતિ જોતુ જોતુ ચંદુલાલના ઘરનુ સૌ કોઇ ત્યા થઇને ચાલ્યુ જાય પણ કોઈ તેને પુછે નહી, કે તેની ઇચ્છા પુરી પાડે નહી

હૃષીકેશચંદ્ર ત્યા થઇને જતો હતો તેની દૃષ્ટિ જીવકોર તરફ ગઈ અને તેનુ દયામણુ મુખ તથા આસુથી ભરેલી આખો જોઇને હૃષીકેશચંદ્રને ઘણી દયા આવી ચંદુલાલના ઘરમા જીવકોરને ઘણી હાડમારી ભોગવવી પડતી હતી તે સભારીને બહુ ખેદ સાથે તે મનમા બોલ્યો “ હિંદુ સસારમા બિચારી ગરીબ વિધવાઓની આવી દશા ! તેમને ન મળે પુરૂ ખાવાનુ કે પહેરવાનુ, અને વળી અપમાન થાય તે તો જુદુ બિચારી રાતદિવસ વૈતરૂ કુટે પણ એની દયા કોઇ ન જાણે અફસોસ ! ”

આવા તિરસ્કારને પાત્ર થઇ રહેલા હિંદુ સસાર ઉપર નજર નાખતો અને વિધવાઓની દુખદાયક સ્થિતિ ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો પણ તેના મનમા એના એજ વિચારો ઘોળાયા કર્યા માનસિક વ્યથાથી તેનુ ચિત્ત ચિરાયુ અને વિધવાઓના દુખથી તેનુ હૃદય રડી રહ્યુ આવી દુખદ સ્થિતિ નિહાળીને કયા મનુષ્યનુ હૃદય ન દ્રવે ?

હૃષીકેશચંદ્રને હિંદુએ ઉપર ધિક્કાર આવ્યો અને તે આગળ ચાલતો ચાલતો ખેદ સાથે મનમા બડબડયો “ હિંદુઓ, તમે લાખો રૂપિઆ જમણવારોમા અને મોજશોખમા ઉડાવો છો, પણ ગરીબ બિચારી વિધવાઓનુ તમારાથી પુરુ થતુ નથી તમે મોટા ટીલા ટપકા કરો છો, અને **आत्मवत्सर्वभूतेषु**ની વાતો કરો છો પણ કયા છે એ પ્રમાણે તમારી વર્તણુક ? બિચારી વિધવાઓ તો અનેક કષ્ટ વેઠીને તપ કરે છે, પણ તમે તેમના ઉપર કષ્ટ નાખી પાપના પોટલા બાધો છો એ પાપનુ પ્રાયશ્ચિત કર્યા વગર તમારો ઉદય નથી એમ નક્કી માનજો ”

ચંદુલાલને ઘેર જીવકોર આગતોડ નેતરું કરતી એ હૃષીકેશ ચંદ્ર જોતો, અને તેનું વાઘેચડીએ અપમાન થતું તે પણ એના નજરે આવતું જીવકોર કોણ છે, અને તે શી રીતે અહીં રહેવાને આવી તે જાણવાની હૃષીકેશચંદ્રને ઉત્કંઠા થઈ પણ અજાણ્યા ગામમાં કોને પુછવું, શી રીતે જાણવું, વગેરે વિચાર એના મનમાં ઉત્પન્ન થયા એક બે દિવસ એમ ને એમ ચાલ્યા ગયા એટલામાં એક દિવસ ચંદુલાલનો નોકર ગમે તો કંઈ કામ માટે હૃષીકેશચંદ્રની ઓરડીમાં આવ્યો તેને તેણે પુછ્યું અને તેણે બધી વાત કહી તેનો સાર નીચે પ્રમાણે હતો

ચંદુલાલને ગરબડદાસ કરીને એક પિત્રાઈ ભાઈ હતો બંને એક જ માબાપના વંશજો હતા પણ બંને વચ્ચે આસમાન જમીન-નો ફેર હતો ચંદુલાલ ઉદાર દીલનો તો નહોતો પણ ન્યાતજાત-મા અને રાજ્યમાં પોતાનો મોભો સાચવવાને તે મોટો ખરચ કરતો મોટાઈ એને બહુ જ ગમતી જેમાં પોતાના વખાણ થાય એવી વાતમાં તે પૈસા સામુ જોતો નહીં તેની વહુનો પણ સ્વભાવ ડોળી હતો અને તેની દિકરી તો મોટાઈમાથી હાથ કહાડતી જ નહોતી એના ઘરમાં સર્વે મોટાઈની વાતો કરતા, બડાઈ મારતા, અને મોટાઈનો ડોળ ઘાલતા

ગરબડદાસ તેથી ઉલટાજ સ્વભાવનો હતો બાપના પૈસા તેની પાસે આવ્યા હતા, પણ તે પૈસામાથી એક પાઈ પણ નકામી તે ખરચતો નહોતો પોતે, પોતાની સ્ત્રી અને છોકરી, ખાય, પીએ, અને પહેરે ઓઢે એટલામાં જે ખરચ થાય તેટલો જ ખરચ તે કરતો અને ઘણી જ કરકસરથી તે પોતાનું ઘર ચલાવતો અને ખાઈપીને બેશી રહેતો ન્યાતજાતમાં તેની ગણતરી કંજુસમાં થતી ગરબડદાસે પોતાના ઘરનો ઉમરો કદિ છોડયો નહોતો, અને પરદેશ ભોગવ્યો નહોતો, તેથી તેની બુદ્ધિ ઘણી સંકુચિત થઈ રહી હતી એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે 'દેશાટન અને પંડિતમિત્રતા બુદ્ધિને વધારનારા છે,' પણ ગરબડદાસે તો પોતાના ગામની ભાગોળ પણ ભાગ્યે જ જોઈ હશે એથી કરીને તેના વિચાર વરકુંડી જેવા થઈ રહ્યા હતા આખો દિવસ તે ઘરની જ વાતો કરે તેની દૃષ્ટિ ઘરની બહાર જાય જ નહીં

એથી કરીને ગરબડદાસનુ મન વધારે સંકુચિત બન્યુ સાંકડા વિચારોએ તેના હૃદયમા સામ્રાજ્ય ચલાવવા માડયુ કેમ કરીને પૈસો બચાવવો, તેને એકઠો કરવો, સભાળવો, એના એજ વિચારો તેના મનમા ઘોળાયા કરે એવા વિચારો સિવાય બીજા વિચારો એના મનમા આવે નહી, અને આવે તો તે તેને ગમે પણ નહી બીજા તેવી વાતો કરે તો તેઓ બીનઅનુભવી છે એવુ ઠરાવવા તે પ્રયત્ન કરે ગામમા, ન્યાતમા, જાતમા, સુધરાઇમા અથવા કોઇ પણ જાહેર કામમા ભાગ લેવા એને પસદ પડે નહી કારણ કે તેમા પૈસાનો સવાલ આવે એ તો બધા ફાફા છે, ધતીગ છે, મોટાઓની ઉજાણી-ઓ છે, એમ કહીને તે મન વાળે

સામાન્ય રીતે એમજ બને છે કે મનુષ્ય સસારમા, વ્યવહારમા, ન્યાતમા, જાતમા, અને જાહેરજીવનમા, પોતાનો જોઇતો હિસ્સો આપતો રહે છે, ત્યારે જ તેની માન પ્રતિષ્ઠા જળવાય છે અને તેને ઘેર સૌ જતુ આવતુ રહે છે જાહેરજીવનથી મનુષ્યનુ જ્ઞાન વધે છે, તેનુ હૃદય, મન, અને આત્મા વિકાસને પામે છે, અને મનુષ્ય મનુષ્ય તરીકે પૂર્ણાગે ખીલી રહે છે જાહેરજીવન વગરનો મનુષ્ય ધીમે ધીમે પશુત્વને પ્રાપ્ત કરતો જાય છે એથી કરીને પરિણામ એ આવ્યુ કે ગરબડદાસનુ મન સ્વાર્થી અને સાકડુ બની રહ્યુ ન્યાત-જાતના માણસો, ગામના લોકો, અને બીજા લાગતાવળગતાઓએ ગરબડદાસની સ્વાર્થની જ વાતો સાભળીને તેનાથી દૂર જ રહેવા માડયુ અધિકારીઓ તો તેમ કરે એમા નવાઇ જ શી ! બહુ થયુ ત્યારે ઘરના સેરી છોકરી પણ તેને ગાઠવા ન માડયા આવી કુવામાના દેડકા જેવી અવસ્થા ભોગવતે ભોગવતે ગરબડદાસ આખરે માંદો પડયો અને મરી ગયો

ગરબડદાસની વહુ જીવકોર સ્વભાવે ભોળી હતી તેનામા ઝાઝી અકકલ નહોતી તેમા વળી આવો ગરબડદાસ જેવો પતિ મળ્યો હતો એટલે એના વિચારમા અનેક વ્હેમ અને સાકડાપણુ પેશી ગયા હતા પણ ન્યાતજાતમા સારૂ દેખાય તે માટે જીવકોર અમાસ, બારશ, કે વ્યતીપાત હોય ત્યારે બ્રાહ્મણને પાઇ પૈસો આપે અને વખતે શીધુ પણ બધાવે ગરબડદાસ ઘણીએ વારે પણ 'એ તો એટલુ કરવુ પડે, ચાલે નહી ન્યાતજાતમા રહેવુ, ન કરીએ તો ખોટુ દેખાય,' એવી એવી અનેક દલીલો જીવકોર લાવે અને કરતી

હોય તે કર્યે જ જાય ગરબડદાસનો જીવ બળી જાય પણ કોને કહે

જીવકોરનુ જીવન સાદુ હતુ તેને કોઇ જાતનો શોખ કે વૈભવ જોઇતો નહોતો પણ ન્યાતજાતમા પોતાની આબરૂ, પ્રતિષ્ઠા વધે, પોતાનુ સારૂ બોલાય, તથા વખાણ થાય, તેને માટે લાખો રૂપિઆનો વ્યય થઇ જાય, પછી તે ગમે તો નજીવી બાબત હોય, તોપણ શુ થયુ, એ વાત જીવકોરના મનમા સજ્જડ ઠસી ગઇ હતી તે જે કઇ કરતી હતી તે એવા વિચારથી નહી કે ન્યાતજાતનુ ભલુ થાય, કે તેના કલ્યાણના માર્ગ યોજાય, પણ ચાર બૈરા એકઠા મળીને પળવાર તેના વખાણ કરે "જોયુ ને પેલી જીવકોરે કેવુ વાવર્યું, એની સાસુના બારમાને દહાડે કાણે આવેલાને ચુરમુ અને ઉપર ઘી જમાડયા, એવુ કોણ કરે ?" એવા એવા શબ્દો જીવકોરને કાને પડે એટલે પોતે કૃતકૃત્ય થઇ એમ તે માનતી તેને મન ન્યાત આખુ જગત હતુ ન્યાતના ચાર બૈરાએ જે સારૂ માન્યુ હોય તે તેને મન સારૂ જ ગણાતુ પાટી ઉપર ધૂળ કોઇ દિવસ નાખી ન હોય, ઘરનો ઉમેરો કદિ છોડયો જ ન હોય, ગામની ભાગોળ પણ જોઈ ન હોય, અને જેનુ મન સર્વદા રસોડામા જ રોકાયલુ હોય, એવા બૈરાનો વિચાર તે જ જીવકોરનો વિચાર, તેમના વિચારે તે ચાલે, અને ઉપરથી બ્રહ્મા ઉતરે તોપણ તે વિચારમાથી તેને ડગાવી શકે નહી

જીવકોરના માનસિક વાતાવરણનો ચિતાર સાભળીને હૃષીકેશચદ્રનુ હૃદય કકળ્યુ તે મનમા બડબડયો "આપણી સ્ત્રીઓમા કેટલુ અજ્ઞાન ઘર ઘાલીને બેઠુ છે ! તેમની આગળ સાક્ષરોની વાત ન પોસાય, પણ તેમના જેવા અજ્ઞાની બૈરાના કહ્યા પ્રમાણે જ તેમનુ વર્તન થાય અજ્ઞાનમા અને અધકારમા, આર્ય સ્ત્રીઓ ડુબેલી છે દિવસ કયા ઉગે છે અને કયા આથમે છે તેની તેમને ખબર જ નથી જે આર્યભૂમિમા વિદુષીઓ અને વીરાગનાઓ અહી તહી ફરતી નજરે પડતી હતી, ત્યા આટલો બધો અધકાર વ્યાપી રહ્યો છે ત્રીસ કરોડની પ્રજામા ગણ્યા ગાઠયા સારા ઉદાહરણો મળી આવે તેનો શો હિસાબ ? વિદુષીઓ અને વીરાગનાઓ ઉત્પન્ન કરનાર પ્રજાઓમા પ્રાચીન આર્ય પ્રજા જગતના ઇતિહાસમા પ્રથમ પદે બિરાજે છે આજે તે પ્રજાની સ્ત્રીઓની આવી અધમ દશા ! અફસોસ !"

આધુનિક પુરૂષવર્ગ ઉપર હૃષીકેશચદ્રને તિરસ્કાર આવ્યો સ્ત્રીઓની આવી અધમ સ્થિતિને માટે હાલનો પુરૂષવર્ગ જવાબદાર છે એમ તેનુ મન તેને કહી રહ્યુ જગતમા શ્રેષ્ઠ ગણાતી પ્રજાઓનો ઇતિહાસ તેની માનસિક દૃષ્ટિ આગળ ખડો થયો અને તે ઇતિહાસના પાના એક પછી એક ઉકેલતો હૃષીકેશચદ્ર વિચારપરપરામા ગુથાઇ ગયો થોડીવાર પછી તે મનમા બોલ્યો "ઇગ્લાડ અને અમેરિકાના પુરૂષો આ બાબતમા ઉદારતા અને હૃદયની વિશાળતા દર્શાવી સ્ત્રીઓને શિક્ષિત બનાવી ઘરમા, ગસારમા, અને સ્વદેશકાર્યમા તેના મીઠા ફળ ચાખે છે આર્યપ્રજા '**न स्त्री स्वातंत्र्यमर्हति**' એવા સિદ્ધાતને વળગી રહી, સાકડા વિચારરૂપી અધકારમા જ ગોથા ખાય છે, અને સ્ત્રીઓને અભણ રાખી કુટુબ કલેશ, વૈમનસ્ય વગેરે દુખોને સેવે છે સ્ત્રીઓના અજ્ઞાનને લીધે તેમનો પૈસો નજીવી બાબતોમા ખર્ચાય છે, અને સ્ત્રીઓનો નવરાશનો વખત ઈર્ષ્યા અને કુથલી કરવામા જ ગળાય છે"

"અફસોસ ! તેમને અભણ રાખી પુરૂષો તેમના ઉપર રાજ્ય કરે છે"

હૃષીકેશચદ્રની વિચારપરપરા આગળ વધી 'આ અધમ દશામાથી સ્ત્રીઓને મુક્ત કરવાનો માર્ગ કયો છે ?"

"કેળવણી !"

"પણ કેળવણી કેવા પ્રકારની ? શુ સ્ત્રીઓએ બી એ અને એમ એ થવુ ? એ ડીગ્રીઓથી જ શુ એમનો ઉદ્ધાર થશે ?"

"નહી, નહી એ તો હિદુ સ્ત્રીઓને માત્ર યુરોપીયન પોશાક પહેરાવવા જેવુ છે પરદેશીઓનો પોશાક પહેરવાથી જેમ આપણામા તેમનુ શારીરિક બળ આવી શકતુ નથી તેમ તેમની કેળવણી લીધાથી આપણામા માનસિક બળ આવી શકતુ નથી અને આપણુ ચારિત્ર્ય ખીલતુ નથી"

હૃષીકેશચદ્રનુ મગજ ચગડોળે ચ્હડ્યુ સ્ત્રીકેળવણીનો પ્રશ્ન તેના મનમા, બુદ્ધિમા અને આત્મામા ઘોળાઇ રહ્યો તેના શરીરના રૂવે રૂવે તે વ્યાપી રહ્યો, અને તે ઘણા આવેશમા આવી જઇને ગભીરતાથી બોલ્યો "ભારતવર્ષનુ સ્ત્રીત્વ કરમાય છે—કચડાય છે પરદેશી માળીઓ અને પરદેશી જળના સિંચનથી એ સ્ત્રીત્વરૂપી વૃક્ષનો વિકાસ અસ્વાભાવિક થઇ રહે છે પાશ્ચાત્ય કેળવણીથી

આર્ય સ્ત્રીની સ્વાભાવિક ભાવનાઓનો હ્રાસ થાય છે, તેના જીવનનો પ્રવાહ નિશ્ચેતન બને છે, અને તેના પુણ્ય સસ્કાર સજીવન રહેતા નથી

"સ્ત્રીઓની ધાર્મિક ભાવનાઓ જાગૃત થાય, તેમની રસવૃત્તિ ખીલે અને તેમના હૃદયમા રાષ્ટ્રીય ભાવનાઓ રેડાય, એવી સસ્કારી કેળવણી તેમને આપો અને એમનામાથી ગાર્ગીઓ અને સીતાઓ ઉત્પન્ન કરો પ્રાચીન ભારતની વિદુષીઓ અને વીરાગનાઓના ચારિત્ર્ય એમના મનમા ઠસાવો અને એમને ગૃહજીવનની અધિષ્ઠાત્રીઓ બનાવો એથી જ એમનો ઉદ્ધાર થશે ભારતવર્ષને સભાઓને શોભાવનારી સ્ત્રીઓ જોઇતી નથી, પણ ઘરને દીપાવનારી ગૃહિણીઓ જોઇએ છે

"જે સ્ત્રીત્વ ફુલ જેવુ સુકુમાર છે, જેમા સતીની અડગતા અને ધૈર્ય છે, વ્યવહારિક બુદ્ધિ છે, જ્ઞાનપિપાસા છે, ઉચ્ચાભિલાષાઓ છે પણ પુરૂષને પડખે રહેવાનુ ડહાપણ છે, અને દુ ખ સહન કરવાની શક્તિ છે, એવા સ્ત્રીત્વને જાગૃત કરો—એમા જ ભારતનો જય છે"

હૃષીકેશચદ્રની વિચારમાળા આગળ વધી વિચારમા ને વિચારમા તેણે દયાની લાગણીથી જીવકોર તરફ જોયુ, અને તેની દુ ખી અવસ્થાના ચિતારથી તેનુ હૃદય પીગળ્યુ રામો જીવકોરની હકીકત કહેતો હતો તે હૃષીકેશચદ્રને વિચારમા મગ્ન થયેલો જોઇને અટક્યો અને બોલી ઉઠ્યો "ભાઇસાહેબ, રજા લઉ છુ વળી પાછો આવીશ"

હૃષીકેશચદ્રની વિચારમાલા અટકી અને તે જાણે ઉંઘમાથી જાગ્યો હોય તેમ બોલ્યો

"રામા બેશ, બેશ, વાત તો પુરી કર"

"તમારૂ ચિત્ત કોઇ બીજા કાર્યમા પરોવાયલુ હોય એમ લાગે છે, તો વળી ફરી આવીશ ત્યારે કહીશ" રામાએ જવાબ આપ્યો

હૃષીકેશચદ્ર જરા શરમાયો અને સાવધાન થઇને ટટાર બેઠો રામાએ આગળ હકીકત કહેવા માડી તે બોલ્યો "ભાઇસાહેબ, હજી તો એ જીવકોરની દશા વધારે માઠી થાય છે"

હૃષીકેશચદ્ર ઉડો નિસાસો નાખ્યો અને બોલ્યો "અફસોસ! આર્ય સ્ત્રીઓના અજ્ઞાનથી તો અવધિ અજ્ઞાન જ તેમના દુ ખનુ કારણ છે"

જમાએ બાકીની હકીકત કહી તેનો સાર નીચે પ્રમાણે હતો

ગરબડદાસ ગુજરી ગયા તેની પાછળ જીવકોર એક બે દિવસ ખરી લાગણીથી અને પછીથી લોકમા દેખાડો કરવાને ઘણુ રોઇ, કકળી, તેણે માથા કુટયા, તમ્મર ખાઈ ખાઇને તે નીચે પડી જાય, બે બૈરા ઝાલીને ઉઠાડે ત્યારે ઉભી થાય, અને મોટેથી આક્રંદ કરે બધા બૈરા વેરાઇ જાય, અને પોતે નિરાતે ઘરમા એકલી બેસે ત્યારે તે મનમા વિચાર કરે "હવે તો મરેરતો સાડવગ્ગના તો થયા, રોજ ઘરમા ચોટી રહેતા હતા, અને કચકચ કર્યા કરતા હતા, હવે તો એ ના મરે તો શુ હું નાની બાળક મરૂ ?"

આમ વિચાર કરતી હોય અને એટલામા જો કોઈ કહેવાને આવે કે ફલાણુ કુટવાને આવે છે તો જીવકોર એકદમ દયામણુ મો કરી, એક ખુણે બેશી, મો ઉપર છેડો નાખીને મોટુ આક્રંદ કરવા મડી જાય અને પાછા છાતી ને માથા કુટવાનુ શરૂ કરે આમ ઘણા દિવસ ચાલ્યા ગયા ગરબડદાસનુ દસમુ થયુ, અગીઆરમુ, બારમુ, તેરમુ, કરવાનો વારો આવ્યો અને જીવકોરે વાહવાહ મેળવવાને ગરબડદાસની જેટલી દોલત હતી તેટલી બધી વાવરી નાખવાનો વિચાર કર્યો વહુનુ સીમત અને માબાપનુ કે પતિનુ બારમુ ફરી ફરીને આવે છે કે શુ ? આવા આવા વિચાર કરનારા ન્યાતના અનેક બૈરા જીવકોરની આસપાસ ફરી વળ્યા અને તેને ઘણીજ પુરેપુરી મીલકત વાપરી દેવા સુધીની પણ સલાહ આપવા લાગ્યા સાદી, ભોળી, જશની લોભી, પણ મૂર્ખ જીવકોરે વિચાર કર્યો નહી કે પછીથી એની શી વલે થશે ! કાણે આવનાર સૌ ન્યાતીલાઓને ઉત્તમમા ઉત્તમ પકવાન કરી કરીને જમાડવામા આવ્યા ન્યાતીલાઓ, સ્ત્રીઓ અને પુરૂષો, કાણે આવે ત્યારે મોટેથી રડે અને એટલુ તો આક્રંદ કરે કે જાણે એમના શોકની સીમા કે હદ હશેજ નહી પણ બીજીજ ક્ષણે 'જમવાને ચાલો' કહેતા તરતજ સૌ ડઓડમ પકવાનના પીરશેલા ભાણા ઉપર બેશી જાય અને બાર દિવસના ભૂખ્યા હોય તેમ પકવાનનો ઘાણ વાળી નાખે સ્ત્રીઓ પોતાનુ સઘળુ જોર કહાડી કહાડીને કુટની જાય, અને જેમ જેમ પરવારે તેમ તેમ એક પછી એક રસોઇખાનામા જમવાને જતી જાય અને સો દહાડાનો ખખ વાળી નાખે

કેવો દુષ્ટ રિવાજ ! માણુમનુ માણુસ જાય અને તેની પાછળ રહેલા માણુસ ભિખારી થાય ! મરણુની ન્યાતોમા આવો નકામો ખર્ચ જે કરવામા આવે છે તે નહી કરતા સારે માર્ગે જો તેનો વ્યય થાય તો દેશમા હજારો કારખાના ઉભા થાય, ભૂખ્યા તરસ્યાને રોજી મળે, ન્યાતની જાતની, ગામની તથા દેશની આબાદી થાય, તેમાથી કેટલીક સમાજો અને મડળો ઉભા થાય, અને ન્યાતમા અનેક ગરીબો, લુલા, લગડા, પાગળા, નિરાધાર વિધવાઓ, વગેરે હોય તેમનુ પોષણુ થાય ! ન્યાતવરામા ફક્ત એક ગતનુ વાળુ જ થાય, પણુ તે પૈસા વડે નિરૂદ્યમીને ઉદ્યોગનુ સાધન કરી અપાય, અને નિરાધારને આખા જન્મારાના પોષણુનુ સાધન મળે ! વરાઓમા વપરાતો પૈસો ગરીબોના દુખ ટાળવામા વપરાય તો દેશને કેટલો બધો ફાયદો થાય ! પણુ અજ્ઞાનમા ડુબી ગયેલી આ પ્રજાને પોતાના ભવિષ્યનો જ વિચાર નથી હોતો તો પછી દેશનો વિચાર તો હોય જ ક્યાથી ?

જીવકોરે ગગબડદાસની ઉત્તરક્રિયા કરી લોકોએ વાહવાહ કહી બહુ સારૂ વાવર્યું એમ સૌ બોલ્યા સૌએ જીવકોરને જશના પોટલા બધાવ્યા જીવકોર ફુલીને ફાળકો થઇ પોતે કૃતાર્થ થઇ એમ તેણે માન્યુ લોકો તો ચાર દહાડા વાહવાહ કહીને બધ પડી ગયા, પણુ બિચારી જીવકોર પાસે તો એક કોડીએ રહી નહી જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ ગગબડદાસના મૃત્યુની અને વરાની વાતો વિસારે પડવા માડી, પણુ બિચારી જીવકોરને તો ખાવાના પણુ સાસા થઇ પડે એવો વખત આવવા માડયો ઘરમા કોઈ કમાનાર રહ્યુ નહી ગગબડદાસનો બધો પૈસો તેની પાછળ વપરાઇ ગયો જીવકોરની માડી વલે થવાના દિવસ આવ્યા જે લોકો તેના વખાણુ કરતા હતા, અને ન્યાતવરા કરાવવામા ઉત્તેજન આપતા હતા અને તેની વાહવાહ બોલતા હતા, તેના તે જ હવે કહેવા લાગ્યા “ભાન નહોતુ ! આપણે ખાવા જેટલુ તો રાખીએ જ સ્તો ! કોઇ તો કહેશે કે કુવામા પડો પણુ કુવામા પડાય કે ! ”

આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા બે ચાર વર્ષ તો જીવકોરે જેમ તેમ કરીને દહાડા કાઢયા પણુ હવે તો અન્નના પણુ સાસા પડવા માડયા કેટલાક તેને [illegible] જ આપવા લાગ્યા

"હશે ! તુ ઓછી બધુ ખાઇ ગઇ છુ તારા ધણીની પાછળ તે વાવર્યું છે ને ! આવ્યુ ખરચ કહાડીએ તો એમજ હોય ! ભગવાન તેનુ ફળ આપશે !"

બિચારી જીવકોરને આથી કંઇક દિલાસો મળતો, અને તે થોડી વાર હિંમત ધરતી પણ આવો લુખો દિલાસો કયાસુધી ટકે ? જીવકોરને દળણા દળવાનો વારો આવ્યો દળણા દળતે દળતે જીવકોરને ઘણા વર્ષ વીતી ગયા આખરે શરીર પણ ટકવા માડયુ નહી નિસાસો નાખતે નાખતે તે એકવાર બોલી "આમ તે કેટલા દિવસ ચાલશે પ્રભુ મને દુખી જ રાખશે ? મે તે એવુ શુ બગાડયુ છે ? મે કરા વરા કર્યા, બ્રહ્મભોજન કરાવ્યુ અને દાન ધર્મ કર્યા ! પ્રભુએ મારી આવી જ વખત આણી !" આમ પોતાના મન સાથે તે બોલતી હતી એવામા બહાર એક ટહેલીઓ આવ્યો તેણે ટહેલ નાખી

"આપશો તેવુ પામશો, ભાઇ રામ રામ છે
"વાવશો તેવુ લણશો, ભાઇ રામ રામ છે
"કરશો તેવુ પામશો, ભાઇ રામ રામ છે"

જીવકોરને જાણે કે પોતાની ભૂલોનુ ભાન થતુ હોય તેમ પાછી તે બડબડી "શુ મે મારો પૈસો ખોટે માર્ગે વાપર્યો છે ?" તેનુ હૃદય તેને સમજાવવા લાગ્યુ ને તે મનમા બોલી "ખોટે તો નહી–પણ–પણ–વગર સમજ્યે તો ખરોસ્તો ! મે આગળ પાછળનો વિચાર કર્યો નહી. લોકોએ મને ફુલાવી અને હુ ખોટી ફુલાઈ આગળ ઉપર મારૂ શુ થશે તેનો વિચાર મે કર્યો નહી નહી તો આવા દહાડા આવત નહી આવા દહાડા કેમ જશે ? શી રીતે આવા દહાડા કહડાશે ? સૌ તો ખાઇ ખાઇને પોતાને ઘેર વેરાઈ ગયુ, અને મારે કરમે તો આ વટી આવી !"

ઘટી ખેચીને પેટ ભરવુ એ જીવકોરને ઘણુ જ કઠણ લાગ્યુ 'હવે કયા જઉ ? શુ કરૂ ?' આમ અનેક ભાજગડો એના મનમા થઇ રહી 'કોને ઘેર જઇને પડુ ! જતા પગ શી રીતે ઉપડે ? હાથે કરીને જ આ દુખ વ્હોર્યું !' ઉંડા નિસાસા નાખીને જીવકોર પશ્ચાત્તાપ કરવા લાગી જીવકોર આમ અનેક વિચારો કરતી અને ન્યાતના ચાર વૈરા ભરાઇને બેસે એટલે પરાણે પરાણે પણ

એનાથી એના વિચારો કહેવાઇ જતા ન્યાતના સૌ મૈરા તમાશો જોયા કરતા અને વખતે "તને ભાન નહોતુ! કોઇનો શો વાક! કોઇ હાથ પકડીને કરાવવા આવે છે?" એમ અનેક મ્હેણા તેને ઉલટા મારતા અને દાઝયા ઉપર ડામ દેતા

કેટલાક તેના જેવા જ મૂર્ખ વચમા બોલી ઉઠતા "મારી બાઇ, આમ શુ બોલો છો? એ તે કર્યા વગર ચાલે! ગમે તેમ થાય! પૈસો તો આવી મળશે! ઘટી ખેચવી પડે તોયે શુ થયુ! ધણીની ક્રિયા કઇ ફરી ફરીને આવવાની છે? એ બાપડો પામે શુ?" જીવકોર સૌનુ કહેવુ સાભળતી આવો પોટો દિલાસો તેને હવે ઝેર સમાન લાગતો અને તે પોતાના ભૂલને માટે પશ્ચાત્તાપ કરતી મનમા ને મનમા સોરાઇ જતી

આખરે તેણે ચદુલાલને ઘેર જઇને રહેવાનો વિચાર કર્યો, પણ તેના મનમા આવ્યુ "ચદુલાલને ઘેર જઇને પડુ! દીયેર તો ઠીક છે, એમનો સ્વભાવ પણ મારો છે, પણ–દેરાણી! કપાતરનો કકડો! અને પેલી નખ જેવડી મદનબિંદુ! એના ગર્વનો તો પાર જ નથી બિચારા ભાઇડાઓને તો કઈ નહી, પણ એ માદિકરીને તો રોજનુ એક માણસ માગવા જોઇએ એમની આગળ નીચી મુડી ઘાલીને બેસવુ! હાજી, હા, કરવુ!" આ વિચારે જીવકોરથી સહન થઇ શક્યા નહી, અને તે બોલી ઉઠી "ગમે તેમ કરીશ, ભીખ માગીશ, પણ એને ઘેર તો નહી જ જઉ"

સમય સમયનુ કામ કરતો હતો વરસ એક પછી એક ચાલ્યુ જતુ હતુ જીવકોરનુ શરીર પણ તેની સાથે જીર્ણ થતુ હતુ ભૂખ, તરસ, ઓછા થવાને બદલે ઉલટા વધતા હતા મોટા પલગમા સુનારીને એક ફાટલી ગોદડી ઉપર પડી રહેવુ પડતુ હતુ, અને તેથી તેના પાસા ઘસાઈ જતા હતા દાળ, ભાત, ઘઉની રોટલી, શાક, અને કોઈ કોઇ દિવસ ભજીયા તથા રોજ દુધ, દહી સાથે જમનારીને સુકા રોટલા ચાવવા પડતા હતા, અને તે પણ પુરા મળે કે ન મળે! કારણ કે દળણુ દળાય અને મહેનત થાય તેના પ્રમાણમા પૈસા મળે, પણ લગભગ વૃદ્ધાવસ્થાની અણી ઉપર આવેલી, અને કોઇ દિવસ પાણીની કસલી પણ નહી ભરેલી, એવી જીવકોરની સુકોમળ કાયાથી પુરૂ વૈતરૂ પણ હવે થઇ શકતું નહોતું પોતાનુ પેટ

ભરવુ અને સાથે છોકરીનુ પણ ભરવુ ! વળી લલીતા દિવસે દિવસે મોટી થતી જતી હતી જીવકોર તો એકાદ બે લુગડાથી ચલાવે, પણ નાની બાળક છોકરીને માટે તો કઇ કઇ નવુ અને નવતર જોઇએ

આમ ન્યાતીલાઓની સલાહથી અને જીવકોરની મૂર્ખાઇથી ગરબડદાસની દોલત ધૂળધાણી થઇ ગઇ અને જીવકોર દઇણા દળતી થઇ તેની કાયા ચાલે નહી ન્યાતીલાઓએ તેને ભીખ માગતી કરી હિંદુ સમાજમા આની રીતે કેટલા કુટુબો દુખી થતા હશે ! કેટલા નિરાધાર બનતા હશે !

ન્યાતના કેટલાક માણસોએ ચદુલાલને કહ્યુ કે તમે જીવકોરને તમારે ઘેર તેડી જાવ મદકલિકાએ આગળ વળીને બાપની વતી જવાબ વાળ્યો "અમે શુ કરીએ ? પૈસો ઉડાડતા ભાન કેમ ન રાખ્યુ ?"

આખરે કઇક ન્યાતીલાઓના આગ્રહથી અને કઇક પોતાના ભાઇની વહુ છે એમ કરીને ચદુલાલે જીવકોરને પોતાને ઘેર આવીને રહેવાનુ કહ્યુ જીવકોરે પ્રથમ તો લોકલાજને લીધે આનાકાની કરી પણ કઇક એવુ બ્હાનુ મળ્યુ એટલે 'ભાવતુ હતુ અને વૈદ્યે કહ્યુ' એ કહેવત પ્રમાણે તે ચદુલાલને ઘેર રહેવાને ગઇ થોડા દિવસ તો જાણે કે કોઇ પરોણો આવ્યો હોય તેમ તેની બરદાશ ચદુલાલના કુટુબના માણસોએ લેવા માડી, પણ પછીથી તો 'શેઠ આવ્યા તો કહે નાખો વખારે' એવી વલે જીવકોરની થવા માડી વખત જેમ જેમ જતો ગયો તેમ તેમ તેથી પણ વધારે ખરાબ વલે જીવકોરની થઈ રહી ચદુલાલનો રસોઇઓ ન્હાસી જાય તો બિચારી જીવકોરને રાધવુ પડે નોકર વકાય તો વાસણ વસવા પડે અને તેની દેરાણી ફેરો ફાટા કહે તો તેની ના તેનાથી કહેવાય નહી વખતે તે કુવા ઉપર જઇને પાણી ભરી લાવે, વખતે તળાવે જાય, લુગડા ધુવે અને પાણીનુ બેડુ પણ ભરતી આવે આટલુ કરતા પણ મદકલિકા છણકા લપકા કરે તે તો જુદુ

હૃષીકેશચન્દ્રે આ સઘળી બીના સાભળી અને તેનુ હૃદય વિધવાઓના દુખથી વિધાયુ મદકલિકાના ગર્વ ઉપર એને અત્યત તિરસ્કાર આવ્યો અને તેના મનમા વિચાર થયો કે જ્યા લક્ષ્મી છે ત્યા દયા કે ભાઈ ભાડુ પ્રત્યે સ્નેહ નથી તે મનમા બડબડયો

" ચંદુલાલના લાખો રૂપિઆ મોજશોખ અને નાચરંગમા વપરાય છે, અને ધીરેન્દ્ર તેની લક્ષ્મીને બહોળે હાથે ઉરાડે છે, પણ તેનાથી આ એક જીવકોરનું પુરૂં કરી શકાતું નથી અફસોસ ! ચંદુલાલ તારા ઘરમા દયા નથી, નીતિ નથી ધનવાનોના હૃદય ધનથી જડ બને છે અને તેમનામા કોઈ પણ પ્રકારની લાગણી રહેતી નથી એવાઓને તો ધીરેન્દ્ર જેવા જ દિકારાઓ હોય ! ધિક, ધિક "

બીજે દિવસે રાતે હૃષીકેશચંદ્ર બગલાની અગાસીના કઠેરા ઉપર હાથ મુકીને ઉભો હતો ચંદ્રમાનું અજવાળુ સર્વત્ર પથરાઇ રહ્યું હતુ સામે જરા દૂર એક નદી ખળખળાટ કરતી વહી જતી જણાતી હતી તેના આખા કિનારા ઉપર તે નજર ફેંકતો હતો લગભગ સાડા અગીઆર બાર વાગવાનો સમય થયો હતો, અને કિનારો નિર્જન દેખાતો હતો એવી વેળાએ કોઇ સ્ત્રી એકલી નદીના કિનારા તરફ જતી તેની નજરે પડી એટલી મોડી રાતે એ રસ્તે કોઇ ભીખારણ પણ જતી તેણે કોઇ દિવસ નહોતી જોઇ તે આશ્ચર્ય પામ્યો આટલી રાતે, એકલી, આ સ્ત્રી ક્યા જતી હશે ! એવી એને શંકા થઇ તેણે તરત રામાને બોલાવ્યો અને તેને સાથે લઇ તે તરત બગલાની બહાર નીકળ્યો પેલી સ્ત્રીનું તેના તરફ ધ્યાન જ નહોતુ તે નીચું જોઈ, ત્વરીત વેગે આગળ વધતી હતી તે એક ઘણા એકાંત રસ્તા ઉપર આવી નદીને કિનારે કિનારે તે જવા લાગી એક સ્થળમા તે ઉભી રહી હૃષીકેશચંદ્ર તેની પાછળ થોડેક દૂર હતો પેલી સ્ત્રી એક ઉંચા ટેકરા ઉપર ચ્હડી નદીનું પાણી ઝાડીમાથી આવતુ હોવાથી વમળ ખાતુ, અને ઉછાળા મારતુ, ખળખળાટ કરતુ વહી જતુ હતુ હૃષીકેશચંદ્ર પેલી સ્ત્રીના મનોભાવને સમજી ગયો અને તરત તેની પાસે દોડયો પણ અફસોસ ! તે એક પળ મોડો પડયો પેલી સ્ત્રીએ નદીમા ઝંપલાવી દીધુ ! છેલ્લી પળે તે બોલી " હાય, મોઈ હુ વિધવા "

હૃષીકેશચંદ્રે તેના છેલ્લા શબ્દો સાભળ્યા " હાય, મોઇ હુ વિધવા " એ શબ્દોએ તેના હૃદયને ચીરી નાખ્યું " મારી વિધવા બ્હેનોની આ સ્થિતિ ! આ દશા ! " એમ તેના મનમા થયુ નદીમા પડેલી સ્ત્રી પાણીમા વલખા મારવા લાગી પથ્થર અને ઝાડ સાથે તે અફળાઇ રહી

" રામા, જુવે છે શું ? એને બચાવ " હૃષીકેશચંદ્રે બૂમ પાડી

રામો આભો બન્યો રાતનો વખત હોવાથી તેની હિંમત ચાલી નહીં એકદમ હૃષીકેશચન્દ્રે ધોતીયાનો કચ્છો માર્યો અને તે પાણીમા કુદી પડયો મહામહેનતે પાચેક મિનિટમા કુમનારીનો ચોટલો પકડી તે ઉપર આવ્યો રામાએ તેને મદદ કરી અને બને જણાએ મળીને એ બેભાન સ્ત્રીને બહાર કહાડી

"રામા, ચાલો આપણે હવે એને બગલે ઉચકી જઈએ" હૃષીકેશચન્દ્ર કહ્યુ

"ભાઈસાહેબ, એ તો ના બને ડારભારીસાહેબ જાણે તો તમને ને મને બ નેને ઘરમાથી કહાડી મુકે" રામાએ જવાબ આપ્યો

"અલ્યા એમ કેમ બોલે છે ? આટલુ એક માણસ એમના ઘરમા નહી સમાય ?"

"સાહેબ, એક શુ, અડધુ પણ નહી સમાય"

"આટલો બધો ખરચ રાખે છે ને ?"

"ખરચ રાખે છે, પણ તે પેટે ખાવાને, બીજાને આપવાને નહી એમને ઘેર બીજો એક કપરખિકા પણ પામે નહી"

હૃષીકેશચન્દ્ર પેલી સ્ત્રી સામે જોઇ રહ્યો તેના મનમા દયા આવીને તે બરબડયો "આપણી દુખી વિધવા બ્હેનો આવી રીતે જીવનનો અત લાવે એ કેવુ શોકજનક ! અફસોસ ! આપણી સમાજને હજી સાન નથી, હૃદય નથી, કે ભાન નથી"

એટલામા પેલી વિધવા ધીમે ધીમે શુદ્ધિમા આવી તેણે પોતાની આખો ઉઘાડી પાસે બે પુરુષો ઉભેલા છે એમ તેણે જોયુ તે એકદમ ધીમેથી બોલી "હાય, મોઇ હુ અભાગણી ! ભાઈ, તમે શુ કરવા મને બહાર કહાડી ? મને મરવા દ્યો મારા જીવવાથી જગતને શો લાભ છે ? મરવામા જ મને સુખ છે"

હૃષીકેશચન્દ્રે જરા વધારે બારીકીથી નિહાળીને તેની સામે જોયુ તેણે તેને ઓળખી તે જીવકોર હતી ચદુલાલના ઘરમા થતુ અપમાન સહન ન થવાથી તે ચાલી નીકળી હતી પોતાની બાળકીની સભાળ લેવાનુ તેણે પ્રભુને સોપ્યુ હતુ

જીવકોરના શબ્દોમા ગભીરતા અને કરૂણભાવ હતા. હૃષીકેશચન્દ્રનુ હૃદય પીગળયુ તેને કઈ કઈ થઇ ગયુ હિંદુ સમાજમાં વિધવાઓની દયાજનક સ્થિતિની વાત તેણે સાભળી હતી આજે

નજરે જોઇ આવી કેટલી પુષ્પકળીઓ સમાજના પ્રચંડ પ્રહારથી કચરાઇ જતી હશે તેનો વિચાર કરતા તેને કમકમાટ આવ્યો

જીવકોર દુઃખમા ડુબી ગઇ હતી તે ભયભીત ચહેરે હૃષીકેશચંદ્ર સામે જોઇ રહી, અને ફરી બોલી "મારે જીવીને શુ કરવુ છે ?"

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો "તમે ગભરાવ નહી જીવવામા જ તમને સુખ છે"

"હુ ઘેર આવીશ તો બમણી ફજેત થઇશ, અને બમણુ દુઃખ ભોગવીશ"

"બ્હેન, તમે ચિન્તા ન કરો હવે તમે નિર્ભય છો"

હૃષીકેશચંદ્રના બોલમા પ્રેમભાવ સ્પષ્ટ દેખાઇ આવતો હતો, તેથી જીવકોર કઇંક શાંત થઇ, અને બોલી

"ભાઈ, તમે મારે માટે, આ અભાગણી માટે શા માટે શ્રમ વેઠો છો ?"

"એમ ન બોલો હુ તમારો ભાઇ છુ તમને ઉગારવાને અને સુખી કરવાને જ પ્રભુએ મને અત્યારે અહી મોકલ્યો છે"

જીવકોર સમજી કે તેની સામે કોઈ દૈવી યુવાન ઉભો છે તે પાછી બોલી "તમે ઘેર જઇને સુઇ જાવ, ભાઇ હુ મારૂ લાગ્યુ ભોગવી લઇશ"

"તમે મારી સાથે ચાલો હુ તમને સાથે લીધા વગર જનાર નથી"

"મારાથી ચાલી શકાતુ નથી મને વાગ્યુ છે, અને મારૂ આખુ શરીર પથ્થરમા અથડાઇ અથડાઇને કચ્ચર થઇ ગયુ છે"

"હુ તમને ઉચકી લઇશ"

જીવકોર આભારની લાગણીથી દબાઇ ગઇ હૃષીકેશચંદ્ર અને રામાએ તેને થોડે સુધી ઉચકી લીધી પછી તે ધીમે ધીમે ચાલીને ઘેર આવી

હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીમા જઇને સુઇ ગયો પણ તેને ઉંઘ આવી નહી તેના મગજમા અનેક વિચાર પસાર થતા હતા વિધવાઓ આવા આપઘાત કરે અને સમાજ જોયા કરે એ બનાવ હૃષીકેશચંદ્ર જેવા કેળવાયલા અને સંસ્કારી હૃદયને ઘણો ઘાતકી લાગ્યો કીડી અને કુતરાને બચાવવા માટે લાખો રૂપિઆનો ભોગ

આપનારા દયાળુ હિંદુઓ વિધવાઓની આવી દશા સામે આંખ આડા કાન કરે એ જોઇને તેને હૃદયમાં અત્યંત ખેદ થયો

હૃષીકેશચંદ્રની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં તેને ઉંઘ આવી નહી તકીયા ઉપર મોં ઉંધું ઘાલીને તે આખી રાત પડી રહ્યો

સવારમાં તે વ્હેલો ઉઠયો અને બહાર નીકળ્યો જીવકોરની પાસે ગયો તે હજી ટાઢથી ધ્રુજતી, શરીરના અવયવોને દાબતી એક ખુણે પડી રહી હતી હૃષીકેશચંદ્રે તેની સારવાર માટે તરત ચાંપતા ઇલાજ લીધા તેણે દાક્તરને બોલાવ્યો અને તેની સલાહથી જીવકોર-ના શરીરને ખૂબ શેક્યું જીવકોર કંઇક ટટાર થઇ

હૃષીકેશચંદ્રે હવે તેને ધીમેથી પુછ્યું "બ્હેન, આપઘાત કરીને જીવનનો અંત લાવવાનું કારણ શું છે ?"

જીવકોરની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં તેણે ઉંડો નિસાસો નાખ્યો

"મારી આગળ કહેવાને હરકત નથી"

"હા, તમે મારા ભાઇ છો"

"ત્યારે કહો"

"ભાઇ, આ ઓશીયાળો અવતાર હવે સહેવાતો નથી"

"તમારે માબાપ નથી ?"

"ના, ભાઇ, નથી"

"ભાઇ, બ્હેન, કોઇ નથી ?"

"તેતો છે પણ આજના વખતના ભાઇ, બ્હેન— કોઇ કોઇનું નથી" બોલતે બોલતે જીવકોર રડી પડી

"હવે ગભરાશો નહી"

"હવે ગભરાવાનું શું ? બહુ દુઃખીયાને દુઃખ શું ? અમે જીવ્યાં તોયે શું ? અને ન જીવ્યાં તોયે શું ?"

"એમ ન બોલો બ્હેન તમે નિરૂપયોગી છો એમ સમાજ ભલે માને, પણ હું તેવું માનતો નથી"

"મારે લીધે તમે કષ્ટમાં આવી પડશો આ વગના તમારે માથે ખોટા આરોપ મુકશે"

"મને તેની પરવા નથી"

બોલતે બોલતે હૃષીકેશચંદ્રે જીવકોર તરફ જોયું અને તેની

દયામણી સ્થિતિ જોઇને તેનુ હૃદય ચિરાયુ મસારસુધાગમા આગળ વધતુ અને રાજકિય સુધારા માગતુ હિંદુસ્તાન હજી સાસારિક ક્ષેત્રમા કેટલુ સડાવાળુ છે તેનો વિચાર તેના મનમા ખડો થયો પ્રાચીન આર્યાવર્તની ઝાખી કલ્પના મગજમા તરી આવી અને તે મનમા બડબડયો "કન્યાવિક્રય, બાળલગ્ન, અને વૃદ્ધલગ્નથી હિંદુ મમાજનુ સત્યાનાશ વળે છે ગાર્ગી, સીતા, દમયતી કે દ્રૌપદી તો હવે ઇતિહાસના પાનામા જ જોવાની! રામ, યુધિષ્ઠિર, નળ, અભિમન્યુ, અને ભીષ્મપિતામહના તો હવે સ્વપ્ના જ રહ્યા!"

હૃષીકેશચદ્રે દીર્ઘ નિશ્વાસ નાખ્યો પછી જીવકોરને દિલાસો આપવાને તેણે કહ્યુ "બહેન, તમે મુઝારો નહી હવે તમારી સ્થિતિ સુધરી એમ સમજજો"

"ભાઇ, મને આ ઘરમાથી હવે છોડાવો હુ અહી બહુ દુખી છુ"

"હુ તમને તમારા ગુજરાનનુ સાધન કરી આપીશ"

"ભાઇ, પ્રભુ તમારૂ કલ્યાણ કરો"

કસાઇને ઘેરથી જેમ ગાય છોડાવવાની હોય તેમ જીવકોરને છુટી કરવાને હૃષીકેશચદ્રનુ હ્રદય ઉથલપાથલ થઈ ગયુ તે દિવસથી તે જીવકોર તરફ પક્ષપાતથી જોવા લાગ્યો તેનો પક્ષપાત જોઇને કૃષ્ણલક્ષ્મીની આખમા ઝેર આવ્યુ તેને મોએ તો તેનાથી કઇ કહી શકાયુ નહી પણ આગળ પાછળ તે બડબડવા લાગી "એ ગાડની પાસે એ કેમ આવજા કરે છે? નક્કી દાળમા કઈ કાળુ હશે"

હૃષીકેશચદ્ર પવિત્ર હૃદયથી જીવકોર સાથે વાત કરતો તેને તે એક દુખી વિધવા જાણીને નિસ્વાર્થભાવે મદદ કરતો પ્રભુના એ એક જીવને બચાવવાની ખાતર તેણે પોતાનો પ્રાણ જોખમમા નાખ્યો હતો ચદુલાલના ઘરમા એની બહાદુરી માટે કોઇએ શાબાશી આપી નહી, તેમ તેની દયાળુતાના કોઇએ વખાણ કર્યા નહી ઉલટુ તેના કાર્ય તરફ સર્વે શકાની નજરથી જોઈ રહ્યા જીવકોર સાથે વાત કરવામા તે ભયકર ગુન્હો કરતો હોય તેમ મનાયુ પણ હૃષીકેશચદ્ર એથી ડગ્યો નહી ચદુલાલના ઘરમા તેણે અનેક પ્રકારની નિદા સહન કરી પણ જીવકોરને ત્યાથી છુટી કરવાનો વિચાર તેણે ત્યજ્યો નહીં કૃષ્ણલક્ષ્મીને પવિત્રતાનુ ખોટુ અભિમાન હતુ-

જીવકોર તરફ હૃષીકેશચંદ્રનો પક્ષપાત જોઇ તેણે એક વાર ધીરેન્દ્રને કહ્યું "આવો ભ્રષ્ટાચાર મારા ઘરમા નહીં ચાલે !" તેણે જીવકોર-ની ઉમ્મરનો પણ વિચાર કર્યો નહી

"બા, એમા ભ્રષ્ટાચાર શેનો? વિધવા સાથે વાત પણ ન કરાય? વળી કાકીની ઉમ્મર તો જો !"

"તુ છેક જ ફાટી ગયો છે"

"એ બિચારી દુખી છે, તેને કોઇ મદદ કરે તેમા ખોટુ શુ?"

"એ તો જઇને નદીમા પડી હતી, તેને પાછી કોણે કહાડી?"

"હૃષીકેશચંદ્રે !"

"શુ કરવાને કહાડી? મોઇ, એને મરવા દેવી હતી ને !"

"કોઇનોયે જીવ બચાવવો એ તો પુણ્યનુ કામ છે !"

"પણ હૃષીકશચંદ્રને શુ? એ કઇ એમની સગી છે?"

"સગી કેમ નહી? આપણે બધા એક જ પ્રભુના બાળકો છીએ"

"તારૂ ડહાપણ રહેવા દે એવા સગા તો બધાયે થાય"

"ત્યારે બધાનેયે એ મદદ કરશે"

"કોઇની નહી અને એની એમને દયા કેમ આવી? નક્કી એમા કઇ ખોટુ છે"

"બા, તમે વ્હેમી છો"

"જા, જા તમે ઇંગ્રેજી ભણ્યા એટલે તમારે કઇ ધરમ કે આચાર વિચારની દરકાર નહી પણ મારા ઘરમા એવુ ચાલશે નહી હવે મારા ઘરમા એ રાડને એક પળ પણ રહેવા નહી દઉ"

જીવકોરને આ વાતની ખબર પડી ત્યારે એ ચોધાર આસુએ રડી પડી અને ગદગદ કંઠે બોલી 'હવે મારો બેલી કોણ?"

"બ્હેન, તમે ગભરાશો નહી ગરીબનો બેલી પ્રભુ છે એની મરજી હશે તો મારા પ્રાણના ભોગે પણ હુ તમારૂ રક્ષણ કરીશ" હૃષીકેશચંદ્રે તેને દિલાસો આપ્યો

આ સાચા આશ્વાસનથી જીવકોર કઇક શાત થઈ ગામમા સ્ત્રીઓ-ને માટે કાતવા, ભરવા, ગુથવા, તથા સીવવાનુ શિખવાનો વર્ગ હતો હૃષીકેશચંદ્રે જીવકોરને ત્યા મોકલવાની ગોઠવણ કરી પણ જીવકોર એ વર્ગમા જાય તો કૃષ્ણલક્ષ્મી તથા મંજુકલિકા એને બેઠી બેઠી ખાવા કેમ દે? એ વિચાર એના મનમા સાલ્યો બે ચાર શેઠી-

યાઓને ઘેર જઇને તેણે જાતે એ વિધવાને માટે ભીખ માગી અને તેને ગુજરાનનુ સાધન કરી આપ્યુ જીવકોર પાછી પોતાને ઘેર રહેવાને ગઇ, અને સ્ત્રીઓના વર્ગમા કાતવા, ભરવા, સીવવાનુ શિખી બે પૈસા કમાતી થઇ અને સ્વતત્રપણે માનભર્યું જીવન ગાળવા લાગી.

હૃષીકેશચદ્ર તરફ આભારની લાગણીથી તે દબાઇ ગઇ અને એક દિવસ તે મળ્યો ત્યારે તે બોલી "ભાઇ, તમારો બદલો હુ શી રીતે વાળુ ? એટલુ જ કહુ છુ કે પ્રભુ તમારૂ કલ્યાણ કરો !"

કસાઇને ઘેરથી ગાયને છોડાવીને જેમ હર્ષ થાય તેમ આ વિધવાને છુટી કરવાથી હૃષીકેશચદ્રના હૃદયમા અત્યત આનદ વ્યાપી રહ્યો સારા કામનુ ફળ એ જ હોય ! પણ તે દિવસથી ચદુલાલના ઘરમા રહેવુ તેને ભારે થઈ પડયુ તેણે જલદીજ વીરપુર છોડવાનો નિશ્ચય કર્યો

## પ્રકરણ ૫ મું.

### પ્રેમ કે વિષયવાસના ?

વાચનાર ! હવે ચાલો આપણે જોઈએ કે કારભારી ચદુલાલનો દિકરો ધીરેન્દ્ર શુ કરી રહ્યો હતો

ધીરેન્દ્ર વિષયના કીચડમા જ પોતાની સમગ્ર શક્તિઓને પ્રકાશ પમાડવાનો સુયોગ સાધતો કામવિકાર, વિષયવાસના અને ક્ષુદ્ર સગલિપ્સાના મોહથી તે મૂઢ બની ગયો હતો પવિત્ર પ્રેમનો આદર્શ વિસરી જઇ અધમ ભોગ તૃષ્ણાને તે પ્રેમના નામથી ઓળખતો હતો તેની વહુ ઉષા કેટલાક દિવસથી પીયેર ગઇ હતી વિષયવાસનાને પ્રેમ સમજનાર ધીરેન્દ્રે વિરહવ્યથાનો ડોળ કરીને તેને અનેક કાગળો લખ્યા અને તેને એકદમ વીરપુર તેડાવી

પતિની આજ્ઞાનુ પાલન કરીને બિચારી ઉષા એકદમ આવી અને પતિદેવની સેવામા હાજર થઇ ગઈ

ઉષાએ જ્યારે પોતાના સાસરાના ઘરમા પ્રથમ પગ મુક્યો ત્યારે તેના મનમા નિરાત વળી હતી કે ન્યાતજાતના મ્હેણાના અસહ્ય તાપથી તે હવે મુક્ત થઇ અને તેના ભાગ્યનો ઉદય થયો ભોળી

બિચારી ઉષા ! સમાજ એક સર્વવ્યાપી, સર્વશક્તિમાન પ્રાણી છે તે કયા વેશમા, કોને અને કેવુ દુ ખ દેશે તેની કલ્પના મોટા બુદ્ધિશાળી માણસો પણ કરી શકતા નથી તો પછી ઉષાના જેવી બીનઅનુભવી બાળાને તેનો ખ્યાલ શી રીતે આવી શકે !

પોતાના સઘળા પ્રયાસ નિષ્ફળ થયા અને મરજી માફક વહુ મળી નહી, એ વાત કૃષ્ણલક્ષ્મીના મનમા હજી વોળાયા જ કરતી હતી પણ વાક કોનો કહાડે ? એ સર્વનુ કારણ ધીરેન્દ્ર છે એમ તે સમજતી હતી, પણ પોતાના દિકરાને તે શુ કહે ! અર્થાત્ કૃષ્ણલક્ષ્મીના સઘળા કોપનો ભોગ બિચારી ઉષા વગર બીજુ કોણ થઇ પડે ! ખરૂ છે કે **देवो दुर्बलघातक** ।

મદકલિકા એ કામમા તેની માને મદદ કરતી પિતાની અથાગ લક્ષ્મી, પોતાની જુવાની, માબાપનો વાત્સલ્યપ્રેમ અને સ્ત્રીજાતિનો સ્વાભાવિક ગર્વ, આવા આવા અનેક કારણોથી મદકલિકા ગુમાની બની ઉદ્ધત જેવી જણાતી હતી એકની એક છોકરી એટલે કોઇ દિવસ કટુ શબ્દ સાભળવા વારો એને આવતો નહી અને આખા વરમા ‘ બ્હેન, બ્હેન,’ થઇ રહેવાથી તે લાડઘેલી થઇ, ધરતી ઉપર પગ મુકયા વગર જાણે કે તે અદ્ધર જ હીડતી હોય એમ તેનુ હાલવુ ચાલવુ થઇ રહ્યુ હતુ પિતાની શ્રીમતાઇના તાપમા તપી ગયેલુ તેનુ મગજ જાણે કે કોઇને હિસાબમા ગણતુ ન હોય તેમ તેની આખો સદાએ ઘુમરાયલી રહેતી અને તે કોઇના સામુ પુરેપુરૂ જોતી પણ નહી મદકલિકા રૂપવાન નહોતી તેથી તે રૂપવાનની ઇર્ષ્યા કરતી અને સપત્તિના ગર્વથી ગરિબ તરફ કરડી નજરે જોતી

ધીરેન્દ્રલાલની વહુ કેવી છે તે જોવાને આડોશીપાડોશીની સ્ત્રીઓ આવતી એ જોઇને મદકલિકાનુ મો ફરી જતુ, અને તે કહેતી ‘અરે, એમા તે શુ જોવાનુ છે એનામા તે શુ રૂપ છે, શો ગુણ છે ? કોણ જાણે શુ એ જાદુ કર્યું નહી તો આવી શુર્પનખાને મારો ધીરેન્દ્ર તે કેમ પસદ કરે ! એક માત્ર એની ગોરી ચામડી છે, એટલુ જ ! આખરે ગામડીયાની છોકરી ! સાત તાડ ઉંચી અને ભેશ જેવી જાડી લઠ્ઠ ! ગામડાના માણસોમા રૂપ કેવુ અને ગુણ કેવો ! ”

કૃષ્ણલક્ષ્મી રહી રહીને અકકેકા શબ્દ બોલતી અને મદકલિકાને ટેકો આપતી મદકલિકાની રૂદ્રમૂર્તિ જોઇને અને તેના મ્હેણા સાભળી-ને ઉષાનુ કોમળ હૃદય ભયથી થરથર ધ્રુજતુ "ઉષા ગામડાની" એ મુદ્દા ઉપર તેની સાસુ અને નણુદની વધારે કટાક્ષ હતી કોઇ માથાની મળી હોત તો તેણે સામો બેધડક જવાબ આપ્યો હોત. પણ બિચારી ઉષા મનમા વિચારતી "આ ઘરમા મારે આખો જન્મારો કહાડવાનો છે, મારૂ હજી હમણા જ સાસરે આવવાનુ થાય છે" આ અને એવા એવા અનેક વિચારોથી તે દબાઇ જતી થોડા સમયમા તેની ખાત્રી થઇ કે અહી પણ નણુદ અને સાસુના રૂપમા સમાજ મૂર્તિમાન થઇ રહેલી જ છે અહી પણ દોરંગી દુનિયા તેની આગળ ખડીને ખડી જ છે

ઉપાના સદ્ભાગ્યે તેને માટે વાત કરવાનુ અને નિરાતે બેસ-વાનુ ઠેકાણુ ઇશ્વરે હજી એક રાખ્યુ હતુ ધીરેન્દ્રલાલ તેની તરફ અત્યત પ્રેમથી અને પક્ષપાતથી વર્તતો હતો નવપરિણતા વધુ અપ્સરા જેવી છે એ જોઇને તે પ્રેમઘેલો બની રહ્યો હતો મોહ પાશમા ફસાયલો ધીરેન્દ્ર તેની સાથે અનેક વાર હાસ્યવિનોદ કરતો અને તે વેળા આસપાસ કોઇ ઉભુ છે કે નહી તે જોવાનુ પણ ભુલી જતો બહાર જતી વખત ઉષાને તે "ગુડ મૉર્નિંગ, ગુડ ઇવ્હનિંગ્" વગેરે કહેતો કદી તેનો હાથ પકડી "શેકહૅન્ડ" પણ કરતો કોઇ વખત તેના મો સામુ જોઇ મો મલકાવતો આવી અમર્યાદાશીલ વર્તણુક કૃષ્ણલક્ષ્મીને પસદ પડતી નહોતી, તથાપિ "બાળક છે, વહુ નવી આવી છે, બે દિવસ હોસ પુરી કરશે, કાલે ઉઠીને ભણવાને પરગામ જશે એટલે બધુ ભુલી જશે," એવા વિચાર કરીને તે જોયુ ન જોયુ કરતી હતી

એક દિવસ પોતાની ઓરડીમાથી એકદમ બહાર આવીને ધીરેન્દ્ર કહેવા લાગ્યો "મા, મા, આ રૂપાના સાકળા તમારે પહેરવા હોય તો આખો દિવસ પહેરી રાખો, પણ જુવાન છોકરીઓને ફરવા હરવામા હરકત કરે એવી બેડીઓ પગમા શામાટે જોઇએ?"

કૃષ્ણલક્ષ્મીએ ખડખડ હસ્યા જ કર્યુ અને કાઈ જવાબ આપ્યો નહી, પણ મદકલિકા પાસે હતી તે બોલી ઉઠી "ખરેખરો વહુ-ઘેલો જ છે ભાભીને સાંકળાનો ભાર લાગતો હશે ત્યારે ભાઇ તેનો

રસ્તો કહાડવા આવ્યા ગામડામા પહેરી જાણ્યુ હોય ત્યારે કની ! અહી આવ્યા ત્યારે પહેર્યા હશે ! ”

આમ કેટલાક દિવસ વહી ગયા અત્યાર સુધી ધીરેન્દ્રની શાળા બધ હતી પણ હવે તે ઉઘડવાનો દિવસ નજીક આવ્યો તેથી એક દિવસ કૃષ્ણલક્ષ્મીએ ધીરેન્દ્રને કહ્યુ “ ભાઇ, તારી નિશાળ સોમવારે ઉઘડશે ને ? ”

“ હા, મા, હુ કાઇ ભુલી ગયો નથી રોજ સવારમા હુ ચોપડી લઇને બેસતો હતો, પુછી જુઓ એને ! ” ધીરેન્દ્રે જવાબ આપ્યો

જવાબ આપતા આપતા ધીરેન્દ્રે ઉષાના સામુ જોઇને જરા હાસ્ય કર્યું ઉષા તેની સામે જ એક ભીતને અઠીગીને ઉભી રહી હતી તે હસતી હસતી આવીને તેની પાસે ઉભી રહી આ વખતે તેનુ વર્તન નાટકની નાયિકા પ્રમાણેનુ થઇ ગયુ એ જોઇને ધીરેન્દ્રના મનમા વણી ખુશી ઉત્પન્ન થઈ

કાળીદાસે કે ભવભૂતિએ વર્ણવેલા પ્રેમરસનો સ્વાદ ચાખવાનો તેને અવસર આવશે કે નહી તેની તેના મનમા પ્રથમ જરા શકા ઉત્પન્ન થઇ હતી, કારણકે ઉષાનો સ્વભાવ ઘણો મળતાવડો નહોતો અને તે ભાગ્યે જ ભાગાતુટા બે શબ્દ બોલતી હતી ધીરેન્દ્રે તેને ઇગ્રેજી પ્રેમકથાઓ વાચી સભળાવવા માડી, અને બને વરવધુ રસમા લદબદ થઇ રહ્યા આથી ઉષાના મનમા પતિવિષેની ભીતિ નષ્ટ થઇ ગઇ અને તે વધારે વધારે પ્રફુલ્લ બની પોતાના હૃદયને પતિ આગળ વધારે વધારે ખોલવા લાગી એ પ્રમાણે એમના સઘળા દિવસ હવે વ્યતીત થતા હતા. એથી હવે ઉષાએ ધીરેન્દ્રના હાસ્યને અનુરૂપ ઉત્તર આપ્યો અને એકદમ ભેડીને તેના ખભા ઉપર પોતાની કોમળ આગળીનો સ્પર્શ કરી તે ચાલી ગઇ

કૃષ્ણલક્ષ્મીએ પાછુ બોલવા માડ્યુ “ તુ તારા અભ્યાસમા લક્ષ આપતો નહોતો એમ મારૂ કહેવુ નથી પણ ઉષાને એના બાપે તેડાવી છે અને મે કહાવ્યુ છે કે ધીરેન્દ્રની નિશાળ ઉઘડશે એટલે એને મોકલીશુ ”

‘ એટલી બધી શી ઉતાવળ છે ? ” ધીરેન્દ્રે ઘણી અધીરાઇ-થી જવાબ આપ્યો પ્રેમરસમા નિમગ્ન થયેલા તરૂણના સ્વપ્નામા

પણ આવ્યુ નહોતુ કે એને ક્ષણવાર પણ ઉષાથી છુટા પડવુ પડશે તે ઇંગ્રેજી નવલકથાઓ વાચતો તેથી વહુ સાસરે આવ્યા પછી પીયેર ચાર દિવસ જઇ આવતી હશે એવો ખ્યાલ તેના મનમા કદી પણ આવ્યો નહોતો, આથી કૃષ્ણલક્ષ્મીનુ બોલવુ તેને મુર્ખાઇ-ભરેલુ લાગ્યુ અને સાયકાળનો વખત થયો એટલે તે લાયબ્રેરીમા ચાલ્યો ગયો

લગ્ન થયા પછી તેણે આ પહેલી જ વારની લાયબ્રેરીની મુલાકાત લીધી હતી ત્યા જઇને તે અનેક પ્રેમકથાઓના પાના ઉથલાવી ગયો પણ કોઇ જગ્યાએ વરવધૂ છુટા પડયાનુ વર્ણન તેના વાચવામા આવ્યુ નહી તે નિરાશ થયો અને મનમા વિચાર કરવા લાગ્યો " હિંદુ લોકો કેવા મૂર્ખ છે ! શુ મનુષ્ય પરણતો હશે તે આમ જુદા પડવાને માટે ! અનેક પુસ્તકો વાચ્યા પણ સ્ત્રી પીયેર ગયાની વાત એકમા પણ આવી નહી મા શુ ગાંડી હશે ! એ સમજતી નહી હોય ! "

કાલ્પનિક સૃષ્ટિમા વિચરનાર ધીરેન્દ્રે ઉષાને પીયેર નહી મોકલવાનો નિશ્ચય કર્યો તે ઘેર ગયો વિચારમા ને વિચારમા તે સુઇ ગયો, અને આખી રાત પથારીમા આળોટયો, પણ તેનાથી સ્વસ્થપણે ક્ષણવાર પણ ઉંઘાયુ નહી ઉષાનો વિરહ તેને અત્યાર-થી જ સાલવા લાગ્યો

સવારનો પહોર થયો અગીઆર વાગ્યે સ્કુલ ઉઘડવાની હતી. એકદમ જમવાનુ આટોપી લઇ બગલમા પુસ્તક મારીને ઉષાને 'ગુડ મૉર્નિંગ ' કહી હસતો હસતો તે સ્કૂલમા ગયો વર્ગમા જઇને બેઠો એટલે એનુ મન અભ્યાસમા જરા પરોવાયુ સાયકાળ સુધી પોતાનુ ઘર પણ એને સાભર્યું નહી પણ નિશાળ છુટી એટલે ' કલાસ'મા બનેલી સઘળી બીના ઉષાને કહેવાને ઉત્સુક થતો થતો તે ઘેર આવ્યો અને પોતાની મેડીમા પેઠો જુએ છે તો ત્યા કોઇ મળે નહી તેણે ઉષાની પેટી પલગ તળે દીઠી નહી રસોડામા જોયુ તો કૃષ્ણલક્ષ્મી સઘળુ કામકાજ કરી રહી હતી કઇ પણ બોલ્યા ચાલ્યા વગર ધીરેન્દ્ર પોતાની મેડીમા પાછો ગયો પલગ ઉપર પડયો અને ઉંડો નિશ્વાસ નાખી આમતેમ આળોટવા લાગ્યો

ધીરેન્દ્ર ઘેર આવશે એટલે એને જરા આશ્ચર્ય લાગશે એમ કૃષ્ણલક્ષ્મીના મનમા આવ્યુ હતુ પણ તે આમ નિરાશ થઈ જશે એમ તેનુ માનવુ નહોતુ તે દિવસ ગયો બીજો દિવસ આવ્યો બીજો દિવસ પણ ગયો આમ અનેક દિવસ ચાલ્યા ગયા તે રોજ નિશાળે જાય ખરો પણ નિશાળેથી આવ્યા બાદ તેનો સઘળો વખત ઉષાના વિચારમા જ જતો અભ્યાસ અભ્યાસને ઠેકાણે રહ્યો અને ધીરેન્દ્રનુ મન સસારસુખની અભિલાષામા વધારે ને વધારે લપટાવા લાગ્યુ

કૃષ્ણલક્ષ્મીને આથી કાળજી ઉત્પન્ન થઇ તેણે ધીરેન્દ્રને ઘણુ-એ કહી જોયુ, સખત શબ્દો કહીને એના કાન ઉઘાડયા, પણ ધીરેન્દ્રની વૃત્તિમા બીલકુલ ફેરફાર થયો નહી કૃષ્ણલક્ષ્મીના મનમા મોટી ચિંતા થઇ હવે શુ કરવુ ! ઉષાને પીયેર મોકલી તેથી આમ થયુ હશે ! હવે શુ એને પાછી બોલાવવી ! લોકો શુ કહેશે ! એને પાછી ન બોલાવીએ તો આ બાળક વરવધૂના મનમા શુએ ભરાઇ જશે ! આમ અનેક તર્કવિતર્ક કૃષ્ણલક્ષ્મીના મનમા થવા લાગ્યા શુ કરવુ તે એને સુઝે નહી, અને શેનુ સુઝે ! સોળ સત્તર વર્ષના પુત્રનુ લગ્ન કરવુ અને પછી તેને નિશાળે મોકલી અભ્યાસમા લક્ષ અપાવવાને અનેક સાધનો યોજવા એ કુદરતની વિરૂદ્ધજ વર્તવા જેવુ છે

આખરે જેમ અનેક શ્રીમતોને ઘેર બને છે તેમ ધીરેન્દ્રે પોતાનો અભ્યાસ છોડી દીધો દ્રવ્યલાલસા તેને હતી નહી પણ તેની રૂપલાલસા હવે ધીમે ધીમે વધવા લાગી ઉષાના સૌંદર્યથી જ તે તેના તરફ આકર્ષાતો હતો અને જયા સુધી તે તેનામા રહ્યુ ત્યા સુધી તેના તરફ તે પ્રેમથી વર્ત્યો ઉષાનુ મુખ તેને ગમતુ હતુ પણ તેનુ નામ તેને ગમતુ નહોતુ નવલકથાઓમા આવેલા તરેહ તરેહ-વાર નામોથી પરિપૂર્ણ થઇ રહેલા તેના મગજને તે બીલકુલ પસંદ પડતુ નહોતુ "છટ નૉન્સન્સ, આવુ ધરકુ નામ શુ ?" એમ કહીને એકવાર તે પોતાની બ્હેનની પાસે દોડતો ગયો અને કહેવા લાગ્યો "તારી ભાભીનુ આપણા ઘરનુ નામ શુ ? રંભા પાડીશુ ? ચિત્ર-લેખા ?" આમ અનેક સુંદર અને મનોહર નામ ખોળી કહાડવાની તેની કલ્પના થઈ પણ એ તેની કલ્પના ક્યારે પૂર્ણ થઇ હશે તે તો ઈશ્વર જ જાણે ! વળી " એના માબાપે એને કોઇ દિવસ નિશાળે મોકલી છે કે એને ઠોઠજ રાખી છે !" એમ કહેતો કહેતો ઉષાના

અભણપણાને માટે તે ફરીયાદ કરવા લાગ્યો, અને આખરે નિશ્વાસ નાખીને બોલ્યો "શુ કરીએ, હિંદુ સસારમા જે મળ્યુ તે ખરૂ, કુભારના ઘરનુ હાલ્લુ છે કે બદલી લાવીએ ?" આમ જાણે કે તે મહાપડિત હોય અને ઉષા અભણ હોય તેમ ઉષાના ગુણ અને જ્ઞાન પણ પોતાને છાજે તેવા નથી એમ તે સૌને જણાવવા લાગ્યો

આ સસારમા મોટા મહત્ત્વના કાર્યો કરી ધન, સપત્તિ, કીર્તિ આદિ મેળવી પોતાના નામને અમર કરી ગયા છે તેઓને તો ધન્ય જ છે જે સામાન્ય બુદ્ધિના હોઇ મહેનતવડે સામાન્ય જનમડળમા શાત અને ઉદ્યોગી જીવન ગાળી, પ્રમાણિકવૃત્તિથી સસારના હમેશના કર્ત્તવ્ય સાધનમા પોતાનો ફાળો ભરી ગયા છે અને આમ વ્યવહારીને કર્ત્તવ્યનો આદર્શ દર્શાવી ગયા છે તેઓને પણ ધન્ય છે પણ જે ભાગ્યના બળે જ પદવીને પ્રાપ્ત કરી રહ્યા છે, કે ધન, સપત્તિ ઇત્યાદિકને મેળવી રહ્યા છે, તે તો આ સસારમા હાસ્યાસ્પદ થઇ રહે છે તેઓ કહે છે તેમ તેઓ ધારે તો ઘણુએ કરી શકે, પણ તેમનુ ધારવુ જ ક્યા ? કહેવત છે કે "મીયાભાઈની બિલ્લી ધારે તો તો વાઘને મારે, પણ મીયાભાઇની બિલ્લી ધારે જ શેની ?"

ધીરેન્દ્ર સબધી તેના સગાસબધીઓનો દઢ વિશ્વાસ હતો કે તે અતિતીવ્ર બુદ્ધિવાળો છોકરો નીવડશે અને તે ધારશે તે કરશે ન્હાનપણથી પણ તેના શિક્ષકો તેની કુશાગ્ર બુદ્ધિની પ્રશસા કરતા હતા પણ મોટાનુ છોકરૂ એટલે 'ભાઇ, ભાઇ,' થતુ, અને કઈક શિક્ષકોની ખોટી પ્રશસાથી ધીરેન્દ્રને લાભ થવાને બદલે હાનિ જ થતી એ ખુશામતરૂપી ઝેરના મિશ્રણથી તેના મગજમા એક જાતનો વિકાર ઉત્પન્ન થતો અને તે તેની ઉદ્યોગ વૃત્તિને શિથિલ કરી નાખતો મૂર્ખ પોતાની મેળે જ ડાહ્યો બની જાય છે અને દિવસે દિવસે આલસ્યના ઘરમા પ્રવેશ કરતો જાય છે, તેમ ધીરેન્દ્ર પણ પોતાને ડાહ્યો ગણતો પ્રમાદનુ પુતળુ બન્યે જતો હતો

આ મહામાયા, મહાશક્તિ આળસમાઇનુ સામ્રાજ્ય એટલે દરજ્જે વ્યાપી રહ્યુ કે ધીરેન્દ્રના મનમા આરભેલુ કાર્ય છોડી દેવાનો મનસુઓ થયો અને ધીમે ધીમે કોઇ કાળે કઇ નીકરવા ઇચ્છાને પણ તે માડી વાળવા લાગ્યો. તેના વિષે બધાયલો લોકોનો

ઉચ્ચ અભિપ્રાય અને મોટી આશાઓ પણ ફળ પ્રાપ્ત કર્યા શિવાય તેમના મનમા ને મનમા જ શમી ગયા સૌનુ ધારવુ હતું કે ધીરેન્દ્ર બી એ કે એમ એ થશે અને અમર કીર્તિને પ્રાપ્ત કરશે પણ ઇગ્રેજી છઠ્ઠા ધોરણની પરીક્ષામા પણ તે પાસ થયો નહીં અને સીપારસથી ઉપલા વર્ગમા ચઢીને મેટ્રીકમા આવીને તેણે અભ્યાસ છોડી દીધો લોકોનો સપૂર્ણ વિશ્વાસ હતો કે ધીરેન્દ્ર નોકરીમા દાખલ થઇ નામના કરી બુદ્ધિશાળી ગણાઇને મોટે હોદ્દે ચઢશે ! પણ ધીરેન્દ્રને નોકરીનુ મોઢુ જ ગમ્યુ નહી

સામાન્ય નિયમ એવો હોય છે કે વગર ભણેનાઓ ભણેનાઓની કિમત ઓછી કરવાનો પ્રયત્ન કરે છે સ્વાભાવિક રીતે જ અભણની નજર વિદ્વાનના છિદ્ર ખોળવા તરફ જ હોય છે એકાતમા શાત ચિત્તથી વિચાર કરતા તેને પોતાની લઘુતા સમજાય છે, પણ ચાર માણસમા પોતાનો કક્કો ખરો કરવાને સ્વમુખે આ લઘુતા કબુલ કરાતી નથી આથી અસાધારણ વિદ્વાન કે બુદ્ધિશાળી મનુષ્યો તરફ ધીરેન્દ્ર તિરસ્કારની નજરથી જોતો કારણ કે તેમની સાથે સ્પર્ધામા ઉતરાતુ નહોતુ તેમ છેક શુદ્ર બુદ્ધિવાળા ગમાર ગામડીયા તરફ પણ તે ધિક્કાર દર્શાવતો કારણ કે તેઓ આગળ "આધળામા કાણો રાજીઓ" એ કહેવત પ્રમાણે તે ઉચ્ચપદ ભોગવતો હતો આથી જો તે કોઇને માન આપતો હોય અગર ચ્હાતો હોય તો તે પોતાની જાત જ હતી પોતાની જાતને જ તે વખાણતો, મોટી મોટી બડાગો મારતો, અને પોતાની જાતને જ તે માનના શિખર ઉપર ધરતો મર્ખ પોતાની જાતનેજ વિદ્વાન ગણે છે

સ્કૂલ છોડયા પછી તેણે શો ધધો કરવા માડયો ? અહભાવથી પોતાની ખ્યાતિ વધારવાને અનેક રીતે પ્રયાસ કરવાના શરૂ થયા ફલાણો, હે, તેનામા તે શી અક્કલ છે ? હુ ધારૂ તો એને કયાએ હઠાવી દઉ ! એની જગ્યાએ હું હોઉ તો આમ કરૂ, ને તેમ કરૂ ! ફલાણુ કરૂ, ઢીકણુ કરૂ !" આમ પોતાના ખુશામતીયા દોસ્તદારો પાસે બડાશો હાકવાની શરૂઆત થઇ ધીરેન્દ્રલાલ પોતાના મનોમય સ્વરાજ્યમા એક પણ ડીગ્રી કે પદવી પ્રાપ્ત કર્યા વગરના રહ્યા નહી ઠેઠ ગ્લાડસ્ટન અને રાનડે જેવાની પણ પૂર્ણતા પ્રાપ્ત કરવાની શક્તિ પોતાનામા છે પણ "શુ કરૂ, મને કોઇ

વિલાયત જવા હેતુ નથી" એમ સૌને તે દર્શાવવા લાગ્યો અભણ માનવી આમ પોતાની જાતને ઉચ્ચ દરજ્જે સ્થાપિત કરવાનો પ્રયાસ કરતે અહભાવ અને મૂઢતામાજ આરૂઢ થઇને ફેવા બેસે છે તેનો આબેહુબ ચિતાર આ ધીરેન્દ્રલાલ અને તેની મડળીના માણસો સૌની આગળ ખડો કરતા હતા

પોતાની મડળી સાથે જ્યારે જ્યારે ધીરેન્દ્ર બેસતો ત્યારે તે પોતાના દિવાનખાનામાજ બેસતો આ દિવાનખાનુ તરેહ તરેહવાર 'ફરનીચર'થી અલકૃત કરવામા આવ્યુ હતુ અહી બેશીને ધીરેન્દ્ર આખા જગતની કથાના પાના ઉથલાવતો તેના સપાટામા જે આવ્યુ તે પછી ગમે તે ડીગ્રી, પદવી કે કીર્તિવાળુ હોય પણ તેના સપાટામાથી સાજુસમુ ઘેર જવા પામતુ નહી પોતાની મડળીમા ધીરેન્દ્ર પ્રમુખપદે બિરાજતો હતો, અને મૂર્ખાઇમા સૌના ઉપર સરસાઇ ભોગવતો હતો, કારણ કે તેના મિત્રો તો માત્ર તેની સોબતમા બેસતા ઉઠતા પણ ધન દોલત તો ધીરેન્દ્રનાજ લુટાતા પોતાના દિવાનખાનામા ધીરેન્દ્ર તેને માટે એક ખાસ ટેબલ અને ખુરશી રાખતો. તે ખુરશી ઉપર હમેશા બેસતો, ટેબલ ઉપર પોતાના બને હાથ નાખતો અને સામેજ મુકેલા તકતામા તે વારવાર પોતાનુ મુખારવિંદ જોયા કરતો અને મુછને મરડતો વારવાર તે પોતાની દૃષ્ટિ ઉચે ને ઉચેજ નાખતો હતો કારણ કે નીચે જોવુ એ એની જાતને અપમાનભરેલુ લાગતુ હતુ

આવા હુપદની ટોચ ઉપર ચઢેલાની પાસે કોણ બેઠુ હોય? અભણ અને અભિમાનીને સોબત કોની હોય? આલસ્ય, પ્રમાદ અને તમોગુણની જાણે કે મૂર્તિજ હોય તેવો દેખાતો, તમોગુણને લીધે શ્યામ વર્ણનો, અને શ્યામ રગને પસદ કરતો હોવાથી શ્યામ વસ્ત્રનેજ ધારણ કરીને તેનો એક પ્રમાદચદ નામનો દોસ્તદાર તેની પાસે બેઠો હતો તે શરીરે પાતળો હતો, જાણે ઘણા કામવાળો હોય તેમ તેના હાથમા એક 'ડાયરીબુક' હતી, તેમા આજે તેણે શુ કામ કર્યુ તે એ લખતો હતો અને પાછલા દિવસોમા શુ શુ કામ કર્યુ તે જોવાને પાછલા પાના ઉથલાવતો હતો, પણ ઘણા પાના કોરા ને કોરાજ એની નજરે પડતા હતા તેની આખો ઘેનથી ઘુમરાયલી દેખાતી હતી દુનિઆની ચિંતા

કે ફિકરનુ એક પણ ચિહ્ન તેના મુખ ઉપર દેખાતુ ન હતુ 'જગત મિથ્યા છે, ઉપાધિ શામાટે જોઈએ,' આવા આવા વેદાન્તના વિચારોથી કામકાજ કરવાનુ માડી વાળી આત્મચિંતનના ડોળમા તે ફર્યા કરતો હતો

પ્રમાદચન્દ્રની પાસે, બિચારાથી બેઠા રહેવાય તેમ નહી હોવાથી ગાદી તકીયા ઉપર પડેલો, મોટા પેટવાળો, કદરૂપો અને પાતળી ગરદનવાળો રામુભટ બેઠો હતો તેના હાથમા એક તપખીરની ડાબલી હતી તેમાથી વારે વારે એ તપખીર સુંઘતો હતો અતિશય ખાધેલુ હોવાથી તે વારે વારે ઓડકાર ખાતો હતો અને આસપાસ દુર્ગંધ પ્રસારતો હતો તેનુ શરીર ઉઘાડુજ હતુ કારણકે તાપને લીધે તે કપડા પહેરી શકતો ન હતો વળી પોતાની પાસે તેણે એક ચમચી રાખી હતી તેમાથી વારે ઘડીએ તે પાનનો કકડો કહાડતો, પાન કરતો, ખાતો, અને તમાકુનો મોટો ચપટો ભરી તેનો ડુચો મોઢામા મારતો હતો કોઈપણ કામ કરવાને માટે તે લાયક નહોતો, કારણ કે ખાવામાજ તેણે આખો જન્મારો ગાળ્યો હતો

તેની સાથેજ શરીરે ઠીંગણો, ટુંકી ગરદનનો, હાજી હા કરનારો, હે તેમા શુ! એમ વારવાર વદનારો, એક સ્વાર્થી શેઠીયાનો છોકરો, "પૈસો મારો પરમેશ્વર" એ જાપ જપવામા બાપ કરતા પણ સવાયુ કરનારો, સ્વાર્થદત્ત નામનો ધીરેન્દ્રનો ત્રીજો મિત્ર બેઠો હતો એ સ્વાર્થદત્ત ઉપર ઉપરથી તો કપડાલત્તાનો ડોળ રાખતો અને કદિ કદિ મોજશોખ મારતો પણ જણાતો હતો સદાસર્વદા તેનુ મન પૈસાની ચિંતામાજ મગ્ન રહેતુ વિદ્યા, નીતિ કે સ્વદેશભક્તિની વાત તેને બીલકુલ પસંદ પડતી નહોતી સગા વ્હાલા કે બીજા મિત્રનુ મોઢુ તેને ગમતુ નહી નવુ દ્રવ્ય ઉપાર્જન કરવાના કે જે પાસે હોય તેનુ રક્ષણ કરવાના વિચારમા ને વિચારમા તેનુ ચિત્ત પરોવાયલુ રહેતુ તેથી તે થોડુજ બોલતો અને કોઈ વિચારવંત પુરૂષ હોય તેમ સર્વને દેખાતો હતો.

સ્વાર્થદત્તની જોડે શરીરે પાતળો, ઝીણી ઝીણી આખોવાળો, ખુન્નસથી ભરેલો, બીજાનુ સુખ જોઈને બળતો, વખતે પોતાના મિત્રોની પણ અદેખાઈ કરતો, જેનુ નામ ઇશ્વરદાસ હતું, પણ તેના સ્વભાવને લીધે તે ઈર્ષ્યાદાસ કહેવાતો હતો તે ધીરેન્દ્રનો ચોથો

મિત્ર બેઠો હતો કોઇપણ જાતના સદ્ગુણને કે શુભ કામને તે ધિક્કારતો, સદ્ગુણી અને શુભ કામ કરનારાઓને તે દુનિયાના દુસ્મન ગણતો અને કહેતો કે તે દુનિયાને બાયલી બનાવી મુકે છે તે ઉદારને માથે ઉડાઉપણાનો આરોપ મુકતો, ધર્મિષ્ઠને દભી ગણતો, સજ્જનને મુજી કહેતો અને એમ દરેકનામા કાંઈ ને કાંઈ પણ ખોડખાપણ કહાડયા વગર તે રહેતોજ નહી

ધીરેન્દ્ર આ મહામડળના નેતા, સલાહકાર અને અધ્યક્ષ તરીકે આલેખાતો હતો આખો દિવસ તે એ મડળીમા બેસતો અને ટહ્રા મશ્કરીમા બધો વખત ગાળતો પણ તેનુ મન વિષયનો કીડો બની રહ્યુ હતુ તેથી ઉષા વારે ઘડીએ તેને યાદ આવતી ધીરેન્દ્રે તેને ફરીથી પાછી તેડી લાવવાનો નિશ્ચય કર્યો અને એક દિવસ તેણે પોતાનો વિચાર ઘરમા જાહેર કર્યો

## પ્રકરણ ૬ ઠું.

### મોટાનુ છોરૂ

અરવિંદલાલને ઉષા એકની એક છોકરી હતી જેમા ગણે તેમા ઉષા જ એટલે ધીરેન્દ્રનુ માન સાસરામા પણ જોઇએ તેટલુ હતુ ઉષા પોતાને પીયેર ગઇ ત્યાર પછી વારવાર અરવિંદલાલ જમાઇરાજને તેડાવવાને કાગળો લખતા હતા તેથી સસરાનુ મન મનવવાને, પણ ખરૂ જોતા તો સાસરે રહી, તાકડધિન્ના કરી, મોજશોખ માણી, ઉષાને વીરપુર તેડી લાવવાના ઇરાદાથી ધીરેન્દ્ર મનહરપુર જવાને નીકળ્યો, અને બે ત્રણ દિવસે અરવિંદલાલને ઘેર જઇ પહોચ્યો

સાસરાના ઘરમા પેસતા જ તેના સાસુ તેની દૃષ્ટિએ પડયા સાસુ યશોદા એક ન્હાવાની ઓરડીમા બેશીને સ્નાન કરતી હતી સાયકાળનો વખત હોવાથી ત્યા કોઇ પણ મનુષ્ય આવવાનો સભવ ન હતો તેથી ઓરડીના બારણા બધ કર્યા વગર તે ન્હાતી હતી સ્નાન કરતી વખતે ઘણુખરૂ સ્ત્રીઓના વસ્ત્રાદિક ઘણા અવ્યવસ્થિત હોય છે, અને તેથી તે વખતે કોઇ પણ પુરૂષની દૃષ્ટિએ પડતા

તેમને ઘણી લાજ આવે છે એથી કરીને સમજુ પુરૂષ તો એવા સ્થળમા ડોકીયુ પણ ભાગ્યે જ કરે છે પણ વગર નિશાળે અને વગર કૅાલેજે પડિત ગણાવાનો ડોળ કરતો ધીરેન્દ્રનાન ઘેર પુરાણી મહારાજ કથા કહેતા હતા તેમાથી બે ચાર વાક્યો શિખી લાવ્યો હતો તે વાક્યોનો ઉપયોગ અહી શ્વશુરગૃહમા કરીને વિવેકી અને ડાહ્યામા ખપવાનો યત્ન તે કરવા લાગ્યો સાસુ કેવી સ્થિતિમા છે તેનો પુરેપુરો વિચાર કર્યા વગર સાસુને જોતાની સાથે જ, પુરાણી બુવાનુ વાક્ય, **दृष्टमात्र नमस्कुर्यात् श्वश्रू श्वशुरमेव च**,— સભારીને ન્હાવાની ઓરડીમા પેશી સાસુને સાષ્ટાગ પ્રણામ કરતો કરતો તે તેની સામે જઇને ઉભો રહ્યો જમાઇરાજે શાસ્ત્રાજ્ઞાનુ યથાર્થ પાલન કર્યું ! શાસ્ત્રાજ્ઞા એટલે દેશ, કાળને શામાટે જોવા જોઇએ ? સાસુ ગભરાઈ ગયા અને પોતાના લુગડાને આમતેમ સકોરવા લાગ્યા તેમને ઘણો ગુસ્સો આવી ગયો પણ શુ કરે ? આ પ્રમાણે જમાઇ-રાજે સાસરે જઇને પહેલી સલામી આપી

સાસુને નમસ્કાર કરીને ધીરેન્દ્ર આગળ ચાલ્યો એક મોટા દિવાનખાનામા જ્યા તેના સસરા વગેરે ભરાઇને બઠા હતા ત્યા તે ગયો બધા નીચે જમીન ઉપર એક સાદડી પાથરીને બેઠા હતા જમાઇરાજે મનમા વિચાર કર્યો "ક્યા બેસવુ ?" બધાની જોડે નીચે બેસે તો દરજ્જો હલકો થઈ જાય પુરાણી બુવાનુ વાક્ય સાભરી આવ્યુ **उच्चै स्थानेषु पूज्यन्ते** અર્થાત્ ભારે સન્માન મેળવ-વાને ઉચી જગ્યાએ બેસવુ જોઇએ ધીરેન્દ્ર આમ તેમ જોવા લાગ્યો કોઇ ઉચુ સ્થાન તે શોધવા લાગ્યો શાસ્ત્રીમહારાજને કથા કહેવાનુ એક લાકડાનુ સિહાસન પડ્યુ હતુ તેના ઉપર જઇને તે બેઠો

તેના સસરા ઉભા થઇને "નમસ્કાર, નમસ્કાર" કહેવા લાગ્યા "કેમ, બધી મડળી ખુશીમા છે ને ? અહી આવોને, ત્યા કેમ બેઠા ?" અરવિંદલાલ બોલ્યા

પોતાને યોગ્ય સન્માન મળ્યુ એમ સમજી ધીરેન્દ્ર નીચે આવ્યો અને સસરાની જોડે બેઠો બીજે દિવસે મિજબાનીની તૈયારી થઇ જમાઇરાજને કઇ વસ્તુ વધારે ભાવે છે અને કઇ વર્જ્ય છે તે પુછવામા આવ્યુ

જમાઇરાજે પાંડિત્ય દર્શાવવા માડ્યુ "ભાવે ન ભાવે એવુ તો કઇ જ નથી પણ–અ–અ–અ–સર્વ પદાર્થને એરંડીયાનો વઘાર દીધો હોય તો ઠીક ! કારણ કે ભિષગાચાર્ય ધન્વંતરીએ કહ્યુ છે કે **परडतैलं वातघ्न** એરંડીયુ મહાન્ વાતનાશક છે" જમાઈરાજ ડાવકા બની ડોળ કરીને બોલ્યા

મિજબાનીનો સમય થયો અને તે પુરી થઇ ત્યાર પછી મુદ્દામ શણગારેલી એક મેડીમા જમાઇને બેસાડવામા આવ્યા થોડીક વાર થયા પછી તેમની તરૂણ રૂપવતી પત્ની ઉષા ત્યા આવી સાસરે આવવાનુ જે મુખ્ય કારણ હતુ તે ધીરેન્દ્રને મળ્યુ એટલે હવે તેમની બનેની વાતોનો પાર રહ્યો નહી

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા ધીરેન્દ્ર સાસરાના ઘરમા સ્વર્ગ તુલ્યસુખ મેળવવા લાગ્યો જ્યા ત્યા પોતાની વડાઈ દેખાડવાનો તેણે પ્રયત્ન કર્યો પણ જુઠ ક્યા સુધી નભે ? તે અહી આવ્યો તે દિવસથી જ તેની બુદ્ધિની કિંમત તો થવા માડી જ હતી જેમ જેમ વધારે દિવસ ગળાયા અને વધારે વધારે લોકોના સહવાસમા અવાયુ તેમ તેમ તેની કિમત વધારે વધારે ઓછી થવા લાગી

સુશીલ, વિવેકી અને પાતિવ્રત્યમા જ સર્વ સુખ સમાયલુ છે એવુ માનવાવાળી ઉષાને મન હજી પોતાનો સ્વામી સર્વ સ્ત્રીઓના સ્વામીઓમા શ્રેષ્ઠ છે એમ ભાસ થતો હતો એ બાબત વિષે તેના ભોળા હૃદયમા લેશ પણ સદેહ નહોતો પણ બિચારી ઉષા શુ કરે ? તેનો આ સ્વામીગર્વ બહુ ટકી શક્યો નહી ગામમા આવા પ્રવીણ પતિને પણ સર્વથી શ્રેષ્ઠ ન સ્વીકારતા તેનો ઉપહાસ કરનારા દુષ્ટ પ્રાણીઓ આ પાપી સસારમા શુ ઓછા હોય છે ! પતિપૂજા, પતિભક્તિ, અને પતિપ્રશસારૂપી પર્વતની ટોચ ઉપર સ્વામીને બેસાડી, તેની કિમત નહી સમજી શકનાર મૂઢ લોકોના કટાક્ષ-વચનોની સામે જો તે પતિપ્રશસાથી વિજય મેળવી શકી હોત તો તો ઉષાના જેવી આ સસારમા બીજી કોઇ ભાગ્યશાળી નહોત ! પણ અફસોસ ! તેનુ કહ્યુ કોણ માને–કોણ સાભળે ! લોકો તો નજરે જુવે તેવુ બોલે, કાણાને કાણો જ કહે ! એથી, ધીરેન્દ્ર ઘણાએ બણુગા ફુકે પણ, બિચારી ઉષાને મન પતિદેવની કિમત ધીમે ધીમે ઓછી થવા લાગી.

આમ ઓચીંતો આશાલતા ઉપર કુહાડીનો ઘા થવાથી, અને લોકોનો તિરસ્કાર દિવસે દિવસે વધતો જતો હોવાથી બિચારી ઉષાને શરમ આવવા માંડી તેનાથી રહેવાયુ નહી તેણે ધીરેન્દ્રને કહેવાનો મનમા વિચાર કર્યો હિંદુ બાળા, પતિને કેમ કહી શકે ? પતિદેવ કરતા વધારે ડાહ્યા કેમ થવાય ? અનેક તર્કવિતર્કોએ તેના મસ્તકને ઘેરી લીધુ આખરે એક દિવસ રાત્રે તો બ્હીતે બ્હીતે તેણે કહી દીધુ "તમે મેટ્રીક, મેટ્રીક, થયા હોત તો ઘણુ સારૂ થાત !" આગળ ભણવાની વાત તો બિચારી શુ કરે ! જવાબ મા પતિદેવ ગાજી ઉઠયા અને બોલ્યા "વાહરે અક્કલ, પરીક્ષા આપ વાથી જ કે માત્ર છાપ મેળવવાથી જ મનુષ્યની કિંમત અંકાતી હશે ? આપણા ગામમા એક એમ એ થએલો આવ્યો છે પણ તે ખરેખરો "૦" જ છે એને નથી બોલતા આવડતુ કે નથી ચાલતા આવડતુ બોલશે તો જાણે બિલાડી લપ લપ ખાવા બેઠી, ચાલશે તો જાણે કે ઉંટ ચાલ્યુ, આઠે અંગે વાંકો ચુંકો થઇ જાય છે આ તમારા ભણેલા ! એમનામા બે બોલ બોલવાની પણ શક્તિ નથી ગાંડી, તને વળી આ પથરો કોણે આપ્યો ? મારા બાપા ક્યા ભણવા ગયા હતા ! એમણે દિવાનગીરી કરી કે નહી ?"

પતિનુ વાક્ચાતુર્ય સાંભળી ઉષા બિચારી સજ્જડ થઇ ગઇ. તે કંઇ વધારે બોલી શકી નહી

કેટલાક દિવસ આમ ચાલ્યા ગયા પછી એક દિવસ એવો આવ્યો કે પોતાનુ માન જાતે જ વધારનાર આ જમાઇરાજને અપમાન થવાનો પ્રસંગ બન્યો સસરાને ત્યા પડયા પાથર્યા રહી, મોજશોખમા દિવસ નિર્ગમન કરવાનુ ધારી બેઠેલા ધીરેન્દ્રનો ભાવ હવે ધીમે ધીમે ઓછો પુછાવા લાગ્યો રોજનુ થયુ, કંઇ કામકાજમા અર્થ આવે નહી, અને બધાને તેની તહેનાતમા હાજર રહેવુ પડે રખેને તેને ઓછુ આવશે એમ ધારી અરવિંદલાલ અને યશોદા કંઇ બહાર પણ જવા આવવાનુ વેગળે મુકી તેની બરદાશ રાખ્યા કરે સાસુસસરો આ પ્રમાણે કરે પણ ભાડુતી નોકરોને અંતરનો ઉમળકો શી રીતે આવે ? તે તો માથે આવેલી વેઠ જ્યા ત્યા કરીને ઉતારે ધીરેન્દ્રના મનનુ ધાર્યું થવા માંડયુ નહી નોકરો મોએ–હા–જી–હા–કરે, પણ પાછળથી તેની નિંદા કરે એ અવ-

ગણુના રૂપી ધુમાડો મનમા ને મનમા ધુધવાઇ રહ્યો હતો એટલામા સસરાએ જ તેનુ અપમાન કર્યું એમ ધીરેન્દ્રના મનમા લાગ્યુ

એક દિવસ અરવિંદલાલને કઇ કામસર પરગામ જવાનુ હતુ તે જલદી ન્હાઇને જમવાને પાટલા ઉપર બેઠા અને નોકરને ધીરેન્દ્રને ન્હવરાવવાનુ કહ્યુ ધીરેન્દ્ર ન્હાવા તો બેઠો પણ સસરાને ઉતાવળ છે તેનો વિચાર કર્યા વગર રોજની માફક શરીરે સાબુ ચોળ ચોળ કરવા લાગ્યો કલાકના કલાક વીતી ગયા અરવિંદલાલ આખરે થાકીને જમીને પરગામ ચાલ્યા ગયા

આ બનાવથી જમાઇરાજ લાલચોળ થઇ ગયા ગામડીયા ગમાર જેવા સસરાને હાથે આવુ મોટુ અપમાન ! એ કેમ સહન થાય ! ધીરન્દ્રે જેવુ તેવુ ખાઇ લીધુ, અને પછી પોતાની મેડીએ જઇને એકદમ ઉષાને બોલાવી નબળો ધણી બૈયર ઉપર શૂરો, એ કહેવત પ્રમાણે પ્રથમ તો ઉષાને તેણે બે ચાર ચોપડાવી દીધી, પછી અરવિંદલાલની સાતે પેઢી ઉથલાવી નાખી. નિર્દોષ પત્નીને ખૂબ ધમકાવી, રડાવી, પોતાનુ વેર વાળ્યુ પછી મો ચ્હડાવી, કોઇની સાથે બહુ બોલવુ નહી, વગેરે ઢોંગ કરીને ધીરેન્દ્ર ઉષાને લઇને પાછો વીરપુર આવ્યો અને પાછો હમેશની માફક પોતાના મૂર્ખ દોસ્તદારોની સાથે ઠઠ્ઠામશ્કરીમા સમય ગાળવા લાગ્યો

કોઇ કોઇ વાર મદકલિકા આ મડળીમા આવીને બેસતી અને તેની ઠઠ્ઠા મશ્કરીમા ભાગ લેતી આજે સર્વે રોજની માફક ભરાઇ-ને બેઠા હતા અને હસાહસ કરીને આનંદ કરતા હતા ધીરેન્દ્ર કઇ કામસર મેડીએ ગયો હતો એટલામા મેડીના દાદરેથી ધબ ધબ થતો અવાજ સભળાયો, અને કોઇ નીચે ઉતરતુ હોય તેવુ જણાયુ સૌની દૃષ્ટિ તે તરફ ખેચાઇ મદકનિકા ઉચી થઇને જોવા લાગી સૌએ તે તરફ પોતાની નજર વાળી રાખી લીલાવતી નામની એક સ્ત્રી મેડી ઉપરથી નીચે ઉતરતી જણાઇ મદકલિકાએ તેને ઓળખી તેની આખમા ઝેર આવ્યુ તરત તે ઉઠી અને એક નોકરને બોલાવીને તેણે કહ્યુ " જો, મેડી ઉપર કોણ કોણ છે ? ભાઇ મેડી ઉપર શુ કરે છે ? "

નોકરે મેડી ઉપર જઇને જોયુ અને નીચે આવીને કહ્યુ "ભાઇ એકલા છે, અને આરામ ખુરશી ઉપર બેઠા છે "

મદકલિકાનો મિજાજ ખસી ગયો તેના વિશાળ નેત્રો ક્રોધથી લાલચોળ થઇ ગયા " રાડ, કુલટા, અત્યારે કેમ આવી હશે ? "

નીચે બધા વાતો કરવામા લીન હતા અને મેડીએ ધીરેન્દ્ર એકલો છે એ જોઇને લીલાવતી લાગ સાધી, એકાંત ખોળી, મેડી ઉપર ચ્હડી ગઇ હતી, અને બધા વેરાય તો નીચે થઇને ચાલી જઉ એમ વિચાર કરતી ઉપર બેશી રહી હતી પણ ઘણીવાર થઇ તોપણ કોઈ વેરાયુ નહી તેથી આખરે ધૃષ્ટ બની તે ઉતાવળી ઉતાવળી દાદરે થઇને ચાલી ગઈ હતી

હૃષીકેશચન્દ્ર ચન્દુલાલના ઘરમા આવ્યો અને ચન્દુલાલ તેની વિદ્યા અને ચારિત્ર્યથી બરાબર વાકેફ થયો ત્યારથી તેણે ધીરેન્દ્રને તેની સોબતમા રાખવાનો વિચાર કર્યો હતો હૃષીકેશચન્દ્રની સોબત અને શિખામણથી ધીરેન્દ્ર કોઇ કોઈ વાર પોતાના હલકા દોસ્ત-દારોથી દૂર રહેતો અને લીલાવતીને પણ કેટલીક વાર મુખ બતાવ-તો નહી તેના દોસ્તદારો તથા લીલાવતીથી તે ખમાતુ નહી તેથી સર્વે હૃષીકેશચન્દ્રનુ ભુડુ બોલી ધીરેન્દ્રને તેનાથી વેગળો કરવાનો પ્રયાસ કરતા આ વખતે લીલાવતી ધીરેન્દ્રને સમજાવવા અને હૃષીકેશચન્દ્ર વિષે ખોટુ ખોટુ ભરવવાને આવી હતી મદકલિકાને પણ ફજેત કરવાના તે પ્રયાસ કરતી અત્યારસુધી તે કોઇની નજરે ઝાઝી પડતી નહી પણ આજે તે પડી તેથી સૌના મનમા કઇ કઇ શંકાઓ થવા લાગી સૌ વિચારમા પડયા

મદકલિકા વધારે ઉંચી નીચી થઈ તે ઘરમા ગઇ અને તેની મા કૃષ્ણલક્ષ્મીને તેણે સઘળી હકીકત કહી એણે એ વાત કહી તે વખતે ત્યા રૂપાળી નામની કામ કરનારી બેઠી હતી તેણે વચમા ટાપશી પુરી " બ્હેન, જવા દોને વાત ! એ તો કઇ આજનુ છે ? અમે તો રોજ જોઇએ છીએ પણ અમે નોકર ચાકર શુ બોલીએ ?"

કૃષ્ણલક્ષ્મી અને મદકલિકા આભા થયા " રાડે તો મારા છોકરાને બગાડયો ! " કૃષ્ણલક્ષ્મી બોલી ઉઠી

" રાડને આટલા બધા વચ્ચે આવતા શરમ ન આવી ? " મદકલિકાએ કહ્યુ

" નઠારાને લાજ શી ? બ્હેન જવા દે ને એ વાત ! પણ ધીરૂને એણે આવો બગાડી મુકયો ? "

‘ બા, એ તો પેલા હૃષીકેશચંદ્ર આવ્યા છે તેમને લીધે કંઈક પાશરો રહ્યો છે, અને એ લીલાવતી પણ હમણાનું ઝાઝું આવતી નહોતી ”

“ ત્યારે હૃષીકેશચંદ્રને કહેજો કે બાપા તમે રહેજો અને મારા ધીરૂને સુધારજો ”

“ પણ એટલા સારૂ તો એ રાંડ આજે આવી હતી ” રૂપાળીએ કહ્યું

“ શા સારૂ ? ”

“ હૃષીકેશચંદ્રને માથે ખોટું આળ મુકીને તેમને અહીંથી કહડાવવાને ! ”

“ શું આળ ? ”

“ બા, શું કહું ? ” રૂપાળી બોલીને અટકી ગઈ

“ હું જાણું તો ખરી ? ”

હૃષીકેશચંદ્ર ઘરમા રહ્યા છે અને બ્હેન એમની સાથે બોલે ચાલે છે, તેથી—”

‘ મોઈ રાંડ, મારૂ નામ દે તો એની જીભ કાપી નાખું ” મદદલિકા બોલી ઉઠી

“ આવા સારા માણસને દોષ દેવો એ કેવું ખરાબ! શિવ, શિવ ! ” કૃષ્ણલક્ષ્મીએ ખેદ સાથે કહ્યું

“ રાંડનો ટાંટીયો હવે ઘરમાથી ટાળું ” મદદલિકા ક્રોધ કરીને બોલી અને એની આંખો અને ભ્રુકુટિમા ક્રોધ જણાઈ આવ્યો

“ આજે હું એમને વાત કરૂં છું કે ધીરૂ બગડી ગયો છે તેને કંઈક શિખામણ આપો ” કૃષ્ણલક્ષ્મીએ ધીમેથી કહ્યું

“ બાપા તે શું શિખામણ આપે ! એમણે જ એને બગાડયો છે હાથના કર્યા હૈયે વાગ્યા છે હવે શું શિખામણ આપે ! ”

‘ હું તો એમને પહેલેથી જ કહેતી હતી કે તમે એને બગાડો છો પણ એ એને સાહેબ લોકની સોબત કરાવે અને એમનો મોજ શોખ મારતા શિખવે ”

“ એમની સોબતથી તો એ વ્યસની થયો આપણે તે સાહેબ લોકની સોબત હોય ! જવા દો ને બધી વાત બાપાનો જ વાંક

છે બાપ તેવા બેટા—વધારે શુ કહુ!" મદકલિકા ગુસ્સો કરીને બોલી બાપના દુર્ગુણો દિકરામા ઉતરી આવ્યા છે એ વાતને દિકરી સમજી અને તે એના બોલ અને આખોમા પ્રત્યક્ષ જણાઇ આવ્યુ

મદકલિકા પાછી બોલી "બાપાએ એને મુબઇ એકલો રાખ્યો અને ગમે તેમ ફરવા હરવા દીધો તેનુ પરિણામ આ આવ્યુ"

"બ્હેન, આજના છોકરા મનસ્વી. એણે ભણવા જવાની હઠ લીધી, તેથી એને ત્યા મોકલ્યો"

"એ ભણ્યો તો કશુએ નહી અને સ્વચ્છદતા શિખ્યો વળી નઠારી સોબત લાગી તેથી એનો ભવ બગડયો"

"અમે તો સારૂ કરવા ગયા પણ ઉલટુ થયુ"

"પણ બા, મુબઇમા તે એને એકલો રખાય? છોકરૂ ના બગડતુ હોય તોયે બગડે"

"છોકરૂ મોટુ થયુ અને પરણ્યુ પસ્તાયુ, હવે એને શુ કહીએ"

"પણ ભાભીનુ ત્યા શુ કામ હતુ? પણ બા, બાગ, બગીચા-વાળા બગલાઓમા રહેવાનુ મુકીને ભાભીને પીયેરના ગામડામા પડી રહેવુ કેમ ગમે? એ મુબઇ ગઇ અને મારા ધીરૂભાઇને કઇ ભણવા દીધો નહી વાક એનોયે ખરોસ્તો!"

કૃષ્ણલક્ષ્મીના મનમા વહુનો વાક વસ્યો નહી કૃષ્ણલક્ષ્મી સમજતી હતી કે હિદુઓના સસારમા બિચારી વહુનુ કઈ ચાલતુ નથી ઉષા સ્વભાવે ગરીબ હતી અને ધીરેન્દ્રને ઘણુએ કહેતી, પણ સ્વતત્રતાને નામે સ્વચ્છદમા ઉછરેલો અને નોકર ચાકરને હાથે બગડેલો ધીરેન્દ્ર એનુ કહેવુ જરાયે માનતો નહી અને નઠારા પુરુષો-ની સોબત કરી ખોટે માર્ગે જતો અને પિતાની લક્ષ્મીને લુટાવતો ચદુલાલનુ ધન જેવે માર્ગે આવ્યુ હતુ તેવે જ માર્ગે પાછુ જતુ કુમાર્ગનો પૈસો કુમાર્ગે વપરાતો અને વાપરનારની બુદ્ધિને ભ્રષ્ટ કરતો

માદિકરીની વાત આમ ચાલતી હતી એવામા ધીરેન્દ્ર અને તેના દોસ્તદારો ઘરમાથી બહાર ગયા. ગામની ભાગોળે ચદુલાલનો એક બગલો હતો એ બગલાની આસપાસ મોટો બાગ હતો અને તેની ચારે બાજુએ નાનો કોટ હતો સ્થળ એકાન્તમા હતુ આવા એકાન્ત સ્થળમા ધીરેન્દ્ર અને તેના દોસ્તદારો ભેગા થતા અને મોડી રાત સુધી ગાનતાન અને ગમ્મતમા વખત ગાળતા આજે

રાતે એ બંગલામાં મોટી મિજલસ ભરાવાની હતી તેની તૈયારી કરવાને ધીરેન્દ્ર અને તેના દોસ્તદારો અત્યારથી તે બંગલે ગયા, અને લાગતા વળગતાઓને બોલાવવાને આમંત્રણપત્રિકાઓ મોકલવા લાગ્યા હૃષીકેશચંદ્રને પણ એક પત્રિકા મોકલવામાં આવી સાયંકાળનો સમય થયો એટલે એ બહાર ફરવાને નીકળ્યો અને જરા રાત પડી એટલે બંગલામાં ડોકીયું કરી ત્યાં શું શું ચાલી રહ્યું છે તે જોઇને જ પાછા ફરવાનો વિચાર કરી તે બંગલાની નજીકમાં ધીમે ધીમે ગયો

લગભગ નવ દસ વાગવાનો સમય થવા આવ્યો તે વખતે હૃષીકેશચંદ્ર બંગલાના "કંપાઉન્ડ" આગળ જઇને ઉભો રહ્યો ક્ષણવારમાં એક મોટી બગી સામેથી આવતી તેની નજરે પડી તે બગીને બે ધોળા જુસ્સાદાર ઘોડા જોડેલા હતા અને તેની બે બાજુએ બે મોટા ફાનસો ભડભડ બળતા હતા હૃષીકેશચંદ્ર એક બાજુએ ઉભો હતો તે બગી તેની પાસે થઇને સપાટાબંધ બંગલાના "કંપાઉન્ડ"માં ચાલી ગઇ તેની અંદર બેઠેલા જુવાનોની હસાહસ તેને કાને પડી

હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો એટલામાં એક બીજી બગી આવી પહોંચી તેને કાળા પણ ચળકતા ઘોડા જોડેલા હતા અને તે પણ હૃષીકેશચંદ્રની પાસે થઇને તે ભપકાદાર રોશનીવાળા બગીચામાં પેઠી તે વખતે તેમાં બેઠેલી સુંદર સ્ત્રીઓનું હાસ્ય બગીચામાં સર્વત્ર ગાજી રહ્યું હૃષીકેશચંદ્રે તે સાંભળ્યું, તેને ધિક્કાર આવ્યો, અને તે પાછો ફર્યો, પણ ધીરેન્દ્ર કયાં હશે એ જાણવાની ઇચ્છાથી તે ક્ષણવાર અટકયો

કંઇક ધિક્કાર આણતો અને કંઇક વિસ્મય પામતો હૃષીકેશચંદ્ર "કંપાઉન્ડ"ના દરવાજા પાસે ગયો તે દરવાજા આગળ પહેરો ભરતો એક મજબૂત બાંધાનો દરવાન તેની નજરે પડયો અંદરની બાજુએ મોટા બાગ બનાવેલા હતા અને તે બાગની વચમાં ચાલવાને આરસ પહાણની પગથીઓ હતી વળી જુદી જુદી જાતના ફુલઝાડ, સ્ફટીકના પુતળા, અને સુંદર ફુવારાઓથી બાગને સુશોભિત કરવામાં આવ્યો હતો બાગની વચમાં એક સુંદર અને ભવ્ય બંગલો હતો તેની બારીઓમાંથી નીકળતો રોશનીનો પ્રકાશ આસપાસ

સર્વત્ર અજવાળુ ફેકી રહ્યો હતો હૃષીકેશચન્દ્રે જરા ઉંચા થઈને બગલાની બારીઓમા નજર કરી

એકદમ દરવાન બોલી ઉઠયો "તમે કોણ છો? તમે અહીં ક્યારના ઉભા છો તમારે રસ્તે ચાલ્યા જાવ"

હૃષીકેશચન્દ્રે ધીમેથી પુછ્યુ "દરવાનજી, આ બગીચો કોનો છે?"

જવાબ આપતા પહેલા દરવાને દાઢી ઉપર હાથ ફેરવ્યો અને મુછોને મરડતો મરડતો બોલ્યો "તમે કોઈ ગામડીયા દેખાવ છો"

હૃષીકેશચન્દ્ર હસ્યો

વિસ્મય પામીને દરવાન પાછો બોલ્યો "આ કોનો બગીચો છે તે તમે જાણતા નથી?"

"ના, નથી જાણતો"

"આ ગામના મોટા મોટા લોકો પણ આ બગલા વિષે જાણે છે, અને અહી ઘણુખરૂ આવે છે, જાય છે"

એમ બોલતો દરવાન હૃષીકેશચન્દ્રના સાદા પોશાક તરફ જોઇ રહ્યો અને તેને ધીરેન્દ્ર અને તેની મડળીના કિમતી અને ભપકાદાર વસ્ત્રો સાથે સરખાવવા લાગ્યો કઇક વિચાર કરીને પાછુ તેણે કહ્યુ "તમને બગલામા જવાની પરવાનગી નહી મળે"

હૃષીકેશચન્દ્ર કઇક હસ્યો અને બોલ્યો "મારે બગલામા જવુ નથી"

દરવાન આશ્ચર્ય પામ્યો અને મનમા બોલ્યો "ભલભલા અહીં જવાને માટે ફાકા મારે છે, અને આ પુરૂષને અદર જવાની ઇચ્છા થતી નથી કેવુ નવાઈ જેવુ!"

દરવાને હૃષીકેશચન્દ્રને પાછુ કહ્યુ 'તમે કોઇ ગામડામાથી આવ્યા હો એમ લાગે છે આ બગલામા કેવી ગમ્મત ઉડવાની છે તેનો ખ્યાલ તમને નથી"

"તે જાણવાની મને દરકાર નથી" હૃષીકેશચન્દ્રે બેદરકારીથી જવાબ આપ્યો

"તમે કોઈ વિચિત્ર પુરૂષ જણાવ છો"

"હા, તેમજ"

"હુ ધારૂ છુ કે તમે અહીં નવા આવેલા છો!"

'હા, થોડા વખતથી હુ અહીં આવ્યો છુ "

"આ બગલામા તમે કદિ આવ્યા છો ?"

"ના, આ તરફ હુ કદિ આવ્યો નથી "

"તેમજ હશે કારણ કે અહી રહેનારા સઘળા લોકો આ બગલાને જાણે છે અહી આબરૂદાર ગૃહસ્થો, જમીનદારો, વકીલો, વેપારીઓ વગેરે બધાએ ભેગા થાય છે, આ બગલાના માલીકનો ઠાઠ અને ભપકો જોઇને તે અજાઈ રહ્યા છે "

"મારે એ ઠાઠ અને ભપકાની જરૂર નથી "

"ત્યારે તમારા જેવા માણસને આ બગીચાનો માલીક બોલાવે એમ મને લાગતુ પણ નથી" દરવાને જરા હસીને કહ્યુ

"આજે અહી શુ થવાનુ છે ?" હૃષીકેશચદ્રે આતુરતાથી પુછ્યુ

"આજે અહી મોટો નાચ થવાનો છે તેને માટે મુબઇની પ્રખ્યાત નટીઓને ખાસ બોલાવવામા આવી છે "

આકાશમાથી આવીને જાણે બાણ વાગ્યુ હોય તેમ દરવાનના શબ્દો હૃષીકેશચદ્રની છાતીમા વાગ્યા તે ધિક્કારથી પાછો હઠયો અને રસ્તા ઉપર આવેલી એક બેઠકને અઢેલીને ઉભો રહ્યો પોતાનો એક હાથ તેણે લમણે દીધો અને હૃષીકેશચદ્ર ઉંડા વિચારમા ગરક થઈ ગયો "ભારતના ધનિકો ! પ્રભુએ તમને લક્ષ્મી આપી છે, તેનો શુ તમારે આવો ઉપયોગ કરવાનો છે ? ભારત ભૂખ્યુ છે, તરસ્યુ છે, એને પહેરવાને પુરતા વસ્ત્ર નથી, તેનો કઇક વિચાર કરો ! તમારી ફરજને સમજો, અને સ્વદેશપ્રીતિને જાગૃત કરો "

હૃષીકેશચદ્રની સ્વદેશપ્રીતિ જાગૃત થઇ, દુખની લાગણીથી તેનુ હૃદય ચિરાયુ અને તેની આખોમાથી અશ્રુ જમીન ઉપર ટપકવા લાગ્યા, પણ ત્યા અધારૂ હોવાથી તે દરવાન તેને જોઇ શક્યો નહી

સ્વદેશપ્રીતિના વિચાર ઉપરથી હૃષીકેશચદ્રનુ ચિત્ત નિર્દોષ ઉષા તરફ વળ્યુ સાસરામા ઉષાને વેઠવી પડતી હાડમારીની દુખદાયક વાર્તા તેને કાને આવી હતી અને તેનો પ્રત્યક્ષ અનુભવ હૃષીકેશચદ્રને ચદુલાલના અસસ્કારી કુટુબના વર્તનથી થયો હતો ધનવાનોના ઘરમા વહુઓને ભોગવવા પડતા કષ્ટોનો ખ્યાલ તેની નજર આગળ તરવરી રહ્યો અને તેમના તરફ દર્શાવાતી બેદરકારી

આજે ધીરેન્દ્રના વર્તનથી પુરવાર થઇ ગઇ એક ઉંડો નિસાસો મુકીને હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો "નિર્દોષ ઉષા! દ્રવ્ય અને હવેલીઓ જો મનુષ્યને સુખી કરતા હોત તો તારી દશા આવી ખેદજનક નહોત! પણ અફસોસ! જ્યાં દ્રવ્ય છે ત્યાં વ્હાલ બીજે બારણેથી ન્હાસી જાય છે!"

હૃષીકેશચંદ્ર દિલગીરીમાં ગરક થઇ ગયો અને કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર સ્તબ્ધ બનીને તે અડધોએક કલાક ત્યાં ને ત્યાં ઉભો રહ્યો તેનું મ્લાન મુખ જોઇને પેલા ચરવાને ફરીથી પુછ્યું "ભાઇ, તમારે શું જોઇએ છે? તમે ક્યારનાએ અહીં ને અહીં ઉભા રહ્યા છો"

એટલામાં એક ભપકાદાર બગી સામેથી આવતી જણાઇ તેને સુંદર ચળકતા બે કાળા ઘોડા જોડેલા હતા તેના બે ફાનસો ભડ ભડ બળતા હતા અને આસપાસ સર્વત્ર અજવાળું ફેંકતા હતા તે બગી બંગલાના કંપાઉન્ડ પાસે આવી એટલે તેના ફાનસ હોલવી નાખવામાં આવ્યા અને તેમાં બેઠેલા પુરૂષો એક પછી એક ઉતરીને બંગલામાં ગયા આખરે એક બેભાન પુરૂષને બે માણસોએ ઝાલીને બગીમાંથી બહાર ઉતાર્યો અને તેને ધીમે ધીમે હીંડાડીને બંગલામાં લઇ જવાનો પ્રયાસ તે કરવા લાગ્યા પણ તે પુરૂષ ચાલી શક્યો નહીં તેથી આખરે તેઓ તેને ઉંચકીને અંદર લઇ ગયા બંગલાની બારી-ઓમાંથી ઝાંખો પ્રકાશ બહાર બગીચામાં પડતો હતો હૃષીકેશચંદ્રે જરા ઉંચા થઇને ડોકીયું કર્યું અને તેની દ્રષ્ટિ બરાબર તે પુરૂષ ઉપર પડી તેણે તેને ઓળખ્યો અને બહુ ખેદથી તે બોલી ઉઠ્યો "અરે, કોણ ધીરેન્દ્ર! અફસોસ!"

સાયંકાળે ધીરેન્દ્ર ધુતગૃહમાં ગયો હતો અને ત્યાં દારૂના નીશામાં ચકચૂર થઇને પડ્યો હતો તેના દોસ્તદારો તેને બગીમાં ઘાલીને બંગલે લાવ્યા હતા અને કોઈ જાણે નહીં તેમ છાનેમાને તેને બંગલા-માં ઘાલી દેવાનો પ્રયાસ કરી રહ્યા હતા

હૃષીકેશચંદ્રની દૃષ્ટિ તેના ઉપર એનએક જેવી પડી તેવીજ ધિક્કારથી પાછી હઠી તેના મનમાં અનેક તર્ક વિતર્ક થઇ રહ્યા "અત્યારે ને અત્યારે જઇને ધીરેન્દ્રને ઠપકો દઉં! અત્યારે જ એના મૂર્ખ મિત્રોને વિખેરી નાખું અને ધીરેન્દ્રને શિખામણ દઇ તેનો ભવ સુધરે તેવ માર્ગે વાળું!" આવા આવા અનેક વિચારોએ

હૃષીકેશચંદ્રના મગજને ઘેરી લીધું ગમે તેમ થાય પણ બંગલાની અંદર જવું તો ખરૂં એવો નિશ્ચય કરીને હૃષીકેશચંદ્ર પાછો દરવાજા પાસે ગયો

દરવાને પાછું ફરીથી તેને પુછ્યું "ભાઇ, તમારે શું કામ છે તે હું સમજી શકતો નથી "

હૃષીકેશચંદ્ર જવાબ આપ્યો "મારે અંદર જવું છે "

" પણ મારા શેઠ તમને આજે મળી શકશે નહી "

દરવાનના બોલવા ઉપરથી હૃષીકેશચંદ્ર ધીરેન્દ્રની બેભાન અવસ્થા અને મિજલસમાં થવાના કામકાજને કળી ગયો

હૃષીકેશચંદ્રના સાદા પોશાક તરફ નજર કરીને દરવાન વિચારમાં પડયો "આવા માણસને અહીં આવવાનું આમંત્રણ ક્યાંથી હશે ?"

હૃષીકેશચંદ્રને તેણે પુછ્યું " આ મિજલસમાં આવવાનું તમને આમંત્રણ છે ? '

" હા, છે "

" તમારા જેવા માણસને આમંત્રણ કર્યાનો મને ભાન નથી "

" હું જુઠું બોલતો નથી "

' તમને આમંત્રણ કર્યું હોય તો તે બહુ નવાઇ જેવું કહેવાય '

" ક્યાં છે તમારી આમંત્રણપત્રિકા ?"

" તે તો હું લાવ્યો નથી "

" મને લાગે છે કે મારા શેઠ તમારા જેવા માણસને ભાગ્યે જ મળશે, "

" શેઠને મારૂં નામ કહો તે ના નહી પાડે " એમ કહીને હૃષીકેશચંદ્ર પોતાનું નામ કહ્યું

ધીરેન્દ્રની બેભાન અવસ્થા દરવાનના મગજમાં તરી રહી ધીરેન્દ્રનો સખત હુકમ હતો કે કોઇપણ અજાણ્યા માણસને અંદર આવવા દેવો નહી, પણ હૃષીકેશચંદ્રનો આગ્રહ જોઇને દરવાન જરા ખમચ્યો અને તેને એક બાજુએ બેસાડીને અંદર વરધી કહેવા ગયો ધીરેન્દ્ર નિશામાં ચકચૂર હતો પણ તેના દોસ્તદારોએ હૃષીકેશચંદ્રને અંદર તેડી લાવવાનું કહ્યું દરવાન પાછો બહાર આવ્યો અને હૃષીકેશચંદ્રને અંદર તેડી ગયો, અને તેને એક બાજુએ બેસાડયો

મિજલસમા આવેલા તેના મિત્રોની વચમા ધીરેન્દ્ર બેઠો હતો. તે બેભાન હતો તેથી તે હૃષીકેશચન્દ્ર સાથે કઇ બોલ્યો નહી અને તેને આવકાર પણ આપ્યો નહીં તેના મિત્રો પણ દારૂમા કઇક કઇક ચકચૂર હતા અને તે પણ પગાણે પરાણે બે ચાર શુદ્ધ શબ્દો બોલી શકતા હૃષીકેશચન્દ્ર સઘળુ સમજી ગયો અને તેથી કઇ પણ ખોટુ લગાડયા વગર છાનોમાનો એક ખુણે બેસી રહ્યો

મિજલસવાળા દિવાનખાનાની શોભાથી હૃષીકશચન્દ્ર ચકિત થયો તેણે ઘણા મોટા અને સુદર મકાનો જોયા હતા પણ ધીરેન્દ્ર-ના આ બગનાના જેવા કિમતી સરસામાનવાળો મહેલ તેની દષ્ટિ-એ કદિ પડયો નહોતો ઉચામા ઉચા મુખમલના કોચ આસપાસ ગોઠવેલા હતા અને તેના ઉપર સોના રૂપાના નકશીદાર પતરા જડી તેમની શોભામા વધારો કરવામા આવ્યો હતો ખાસ યુરોપ અને અમેરિકાથી મગાવેલા બીલોરી કુમરો ઉપર ટાગેલા હતા અને દિવાલો ઉપર હોશીઆર કારીગરોએ કરેલી ઝીણી ભવ્ય અને સુદર સોનેરી અને રૂપેરી રગથી ભરેલી નકશી વિજળીની રોશનીના ઝળહળતા પ્રકાશમા વધારે ખીલી નીકળતી હતી ચાદી અને સોનાનુ જ કામ સર્વત્ર નજરે આવતુ હતુ અને તે વિજળીના દિવાના પ્રકાશ મા વધારે ઝળકી ઉઠતુ હતુ નીચે કિમતી સોનેરી કસબથી ભરેલા ગાલીચા બીછાવેલા હતા અને તેના ઉપર સોના રૂપાથી જડેલી નકશીદાર ખુરશીઓ અને કોચો મુકેલા હતા દિવાનખાનાની શોભાનો કઇ પાર નહોતો અને બહાર તેની આસપાસ આવી રહેલા બગીચાની વિજળીક રોશની, અને આરસપહાણની પગથીઓ તથા પુતળા અને ફુવારાઓ તેની શોભાને વિશેષ વધારતા હતા હૃષીકેશચન્દ્ર આ દિવાન-ખાનાની શોભાને પહેલીજ વાર જોઇ તેથી તેનાથી તે ક્ષણવાર અજાયો જેમ સમુદ્રની સપાટી ઉપર મોજુ આવે ને જાય તેમ તેના સમુદ્ર જેવા ઉડા અને ગભીર હૃદય ઉપર એ શોભાએ ક્ષણવાર અસર કરી, પણ જગતના એ તુચ્છ પદાર્થોની અસર ત્યા ઝાઝીવાર ટકી નહી તેના જ્ઞાની હૃદયે એકદમ ઉછાળો માર્યો અને આ સસારના આવા તુચ્છ અને નિરસ પદાર્થો ઉપરથી ખશીને તે સ્વકર્તવ્યના ભાનમા સ્થિત થઇ રહ્યુ જ્ઞાની અજ્ઞાનીઓની નિદ્રામાથી જાગ્યો અને સયમી મુનિઓની નિદ્રાનો આશ્રય લેવા લાગ્યો તે આસપાસ જોઇ રહ્યો અને આવા ભવ્ય મકાનમા એકઠા થયેલા મનુષ્યોના ચલનવલન

અને આચારવિચારને તપાસી રહ્યો તે ઘણા આશ્ચર્યથી વિચારમા પડયો "પ્રભુ, તારી શી લીલા! આવા ભવ્ય અને સુદર મહેલોમા વસનારના હૃદય ભાગ્યે જ સુદર હોય છે"

ધીરેન્દ્રની આસપાસ તેના કેટલાક મિત્રો બેઠા હતા તેની જમણી બાજુએ સુદરલાલ નામનો ખુબસુરત જુવાન બેઠો હતો તેના સુદર મુખ ઉપર હાસ્ય રમી રહ્યુ હતુ તેણે ધોળા બાસ્તા જેવા કપડા પહેર્યા હતા અને માથાના વાળને ગુચ્છા રાખીને હોળ્યા હતા તે દેખાવમા ઘણો સુદર હતો તે કોઇપણ જાતનો ધધો કરતો નહોતો, પણ આખો દિવસ ધનવાન કે સત્તાવાન મનુષ્યોની પાછળ પાછળ ફરી તેમની ખુશામત કરતો તે જણાતો હતો મધમાખી જેમ ઘણી જગ્યાએથી મધ એકઠુ કરે છે તેમ સુદરલાલ ઘણા ધનવાન મનુષ્યો પાસેથી પોતાને જોઈતી વસ્તુઓ એકઠી કરતો અને કપડેલત્તે ઠીકઠાક રહેતો

ધીરેન્દ્રની બીજી બાજુએ વીરપુરનો એક પ્રતિષ્ઠિત વકીલ બેઠો હતો જુદી જુદી જાતની લાબી લાબી વાતો કરવામા તે ઘણો હોશીઆર હતો યુરોપિયનનો પોશાક તે પહેરતો અને તેમના જેવો જ સઘળો ઠાઠ રાખતો મોટા મોટા યુરોપિયનોને ખાણા આપવામા તે ઉત્સાહભર્યો ભાગ લેતો અને પરદેશી વસ્તુઓને મગાવી ભારતવર્ષની લક્ષ્મી લુટાવવામા તે પહેલે નબરે બેસતો આવી મિજલસોમા તે ભાગ લેતો અને દારૂમા ચકચૂર થતો દારૂની પરીક્ષા કરવામા તે કુશળ ગણાતો તે ઘણો વાચાળ હતો અને યુરોપિયન પોશાક પહેરવા છતા પણ હિદુઓના જુના રીતરિવાજોની મહત્તા દર્શાવવાનો ડોળ કરવામા પાછી પાની કરતો નહી

હૃષીકેશચદ્રે તેને ઓળખ્યો વકીલ તરીકે પ્રખ્યાતિ પામેલા એ મનુષ્યને વીરપુરની કેટલીક સભાઓમા ભાષણો આપતો અને ધન્યવાદ મેળવતો તેણે જોયો હતો લોકનાયક હોવાનો તે દાવો કરતો તેણે આપેલા એક ભાષણના શબ્દો હૃષીકેશચદ્રને યાદ આવ્યા અને તે મનમા બડબડયો "દિવસે સભાઓમા સારા સારા ભાષણો આપવા અને રાતે આવી અધમ મિજલસોમા ભાગ લેવો! દારૂમા ચકચૂર થવુ અને ઠોકરો ખાતા ખાતા ઘેર જવુ! અફસોસ! બોલવુ કઇક અને ચાલવુ કઇક! ભારતવર્ષ! ભારતવર્ષ! તારા કહેવાતા

લોકનાયકો સૌ આવા જ હશે ! તેમ હોય તો પછી તારે ઉદયની આશા રાખવી વ્યર્થ છે ”

હૃષીકેશચન્દ્રની સ્વદેશપ્રીતિ જાગૃત થઇ તેની માનસિક દૃષ્ટિ આખા ભારતવર્ષ ઉપર ફરી રહી અનેક વિચાર તેના મનમા તરી રહ્યા અનેક ઉથલપાથલો તેના મગજમા થઇ રહી સત્યવાદી હરિશ્ચન્દ્ર, ધ્રુવ, અને પ્રલ્હાદ જેવા મનુષ્યોનુ સ્મરણ થયુ અને તેમની સાથે હૃષીકેશચન્દ્ર હાલના ઢોંગી અને ચારિત્ર્ય વગરના મનુષ્યોને સરખાવતો, અને ઉંડા નિમાસા નાખતો, ભારતવર્ષની અવનતિનો ચિતાર મનમા ખડો કરી રહ્યો, તેના મ્લાન મુખમાથી શોકના ઉદ્‌ગાર બહાર નીકળ્યા, અને તે રાત્રિના શાન્ત સમયમા દિવાનખાનામા બેઠેલા સર્વ મનુષ્યોના કાનમા અથડાઇ રહ્યા, પણ તે દારૂમા ચકચૂર થઇ રહેલા હોવાથી સભળાયા વગર પાછા ફર્યા

અહી જેમ નવા વિચારના સુધરેલા માણસો એકઠા થયા હતા તેમ જુના વિચારના દભી મનુષ્યો પણ અહી આવ્યા હતા સૌની પાછળ હરિશર્મા નામનો એક માણસ બેઠો હતો તે જુના વિચારનો હતો અને જુના વિચારને છાજે તેવા કપડા તેણે પહેરેલા હતા જુના વિચારને લીધે તે જરા શરમાતો હતો અને સૌની પાછળ બેઠો હતો પણ મદિરાપાનમા તે સૌથી ચઢે તેવો હતો જુના વિચારને વળગી રહેવાનો તે દભ દેખાડતો અને કપાળમા ચદનનુ ત્રિપુડ કરી ધાર્મિક હોવાનો ડોળ કરતો સહેજસાજ ઇગ્રેજી તે જાણતો પણ યુરોપિયનોની ખુશામત કરીને તે તેમનો માનીતો થઈ રહ્યો હતો જુના જમાનાના બીલકુલ ફેરફાર થયા વગરના એક ખરેખરા હિન્દુના નમુના તરીકે તે પોતાને ઓળખાવતો અને તેના સ્વતત્ર વિચારને લીધે કેટલાક ઇગ્રેજો તેને માન આપતા ધીરેન્દ્રની મડળીના કેટલાક માણસો હરિશર્માને સનાતન ધર્મના ટેકા તરીકે ગણતા અને કેટલાક તેની જુની રીતભાત જોઇને હસતા

થોડીક વાર થઇ એટલે સઘળા મિત્રો ઉઠયા અને વચમા મુકેલા એક ટેબલની આસપાસ ખુરશીઓ ઉપર બેશી ગયા પાસેની એક સહેજસાજ અજવાળાવાળી ઓરડીમાથી એક નોકર બહાર આવ્યો અને તેણે દારૂનો સીસો તથા એક રૂપાનો પ્યાલો આણીને ટેબલ ઉપર મુકયા સઘળા મિત્રોના ખુશાલીના પોકારની વચમા દારૂનો પ્યાલો એક બાજુએથી બીજી બાજુએ ફરવા માડયો

હૃષીકેશચદ્ર એક ખુણામા બેઠો હતો ત્યા કઈક અધારૂ હતુ અને કઈક સર્વ મડળીની બેદરકારી અને દારૂના ઘેનને લીધે કોઇ તેના તરફ જોતુ નહોતુ

આ વખતે રમેશ નામનો એક યુવાન દાદરેથી આવ્યો અને સૌ સાથે વાત કરવા લાગ્યો રમેશ યુરોપ જઇ આવેલો હતો અને પાશ્ચાત્ય કેળવણીમા બહુ આગળ વધેલો લેખાતો હતો તે ઇગ્લાડથી સુધારાની અપ–ટુ–ડેટ રીતભાત લેતો આવ્યો હતો અને એ રીત-ભાતથી તે પોતાને સુધરેલો માનતો અને હિદુઓ તરફ તિરસ્કાર દર્શાવતો તેણે ઉમદા કોટ પાટલુન પહેર્યા હતા અને ગળે 'નેકટાઇ' 'કૉલર' વગેરે વળગાડયા હતા તદ્દન નવી તરેહના ચસ્મા તેણે ચ્હડાવ્યા હતા તે બહુ ચીપી ચીપીને બોલતો અને ક્ષણે ક્ષણે ઇગ્રેજી શબ્દ વાપરતો તેની ઇગ્રેજી રીતભાત બહુ અજાયબી ભરેલી હતી ઇગ્રેજ લોકોના કરતા પણ તે વધારે ઇગ્રેજી રીતભાતવાળો દેખાતો હતો મડળીમાના થોડુ ભણેલા મનુષ્યો તેની રીતભાત અને વર્તણુક તરફ આશ્ચર્યથી જોઈ રહ્યા પોતાની મહત્તા દર્શાવતો, ઇગ્રેજોના વખાણ કરતો, અને પાછળ પડી ગયેલી ભારતભૂમિના અજ્ઞાન વિષે તિરસ્કારથી બોલતો રમેશ પોતાની ટુકી અને કૃત્રિમ ભાષાથી સૌનુ મન હરવા લાગ્યો અને સુધારાના પ્રવાહમા પોતે ઘણો આગળ વધેલો હોવાનો ડોળ કરી રહ્યો

રમેશના આવ્યા પછી અડધાએક કલાક પછી સુદર વસ્ત્રા-લકારથી સજ્જ થયેલી મુબઇની પ્રખ્યાત નટી નાચ કરવાને આવી પહોચી રમેશ તેને તેડવાને ગયો હતો તે આવી એટલે રમેશે તેને એક ઓરડીમા બીજી નટીઓની સાથે બેસાડી અને પોતે બહાર આવી સર્વ મડળીને બરાબર બેસાડી નાચની તૈયારી કરાવવા લાગ્યો પાએક કલાકમા નાચ શરૂ થયો અને વીરપુરના કારભારીના બગલા-મા રાતના બાર વાગ્યે પ્રખ્યાત નટીઓના પગના ઠણકારા, નુપૂરના ઝણકારા, અને ખુશાલીના પોકારો રાત્રના શાત સમયમા ગાજી રહ્યા

પાસેની ઓરડીમાંથી નાચને માટે પોશાક પહેરતી બીજી યુવતિ-ઓના આનદી હાસ્યનો અવાજ આવતો સભળાયો ત્યા બેઠેલામાના એક જણે એક વાદ્ય હાથમા લીધુ, બીજો દારૂના સીસા સામે આતુરતાથી જોવા લાગ્યો, અને ત્રીજો નટીઓને જોઇને નિર્લજ બન્યો આવી

સ્થિતિમાં હૃષીકેશચંદ્ર ધીરેન્દ્રને શું કહી શકે ? તેને અત્યંત ધિક્કાર આવ્યો અને તે એકદમ ઉભો થઇને બંગલાની બહાર નીકળી ગયો જતે જતે તેણે એ બંગલા તથા બાગબગીચા તરફ નજર કરી અને તે મનમાં બડબડયો "આવા સુંદર બાગ, આવા સુંદર બગીચા અને બંગલા ! પણ તેમાં રહેનારનો આત્મા ? અધમમાં અધમ ! બંગલામાં વસતા અધમ આત્મા કરતાં પર્ણકુટિમાં વસનાર ઉચ્ચ આત્મા હજાર દરજ્જે સારો છે પ્રભુ ! તારી ગતિ અજબ છે ! જ્યાં બહારનો વૈભવ છે ત્યાં અંદરનો વૈભવ હોતો નથી !"

"ધીરેન્દ્ર, તારા બાગ અને બંગલાઓથી હું તને મોટો ગણતો નથી ધિક્કાર છે તને અને તારા પિતાને કે જેણે તને સુમાર્ગે ચ્હડાવ્યો નહી

' હાલના ભણેલાઓ ! આ ઐહિક સુખના સાધનોને ભલે તમે સુધારો ગણો પણ એ તમારી ભૂલ છે ખરો સુધારો આત્માના વિકાસમાં છે આત્મસુધારણા એજ ખરી સુધારણા છે

' અફસોસ ! આ ઐહિક સુખના સાધનોને સુધારો ગણી ભારતવર્ષના કેટલાયે કુટુંબો અવળે માર્ગે ચ્હડયા હશે ! કેટલાયે અમલદારી બન્યા હશે "

હૃષીકેશચંદ્રની વિચારમાળા ચાલી રહી એક પછી એક દૃશ્ય તેની માનસિક દૃષ્ટિ આગળ તરી આવ્યું અને આખરે અખિલ વિશ્વ તરફ નજર નાખીને ખેદભરી દૃષ્ટિએ હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો " પશ્ચિમની કળાઓથી રેલવે, વિજળી, તાર, વગેરે ભોગવિલાસના સાધન વધ્યા અને મનુષ્યનો દેહ હૃષ્ટપુષ્ટ બન્યો, પણ તેનો આત્મા વિકાસને પામ્યો નહી ઉલટો તે વધારે અધમ બન્યો ભોગેચ્છા, વિષયવાસના અને તુચ્છ દ્રવ્યલાલસા વધ્યા, મનુષ્યની ઇંદ્રિયો બ્હેકી ગઇ, સંયમ વિસરાયો, સાદુ સરકારી જીવન અને ઉચ્ચ વિચાર ત્યજાયા, અને મનુષ્ય કેવળ ઇંદ્રિયોને વશ થઈ રહ્યો "

સાથે સાથે ભારતવર્ષ સાંભર્યું અને સ્વદેશપ્રમીનો આત્મા કકળી ઉઠયો " અફસોસ ! જે ભૂમિમાં શંકર, નાનક, કબીર, અને બુદ્ધ જેવા આત્મજ્ઞાનીઓ અહીં તહીં વિચરતા ત્યાં આજે આત્મવિચાર કોરણે મુકાયો અને પ્રજા જડવાદથી જડ બની, વિષય-વાસનાને આધીન થઇ રહી છે

"ભારતવર્ષ કર્મભૂમિ છે, ભોગભૂમિ નથી હે ભારતવાસીઓ, સ્થૂલ દેહની તુચ્છ વાસનાઓને ત્યજી, સુક્ષ્મ દેહને ઘડવો એ વિદ્વાનોનું પરમ કર્ત્તવ્ય છે"

બંગલા તરફથી દૃષ્ટિ પાછી વાળીને હૃષીકેશચંદ્ર વિચાર કરતો કરતો ઘેર જવાને નીકળ્યો તેને પાછો આવતો જોઇને દરવાજા ઉપર બેઠેલો દરવાન પાછો બોલી ઉઠયો "કેમ તમે પાછા આવ્યા"

"મને કંઇ પસંદ પડયું નહી" હૃષીકેશચંદ્રે ધિક્કાર દર્શાવીને કહ્યું

"શું તમને કંઇ ન ગમ્યું? મહામહેનતે મે તમને અંદર દાખલ કરાવ્યા હતા!"

"તેને માટે તમારો ઉપકાર માનું છું"

"પણ તમે પાછા કેમ આવ્યા તે તો કહો?"

"મને કંઈ પસંદ પડયું નહી"

દરવાને જરા આડું જોયું અને મનમા બડબડયો "આ તો કોઇ મઢ પુરૂષ જણાય છે"

થોડીવાર તે હૃષીકેશચંદ્ર સામે જોઇ રહ્યો અને પછી પાછો બોલ્યો

"હું ઘણા વરસથી અહી નોકરી કરૂ છુ પણ કોઇને અંદરથી પાછો આવતો મે જોયો નથી આજ તમે જ પાછા આવ્યા"

હૃષીકેશચંદ્ર સાભળી રહ્યો તેની વિચારમાલા ચાલી રહી હતી દરવાનના પ્રશ્નો તેના વિચારોમા અંતરાયરૂપ થઈ રહેતા પણ સભ્યતાની ખાતર તે તેને ઉતર આપતો હતો અને દરવાન પાસેથી ઝટ ન્હાશી છુટવાનો પ્રયાસ કરતો હતો

એટલામા પાછો દરવાન બોલ્યો "આવો સુંદર નાચ, અને આવી સુંદર નાચનારીઓ! પાછા આવવાનું મન કેમ થાય?" આશ્ચર્ય દાખવતો દરવાન હૃષીકેશચંદ્ર તરફ જોઇ રહ્યો

હૃષીકેશચંદ્રે હજી પણ કંઇ ઉત્તર આપ્યો નહી તેને દરવાન ઉપર પણ તિરસ્કાર આવ્યો અને તે આડું જોઇને મનમા બોલ્યો

"લંપટ અને વિષયી શેઠના નોકર ચાકર પણ લંપટ જ હોય. સોબત તેવી અસર"

મનમા વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર દરવાજો મુકીને આગળ ચાલ્યો રસ્તામા ચાલતે ચાલતે તેના મનમા અનેક તર્ક વિતર્ક

થયા "ભારતવાસીઓ! વિષયના કીચડમા જ તમારી સમગ્ર શક્તિ-ઓને વાપરી નાખવાનો પ્રયોગ તમે સાધી રહ્યા છો કામવિકાર, વિષયવાસના અને ક્ષુદ્ર સગલિપ્સાના મોહથી તમે મુગ્ધ બનો છો અને માદક પદાર્થોના સેવનથી કામી અને અધમ થઇ રહો છો આવા ક્ષુદ્ર કામવિકારને–વિષયવાસનાને શુદ્ધ આર્યો તો ધિક્કારે જ છે અફસોસ! આર્યવર્ગ આજે પવિત્ર પ્રેમનો આદર્શ વિસરી ગયો છે! તેના સ્મૃતિપટ ઉપરથી ઉત્તમ દાપત્ય પ્રેમનુ અનુપમ ચિત્ર આજ સર્વાંશે ભુસાઇ ગયુ છે એથી જ આજે ભારતવર્ષમા ઉચ્છૃ-ખલતા અને ક્ષુદ્ર વિકારવાસના ફેલાઇ રહ્યા છે આર્યો! અધમ ભોગતૃષ્ણાને તમે પ્રેમના નામથી ઓળખો છો અને સર્વત્ર ભ્રષ્ટાચારનો પ્રચાર કરી સ્વર્ગીય ભારતભૂમિને સ્વહસ્તે નરકાગાર બનાવી મુકો છો!"

એક બે વાગવાનો સમય થયો ત્યારે હૃષીકેશચન્દ્ર પાછો ઘેર આવ્યો ચન્દુલાલના બગલામા સર્વે સુઇ ગયા હતા માત્ર પતિની રાહ જોતી બારીમા એકલી બેઠેલી ઉષા જાગતી જણાતી હતી તેણે હીરા, મોતી, અને માણેકના દાગીના પહેરેલા હતા તે બારીમાથી બહાર નીકળતા ઝાખા પ્રકાશમા સહેજ સહેજ ઝળકતા હતા અને તેના વદનકમળ ઉપર ફરી વળેલી ખેદની છાયાને વધારે સ્પષ્ટ કરતા હતા ઉષા ખેદભરી દૃષ્ટિએ આમ તેમ જોતી હતી અને ક્ષણે ક્ષણે ઉડા નિસાસા નાખતી હતી તે ક્ષણવાર ઘરમા પાછી જતી અને તરત જ પાછી બારીએ આવીને બેસતી તેને કઇ ચેન પડતુ નહી હૃષીકેશચન્દ્ર તેના મનની વ્યથાને સમજી ગયો તેનુ શરીર ક્ષીણ અને ફીકુ જણાતુ હતુ, અને તેના હાથ સુકા લાકડા જેવા દેખાતા હતા એવા ક્ષીણ શરીરમા શોકાગ્નિનો ભડકો સળગી રહેલો બારીકી-થી જોનારની દૃષ્ટિએ આવતો હતો તેની આવી દુખી સ્થિતિ જોઇને હૃષીકેશચન્દ્રને દયા આવી, તેનુ હૃદય ખિન્ન થયુ, હૈયુ ભરાઇ આવ્યુ, અને તેની આખોમાથી અશ્રુની ધારા વહી રહી ઉષાના સામુ જોઇને હૃષીકેશચન્દ્ર વિચાર કરવા લાગ્યો "ભારતવર્ષની શુદ્ધ પવિત્ર આર્યા! તુ આ મહા કષ્ટમય તપ તપી રહી છે પતિ ગમે ત્યા ફરે, હરે, ગમે તેવો નીકળે, પણ તુ તો તેને સદાયે પોતાનો ભરથાર માની, અનેક કષ્ટોને વેઠી તેને વળગી રહે છે ધન્ય છે તારા ધૈર્યને, તારી સહનશીલતાને અને તારી દૃઢ ભક્તિને!

"યુરોપની ધૃષ્ટ સ્ત્રી હોય તો તે તો ક્યારનીયે પતિને છોડીને ચાલતી થઇ હોય પણ ભારતની આર્યા ! અગ્નિ અને ચદ્રસૂર્ય જેવા પ્રભાવશાળી દેવોની સાક્ષીએ થયેલુ તારૂ લગ્ન ઐહિક નથી પણ દૈવી છે એ દેવોની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાને અનુસરીને તુ પતિ સાથે બધાઇ રહે છે, અને આ મહા કષ્ટમય તપને તપી રહે છે"

હૃષીકેશચદ્રના ચિત્તમા અનેક લાગણીઓ ઉભરાઇ રહી તેનાથી વધારે વાર ઉષા તરફ જોઇ શકાયુ નહી ધીરેન્દ્ર તરફ તેને ધિક્કાર આવ્યો અને તે મનમા બડબડયો 'પુરૂષો કેવા કૃતઘ્ની અને નિર્દય છે ? જે પ્રજામા સ્ત્રીઓ તરફ આવુ દુર્લક્ષ અપાય છે, તે પ્રજાનો ઉદય શી રીતે થાય ? ભારતવાસીઓ ! સ્ત્રીઓ પ્રતિ તમારો તો અન્યાય જ છે એ પાપમાથી તમે ક્યારે છુટશો ?"

મનમા બડબડતો બડબડતો હૃષીકેશચદ્ર મેડીએ ગયો અને રાત્રિ ઘણી ગયેલી હોવાથી એકદમ પથારીમા સુઇ ગયો અને નિદ્રાને વશ થયો

રાતના ચારેક વાગવાનો સમય થયો ત્યારે ધીરેન્દ્ર ઘેર આવ્યો અને છાનોમાનો મેડીએ જઇને સુઇ ગયો

બીજે દિવસે સવારના નવ દસ વાગ્યા પણ ધીરેન્દ્ર ઉઠયો નહીં લગભગ આખી રાતનો ઉજાગરો અને દારૂના નિશાની તેના શરીર ઉપર ભારે અસર થઈ હતી બિચારી ઉષા બે ચાર વખત મેડી ઉપર આવી ગઇ અને તેણે એને ઉઠાડવાનો પ્રયત્ન કરી જોયો પણ ફોગટમા ધીરેન્દ્ર ઉઠયો નહી અને ઉલટી તેણે ઉષાને બે ચાર ગાળો ચોપડાવી દીધી આખરે ઉષા થાકી અને નિરાશ થઇને નીચે ગઇ પણ પતિવ્રતાને પતિનો ક્રોપ અમલ લાગ્યો

આવી રીતે કેટલાક દિવસ ચાલ્યા ગયા ધીરેન્દ્ર મિજલસો-માથી મોડો વ્હેલો આવે અને બિચારી ઉષાને લગભગ આખી રાત બેશી રહેવુ પડે એને કટાળો તો ઘણોએ આવે પણ સઘળુ સહન કરીને તે કઇ પણ બોલે નહી આખરે કટાળીને તેણે એક વાર ધીરેન્દ્રને કહ્યુ પણ તેણે તેને ઉલટી ધમકાવી અને વધારે પચાત નહી કરવાની આજ્ઞા કરી ધીરેન્દ્રની રૂપલાલસા દિવસે દિવસે વધતી જતી હતી અને તે હવે ઉષાને ઝાઝુ ચ્હાતો ન હતો વીરપુરમા થતી અનેક મિજલસોમા તે ભાગ લેતો અને નઠારા સોબતીઓની

સોબત કરી ખુબસુરત સ્ત્રીઓની પાછળ ભટકતો અને ધુતગૃહમા જઇ નિશામા ચકચૂર થતો એક વાર રાતના ચારેક વાગ્યા પણ તે ઘેર આવ્યો નહી ઘરના માણુસોએ બધે ખોળાખોળ કરી મુકી ધીરેન્દ્ર એક ધુતગૃહમા નિશામા ચકચૂર થઇને પડેલો હતો તેના સોબતીઓ તેને મુકીને ચાલ્યા ગયા હતા ચદુલાલના માણસો તેને ખોળતા ખોળતા ત્યા ગયા અને ધીરેન્દ્ર આવી બેભાન અવસ્થામા પડેલો તેમની નજરે પડયો તેને ઉપાડીને ગાડીમા નાખીને તે ઘેર લઇ ગયા અને છાનોમાનો તેને મેડીએ સુવાડી દીધો પણ આખુ ગામ જાગી ઉઠયુ અને કારભારીના દિકરાની વાતો કરતા કરતા લોકો તેની અનહદ ફજેતી કરવા લાગ્યા

ચોરની મા જેમ કોઠીમા મો ઘાલીને રૂવે તેમ બિચારી ઉષા છાનેમાને રોવા લાગી ઝીણા સ્વરથી થતુ તેનુ આક્રદ આખી મેડીમા ગાજી રહ્યુ પોતપોતાના તાનમા ગુલતાન થઇ રહેલા ચંદુલાલના ઘરના માણસો પોતપોતાને સ્થાને જઇને સુઇ ગયા અને નિશ્ચિત થઇને ઉંઘવા લાગ્યા મોટાના ઘરમા કોઇ કોઇને પુછે નહી અને કોઇ કોઇની દરકાર કરે નહી

હૃષીકેશચદ્રની મેડી ધીરેન્દ્રની મેડી પાસે હતી ધીરેન્દ્રના આવવાથી ઘરમા જે કોલાહલ થયો તેનાથી તે જાગી ઉઠયો અને પછી ઘરના બધા માણસો સુઈ ગયા પણ તેને ઉઘ આવી નહી ઉષાનુ આક્રદ તેને કાને પડયુ અને તેના જ વિચાર હૃષીકેશચદ્રના મનમા આવ્યા કર્યા પતિની થતી ફજેતીથી ઉષાનુ હૃદય ચિરાયુ કઈ કઇ વિચાર તેના મનમા આવ્યા કર્યા કઇ કઇ તાલાવેલીઓ તેને થવા લાગી આખુ જગત તેને નિસ્તેજ અને અસાર લાગ્યુ આખુ વિશ્વ પોતાના દુ ખના રગે રગાઇ રહેલુ તેને જણાયુ તેના હાથ, પગ, આખો, અને આખા શરીરમા શોકાગ્નિ સળગી રહ્યો ઉષા ઉઠી, આમ તેમ ફરવા લાગી જગતની અસારતા તેના હૃદય ઉપર સામ્રાજ્ય ચલાવવા લાગી દુ ખ અને અપકીર્તિના વિચારોએ તેને જડ બનાવી તેનો શોકાગ્નિ પ્રજ્વળી રહ્યો અને તેના ધૈર્યને પરાજીત કરી તેને વિહ્વલ કરી મુકી ક્યા જવુ, શુ કરવુ, વગેરે વિચારોએ તેના હૃદયને હલાવી મુકયુ.

ઉષાના મનમા અનેક વિચાર આવ્યા તેનું મસ્તક ચગડોળે

મ્હડચુ ' હવે આ ઘરમાથી નીકળીને ગમે ત્યા જઇને પડુ મારે માટે હવે બીજો એકે માર્ગ રહ્યો નથી મે એમને ઘણુએ સમજાવ્યા, ઘણુએ વાર્યા, પણ બધુ ફોગટમા મારો એકે પ્રયત્ન સફળ થનો નથી હવે તો અહીથી ન્હાશી છુટુ હવે તો એજ '

જગલના પ્હાડ, પર્વતો, અને વૃક્ષોમા ભારે વૃષ્ટિ થવાથી તેમાથી નીકળતી સરિતાનો જળપ્રવાહ ઉભરાય અને તેનો વેગ વધે તેમ ભૂતકાળના દુખદ વિચારોએ તેના આ સાહસિક વિચારને પુષ્ટિ આપી અને તેનો વેગ વધાર્યો ઉષા એકદમ ઉઠી અને મેડીના બારણાની સાકળ ઉઘાડવા લાગી જતે જતે તેણે એક વાર ફરીથી ધીરેન્દ્ર તરફ નજર કરી અને હિંદની શુદ્ધ આર્યા હજી પણ પતિ તરફનો વ્હાલ મનમાથી ખસેડી શકી નહી તે પાછી ફરી, પતિની સામે જોઇ રહી, અને બોલી "હુ શુ કરૂ મારે તમને છોડીને જવુ પડે છે પણ હું શુ કરૂ "

બે હાથ જોડીને તેણે પ્રભુને અરજ કરી "હે ભગવાન, તમે મારો આવો વખત આણ્યો દ્રૌપદીની લાજ તમે રાખી અને અજામિલ જેવાને પણ તમે તાર્યા હે પ્રભુ, મારી લાજ રાખો હુ તો હવે જઇશ, પણ આ મારા પતિને સારી બુદ્ધિ આપજો અને તેમનુ ભલુ કરજો "

પોતાના વ્હાલા પતિની સભાળ લેવાનુ પ્રભુને કહેતી ઉષા ચોધાર આસુએ રડી પડી "હે પ્રભુ, મારો આ વખત આવ્યો ! પણ મારે માટે તે એ જ માગ નક્કી કર્યો હશે મારા પતિ એજ રીતે સુધરીને સુખી થવાના હરો હશે ! પ્રભુ ! એમને સુખી કરજો"

પોતાના પતિને પ્રભુને સોપતી ઉષા બારણાની સાકળ ઉઘાડીને બહાર નીકળી અને ધબ્ ધબ્ અવાજ કરતી દાદરેથી નીચે ઉતરી ગઇ

હૃષીકેશચદ્ર એની મેડીમા જાગતો હતો આજ ધીરેન્દ્રની મેડીમા કઇક ગરબડ ચાલી રહી છે એમ એના મનમા શકા થઈ રહી હતી ઉષા નીચે ઉતરી તે વખતે તેના પગલાંનો અવાજ તેણે સાભળ્યો હૃષીકેશચદ્ર ચેત્યો અને ઝટ પથારીમા બેઠો થયો, અને બારીએ જઇને છાનોમાનો જોવા લાગ્યો

ઉષાએ ગાડીવાનને બોલાવ્યો અને ગાડી જોડવાનો હુકમ કર્યો પાએક કલાકમા તે ગાડી જોડીને લાવ્યો ઉષા તેમા બેઠી અને ગાડીવાનને અમુક જગ્યાએ લઇ જવાનો હુકમ કર્યો ઘોડાઓને જોરથી હાકવામા આવ્યા અને ગાડી સપાટાબધ ઉપડી ગઇ

આટલો બધો ગોધાટ થયો પણ ચદુલાલના ઘરના અગોરી માણસોમાથી કોઇ જાગ્યુ નહી હૃષીકેશચદ્ર બારીએથી છાનોમાનો જોયા કરતો હતો તેણે ઉષાને ગાડીમા બેશીને જતી જોઈ અને તે એકદમ ભયભીત થઇને મનમા બોલ્યો ‘ ઓ બાપરે ! ઉષા અત્યારે ક્યા જતી હશે ! નક્કી એ આજે આપઘાત કરશે ”

ઉષા કયા જવાની છે તે તેણે બારીમા રહ્યે રહ્યે સાભળ્યુ હતુ તે એકદમ નીચે ઉતર્યો અને જે રસ્તે ગાડી ગઇ તે રસ્તે ગયો

વીરપુરની પશ્ચિમે થઇને એક મોટો ધોરી રસ્તો જતો હતો તે રસ્તાની બને બાજુએ ઝાડોની ઘટાઓ આવી રહેલી હતી તે રસ્તે થઇને જુદે જુદે ગામે જવાતુ હતુ થોડાક ગાઉ પછી એ રસ્તો એક ગાઢ જગલમા થઇને એક નદી તરફ વળતો હતો. દિવસે એ રસ્તે થઇને ગાડા ગાડીઓ તથા ગાય, બકરા, અને બીજા ઢોર ચરવાને જતા દેખાતા હતા મોટા મોટા વણઝારાઓ એ માર્ગે થઇને પોઠો લઇ જતા અને ગામના દાણાનો વપાર એ માર્ગે જ થતો પણ રાત પડતી એટલે વાઘ, વરૂ વગેરે હિસક પ્રાણીઓનો ભય હોવાથી એ માર્ગે એક બકરૂ સરખુ પણ ફરતુ જણાતુ નહી. ગામની ભાગોળ સુધી અને ત્યાર પછી પણ અડધાએક માઇલ સુધી લોકોનો અવર જવર જરા વધારે હોવાથી ગામની સુધરાઇ ત્યા છુટા છવાયા ફાનસો રાખતી અને રાતના આઠ નવ વાગ્યા સુધી કોઇ કોઇ ત્યા નજરે આવતુ, પણ તે વખત વીત્યા પછી ગામમા તેમજ તેની બહાર એ રસ્તે ચકલુ સરખુ પણ ઉડતુ જણાતુ નહીં

ઉષાના કહ્યા પ્રમાણે ગાડીવાને તે નિર્જન રસ્તા તરફ ગાડીને હાકી અને સપાટાબધ ચાલતી ગાડી વીરપુરની ભાગોળ મુકીને એ ધોરી રસ્તે જવા લાગી થોડીવારમા તે એક ગાઢ જગલના મધ્ય ભાગમા આવી પહોચી અહી ઉષાએ ગાડી ઉભી રખાવી, પોતે ગાડીમાથી નીચે ઉતરી, અને ગાડીવાનના હાથમા એક કાગળ આપીને તે ચાલતી થઇ ગાડીવાન તથા ઘોડાવાળાઓ તેની પાછળ દૃષ્ટિ નાખી રહ્યા

હૃષીકેશચદ્ર મેડીએથી નીચે ઉતરીને બગીની પાછળ પાછળ ગયો પણ બગી દોડતી દોડની ઝપાટાબધ ચાલી જતી હતી તેથી તે વધારે પાછળ પડી ગયો અને અધારી રાત હોવાથી ગામના આડા અવળા રસ્તાઓમા પોતાનો માર્ગ શોધી કહાડવો તેને મુશ્કેલ થઇ પડયો તે ઘણો ઉતાવળો ઉતાવળો ચાલ્યો, પણ બગી બહુ આગળ નીકળી ગઇ હતી આખરે તે ગામની ભાગોળ મુકીને આગળ ચાલ્યો અને આગળ એક મોટુ મેદાન આવતુ હતુ ત્યા આગળ આવીને ઉભો, અને ચારે પાસ દૃષ્ટિ નાખી રહ્યો આઘે ઉભેલી એક બગીના મોટા ફાનસો ભડભડ બળતા તેની નજરે પડયા હૃષીકેશચદ્રને કઇક હિમત આવી, અને આશાના કિરણુ તેના મનમા ફુટી રહ્યા તે પાસે ગયો તેણે ગાડીવાનને પુછ્યુ ગાડીવાને સઘળા સમાચાર કહ્યા અને ઉષા જે દિશા તરફ વળી હતી તે દિશા તેને બતાવી

તે દિશા તરફ હૃષીકેશચદ્ર ઉતાવળો ઉતાવળો ગયો ઉષા અધારામા જતી હતી ઘણી વાર તે ઠોકરો ખાતી હતી અને પડતી હતી આખરે તેને હૃષીકેશચદ્રે પકડી પાડી અને કહ્યુ

"ઉષાબ્હેન, આવડુ સાહસ શા માટે કરો છો?"

"હૃષીકેશભાઇ, તમે બધુ જાણો છો અને શા માટે પુછો છો?"

"પણ તેથી શુ થઇ ગયુ?"

"મે ઘણા દિવસ સહન કર્યું, પણ હવે મારાથી સહન થતુ નથી"

"ડાહી સ્ત્રીઓનુ એજ લક્ષણ છે કે વિપત્તિની સામે થવુ"

"મે ઘણીવાર તેમ કર્યુ પણ હવે આ જીવન મને ઘણુ અસહ્ય લાગે છે"

"આપઘાત કરશો તો આ ભવથી છુટશો પણ આવતા ભવમા પાછા બધાશો"

"મારે માટે હવે એ જ રસ્તો છે, બીજો રસ્તો નથી"

એમ બોલતે બોલતે ઉષા રોઇ પડી અને હીરા, મોતી અને માણેકના આભૂષણોથી અલકૃત થયેલા તેના સુદર મુખારવિદ ઉપરથી અશ્રુની ધારા ટપકીને નીચે પડી તેણે પહેરેલુ ઉમદા વસ્ત્ર અશ્રુથી ભીજાઇ રહ્યુ અને તેની છાતી આકાશમા ઝળકી રહેલા છુટાછવાયા તારાના ઝાખા પ્રકાશમા અત્યત વેદનાથી ઉછળતી

જણાઇ તે છાતી ઉપર લટકી રહેલો મોતીનો હાર જાણે હૃદયમાં સળગી રહેલા શોકાગ્નિની જ્વાળાથી દૂર ન્હાસવાનો યત્ન કરતો હોય તેમ ઉંચે ઉછળતો દેખાયો

હૃષીકેશચંદ્ર ધીમેથી બોલ્યો " ઉષાબ્હેન પાછા ચાલો સંસારમાં સુખદુઃખ ચાલ્યા જાય છે ધીરજ રાખો પ્રભુ સૌ સારૂં કરશે સાહસ ન કરો "

ઉષાએ જવાબ આપ્યો "હૃષીકેશચંદ્ર, તમે મારા ભાઇ છો બકુલ બ્હેનના ભાઇ, એટલે મારા પણ ભાઇ જ પિતાએ મને લક્ષ્મી જોઇને પરણાવી પણ સાસરામાં હું કદિ સુખી થઇ નથી આ હીરા, મોતી અને માણેકથી જો કોઇ સુખી થતું હોત તો આ તમારી ઉષા ક્યારનીયે સુખી થઇ હોત પણ ભાઇ નક્કી માનજો કે સંસ્કારી ગરીબના ઝુંપડાંમાં જે સુખ વાસ કરીને રહેલું છે તે અસંસ્કારી શ્રીમંતના આવા મોટા બાગ બગીચાવાળા બંગલાઓમાં પણ નથી ભાઇ, તમે મારા સાસરાના ઘરમાં આવ્યા અને બધાને સુધારવાને મથ્યા, પણ એ અસંસ્કારી જીવો સંસ્કારી શી રીતે બને ? "

એમ બોલીને પાછી ઉષા રડી પડી તેની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હૃષીકેશચંદ્રથી તે સહન થઇ શક્યું નહી અને એની આંખોમાં પણ આંસુ આવી ગયાં

ઉષા પાછી બોલી " ભાઇ, તમે શા માટે ખેદ કરો છો ! મને મારૂં ધાર્યું કરવા દ્યો મારૂં લાગ્યું હું ભોગવીશ એ ભોગવે જ છુટકો આ તમારી બ્હેન ઉષાના નસીબમાં સુખ લખાયલું જ નથી "

હૃષીકેશચંદ્ર ઉષાનો ઇરાદો સમજી ગયો, અને તેનું હૃદય વધારે ચીરાયું હિંદમાં સ્ત્રીજાતિ ઉપર થતા પ્રહારનું ચિત્ર તેના ચિત્તમાં તરી રહ્યું, અને તે અત્યંત શોકમાં ડુબી ગયો આખરે તે બોલ્યો " ઉષાબ્હેન, મારૂં કહ્યું નહીં માનો ? "

" હું તમારી લાગણીને માટે તમારો ઉપકાર માનું છું "

" મેં તમારી પાસે કોઇ દિવસ માગણી કરી નથી આજ જ કરી છે, માટે સ્વીકારો "

" ભાઇ, તમારી આગળ મારો શો હિસાબ છે ! હું પામર જીવ, અને તમે મોટા જ્ઞાની પુરૂષ મને માફ કરો "

"ઉષાબ્હેન, પાછળથી પસ્તાશો, ઘેર પાછા ફરો"

"પરણીને પસ્તાઇ છુ, હવે પસ્તાવાનુ બાકી રહ્યુ નથી"

એમ બોલીને ઉષા પાછી રડી પડી અને તેનુ ઝીણુ આક્રંદ અંધારા અને શાન્ત સ્થળમા સર્વત્ર ગાજી રહ્યુ

હૃષીકેશચન્દ્ર તેની સામે જોઇ રહ્યો એના મનમા વિચાર થયો કે ઉષા અસહ્ય વેદનાના ભારથી વિહ્વલ બની છે અને તે હવે તેનુ ધાર્યું કર્યા વગર રહેશે નહી

હૃષીકેશચન્દ્ર આમ વિચાર કરતો હતો એટલામા તો ઉષા એકદમ ચાલતી થઇ અને અંધારામા અદૃશ્ય થઇ ગઇ હૃષીકેશચન્દ્ર ઘણા શોકથી તેની પાછળ દૃષ્ટિપાત કરી રહ્યો અડધોએક કલાક તે ત્યા ને ત્યા ઉભો રહ્યો

ઉષા ચાલી ચાલી આગળ ગઇ થોડે દૂર એક નદી વહેતી હતી તેને કિનારે જઇને તે ઉભી રહી ત્યા ઉભે ઉભે તેને વિચાર આવ્યો અને રોતી રોતી ઉષા મનમા બોલી "અરેરે, હુ તો જઇશ પણ એમની—મારા પતિની શી વલે થશે ! એમની સભાળ કોણ લેશે ! હશે ! કોઇ દિવસ પણ એ મનમા પસ્તાશે અને મને સભા-રશે ! પુરૂષનુ હૃદય કઠણુ થાય પણ સ્ત્રીહૃદય કદિ કઠણ બને નહી ગમે તેવા પણ એ મારા પતિદેવ ! પ્રભુએ આપ્યા તે ખરા ! એમને ત્યજીને જવુ ! હાય, હાય, જેણે એકવાર હાથ ઝાલ્યો તેને તર છોડીને જવુ ! ધિક્, ધિક્, અવતાર ! માને પેટ પથ્થર પડી હોત તોયે ઠીક થાત !"

તેનુ મન તેને કહેવા લાગ "ઉષા, ઉષા, પડ્યુ પાનુ નભાવી લે" પોતાના મનમા ને મનમા ઉષાએ ઉત્તર આપ્યો "હા, નભાવી લેવાનુ મે ઘણુએ કર્યું, પણ મારા પ્રયાસ નિષ્ફળ ગયા એ છે તો ભોળા પણ કુસગથી એ ખરાબ થયા"

એક બાજુએ કર્તવ્યપરાયણતાના વિચાર અને બીજી બાજુએ અત્યન્ત વેદનાભરી દુ ખી સ્થિતિનુ ચિત્ર, એ બેની વચમા આ પતિ-પરાયણા ઉષાનુ ચિત્ત અથડાઈ રહ્યુ તેનુ મગજ ચગડોળે ચ્હડ્યુ. શુ કરવુ તે એને સુઝયુ નહી વધારે વિહ્વલ બનીને ઉષા રોઇ પડી અને હૃદયને જરા કઠણુ કરી પતિને મૃદુ ઠપકો પહોચાડવાનો ઇરાદો કરી તે મનમા બોલી ઉઠી "એમનાથી જરાક વાર છુટી પડીશ તો એ

કષ્ટ ઠેકાણે આવશે ખરા ! એમને પશ્ચાત્તાપ થશે ! મનુષ્યને માથે દુ ખ પડે છે ત્યારે જ એ સુધરે છે ”

“ અરેરે, પણ મારે આવો વખત આવ્યો, ” એમ બોલતી બોલતી ઉષા પાછી રોઇ પડી હજી પણ તેણે પોતાના પતિને સભાર્યો અને પતિના જ વિચારો પતિવ્રતાના મનમા, તનમા, અને મસ્તકમા વ્યાપી રહ્યા પોતાના મનમા તે પાછી બોલી “ મારા પતિ ! પ્રભુ તમને સુબુદ્ધિ આપો ! કોઈ દિવસ પણ તમે સુધરજો, અને આ તમારી ઉષાને સભારજો મારા પતિ, અનેક મહાસાગરો ઉતરવા સહેલ છે પણ એક આ ભવસાગર ઉતરવો મુશ્કેલ છે, માટે તમારી જાતને સુધારજો અને સુખી થજો તમે સુખી હશો એટલે મારે ઘણુ થયુ હુ તમને છોડીને જઉ છુ એટલો ગુન્હો માફ કરજો ”

આમ અનેક ભાજગઢો મનમા કરતી, પતિના અનેક દોષ છતા પણ પક્ષપાત અને પ્રેમથી તેના તરફ જોતી, પોતાના સુખના ભોગે પણ પતિને સુખી થવાનુ ઇચ્છતી, અને પતિને છોડી જતા પોતાને જ ગુન્હેગાર ગણતી, હિંદની પવિત્ર આર્યા ઉષાએ પ્રભુને છેલ્લી અરજ કરી “ હે, પ્રભુ, હુ તો જઈશ, પણ મારા પતિની સભાળ તને સોપુ છુ એમને સારે માર્ગે દોરજે, અને એમનુ કલ્યાણ કરજે ”

પતિવ્રતાના મુખમાથી આ છેલ્લા શબ્દો નીકળ્યા એટલામા તેનુ ચિત્ત હીરા મોતીના દાગીના તરફ ગયુ એકે એક તમને પણ તેણે કહાડયા અને જમીન ઉપર મુકયા ધીરેન્દ્રે આપેલી હીરાની વીટી આગળીએ ચળકતી તેની દૃષ્ટિએ પડી પ્રેમની નિશાની તરીકે તેણે તે આપી હતી ઘણા ખેદ સાથે ઉષાએ તેને કહાડી અને બોલી “ પતિના પ્રેમની નિશાની ! તને પણ હવે ત્યજુ છુ પતિનો પ્રેમ ગયો તો પછી આ નિશાનીનુ હવે શુ કામ ! પતિનુ સ્મરણ કરાવનાર વીટી ! તને છેલ્લા પ્રણામ ! અમે દપતીની સ્નેહગાઠ ! પતિપ્રેમની સ્મારક ! શાએ ચોઘડીયામા મે તને ધારણ કરી હશે કે મારે તને ત્યજવાનો વારો આવ્યો હાય, હાય, આ વખત આવ્યો ! હે, પ્રભુ ! હજી પણ એમના હૃદયમા ઉતરજે અને એમને સારે માર્ગે દોરજે ! ”

એમ બોલતે બોલતે ઉષાએ હીરાની વીટીને પણ જમીન ઉપર

ફેંકી દીધી અધારી રાતે અધકારમા જેમ અગ્નિનો અગારો ચળકતો હોય તેમ વીટીનો હીરો એક બાજુએ નાના નાના છોડવાઓની વચમા ચળકી રહ્યો અને હજી પણ ઉષાને પતિપ્રેમનુ સ્ફુરણ કરાવી રહ્યો તે જોઇને ઉષાનુ મન જરા પીગળ્યુ તે બે ડગલા પાછી ફરી, અને મનમા બોલી "હશે, ચાલ પાછી ફરૂ, એ સુધરશે અને મને કોઇ દિવસ સભારશે"

ઉષાનુ મન અસ્થિર બન્યુ અને પતિવ્રતાને પતિના સ્નેહની આશાની ઝાખી થઇ રહી

"ના, ના, હવે એ દિવસ પ્રભુ લાવે ત્યારે ખરો!" એમ ઉષાનુ મન તેને કહેવા લાગ્યુ

એક પાસ પતિસ્નેહ અને બીજી પાસ પતિને સુધારવાની નિરાશા એ બેની વચ્ચે ઉષાનુ મગજ અથડાયુ તેનુ ચિત્ત પાછુ ચગડોળે ચ્હડયુ પતિવ્રતાનો પતિપ્રેમ તેને પાછી હઠાવવા લાગ્યો પતિગૃહમા વેઠેલી અસહ્ય વેદનાનો વિચાર તેની કાયાને થરથર ધ્રુજાવી રહ્યો અને તેને પાછી ફરતી અટકાવી આગળ ધસાવવા લાગ્યો આખરે ઉષા જડ અને અવિચારી બની. તેણે લુગડાનો કછોટો માર્યો, માથાના વાળ છુટા કર્યા, અને "જય અબે, જય અબે," બોલતી તે પાસે વહી જતી નદીના જળપ્રવાહમા કુદી પડી

ઘોર અધારા જગલના અધકારથી ઉષા ડરશે અને પાછી ફરશે એવા વિચારથી હૃષીકેશચદ્ર થોડી વાર સુધી તેની પાછળ પાછળ દૃષ્ટિ નાખતો ઉભો રહ્યો, પણ ઉષા પાછી ફરી નહી તેથી નિરાશ થઇને તે પાછો વળ્યો જ્યા બગી ઉભેલી હતી તે જગ્યાએ તે આવ્યો અને જુવે છે તો બગી મળે નહી ગાડીવાનને હુકમ હતો કે તેણે બગી ત્યા થોડીવાર ઉભી રાખવી અને અડધોએક કલાક વીત્યા બાદ તેને પાછી ઘેર લઇ જવી ગાડીવાને તે પ્રમાણે કર્યુ હતુ

હૃષીકેશચદ્ર પાછો ઘેર ગયો અને મેડીએ જઇને સુઇ ગયો પણ આખી રાત એને ઉંઘ આવી નહી

સવારમા વ્હેલો ઉઠીને ગાડીવાન કૃષ્ણલક્ષ્મી પાસે આવ્યો અને તેના હાથમા તેણે ઉષાનો કાગળ મુકયો કૃષ્ણલક્ષ્મીએ મદકલિકાને બોલાવી અને તેણે તે વાચ્યો, અને સર્વ સમાચાર કહ્યા કાગળમા

ઉષાએ પોતાના અસહ્ય દુખનુ વર્ણન કર્યુ હતુ અને તે સહન ન થઇ શકવાથી પોતે પોતાને સુઝયો તે માર્ગ લીધો છે એમ લખ્યુ હતુ

કૃષ્ણલક્ષ્મી આખમા આસુ લાવીને બોલી "વહુ ભલી તો ખરી ! કોણ જાણે કયાયે ગઈ હશે ! અને એણે શુએ કર્યું હશે !"

"હા, કઇ આવડ નહી, પણ ભલી ખરી !" મદકલિકાએ કહ્યુ

"હોય બ્હેન, આવડ તો જે હોય તે ખરી ! પણ એ ભલી હતી" એમ બોલતે બોલતે કૃષ્ણલક્ષ્મીની આખોમા આસુ આવ્યા

"એનો વાક એટલો કે એને આપણા ધીરૂને સુધારતા ન આવડયુ" મદકલિકા ભાઇનો પક્ષ લઇને બોલી

"પણ એ બિચારી કયા ગઇ હશે !"

"હશે, બા, તુ ગભરાઇશ નહી, આપણા ધીરૂને કઇ બીજી મળ્યા વગર રહેવાની છે ?"

ભલી સાસુના મનમા વહુને માટે ખેદ થયો પણ ડાહીભુડી મદકલિકાને મન જાણે બીજી વહુ બારણા પાછળ ઉભી હોય એમ આ વાત કઈ પણ મહત્ત્વ વગરની લાગી

બનેએ મળીને ગાડીવાનને સહેજસાજ પુછયુ, પણ ઉષાનો કઈ ઝાઝો લાબો તપાસ કર્યા વગર માદીકરી પોતપોતાને કામે ચાલ્યા ગયા મદકલિકા સારગી લઇને બેઠી અને કૃષ્ણલક્ષ્મી દેવની પૂજા કરાવવાને ગઇ ચદુલાલને ખબર પડી એટલે એણે સિપાઇઓને આમતેમ તપાસ કરવાને મોકલ્યા અને થોડીવાર પછી એ લાયબ્રેરિમા ચાલ્યો ગયો સિપાઇઓ અહી તહી ફર્યા પણ બિચારી ઉષાનો પત્તો લાગ્યો નહી

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા બિચારી ઉષા વિસારે પડી. ચદુલાલના ઘરમા એ કોઇને સાભરી પણ નહી મોટાના ઘરમા એવુ જ હોય !

---

# પ્રકરણ ૭ મું.

## ભીમસિંહનું કાવતરૂં

બીજે દિવસે સવારમાં વ્હેલો હૃષીકેશચંદ્ર ઉઠયો અને દાતણ-પાણી કરીને લાયબ્રેરીમાં બેસવાને જતો હતો તે વખતે દિવાન-ખાનામાં તેણે ચંદુલાલ અને ભીમસિંહને બેઠેલા જોયા તેની તે જ મસલત ચાલતી હતી ભીમસિંહે એક બાજુથી નલિનિકાન્ત ઉપર જુઠો દાવો મંડાવ્યો હતો અને બીજી બાજુથી તેને મારવાને એક મારો ઉભો કર્યો હતો ભીમસિંહે ચંદુલાલને કહ્યું "પણ નલિનિકાન્ત કહે છે કે તેના જેવો મોટો અમલદાર એક નાના રાજ્યના નાના દરજ્જાના ન્યાયાધીશ પાસે કેમ ઉભો રહે ? આવા ન્યાયાધીશ પાસે એનો દાવો ચલાવાય નહી પોલીટીકલ એજંટ પાસે કે હાઇકોર્ટમાં તે ચાલવો જોઇએ "

ચંદુલાલ વચમાં બોલ્યો "ત્યારે તો આપણા હાથ બંધ થઇ જાય ત્યાં તો કંઈ આપણી લાગવગ ચાલે નહી "

"પણ દાવો ચલવવાનો વખત જ આવશે નહી "

"કેમ વારૂ ?"

"ભાઇસાહેબ, તમે વારે ઘડીયે શું પુછો છો ? એક નહી ને બીજો રસ્તો "

"ઉંહ, ઉંહ, હું સમજ્યો, સમજ્યો પણ શું બન્યું છે તે મને જરા ધીમે ધીમે કહો અહી કોઇ છે નહી "

ભીમસિંહે સર્વ હકીકત કહેવા માંડી

નલિનિકાન્ત બ્રિટિશ રાજ્યમાં મોટા હોદ્દા ઉપર હતો, અને સરકારની સંમતિથી તેની નોકરી વીરપુરના રાજ્યમાં ઉછીની આપવામાં આવી હતી બ્રિટિશનો તે વિશ્વાસુ નોકર હોવાથી સર-કારની તેના ઉપર રહેમ અને ભાવ હતા તેને રીઝવવો કે ખીજવવો એ બ્રિટિશ સરકારને રીઝવવા કે ખીજવવા બરોબર હતું સિંહને છંછેડવા જેવું જ તે કામ હતું પણ ભીમસિંહે તેનો નાશ કરાવ-વાનું માથે લીધું હતું અને સ્વાર્થથી અંધ થયેલા ચંદુલાલે તે કાર્ય-માં પોતાની સંમતિ આપી હતી.

નલિનિકાન્ત સ્વભાવનો માયાળુ, પરગજુ, ન્યાયી, અને સત્યને માર્ગે જ ચાલનારો મનુષ્ય હતો બ્રિટિશ સરકારના હાથ નીચે નોકરી કર્યાને લીધે તેનામા બ્રિટિશોની ન્યાયપદ્ધતિ, સત્યશીલ વર્તન, કાર્યદક્ષતા, કર્તવ્યનુ ભાન, અને આત્મનિરીક્ષણ કરવાની ટેવ, એટલુ આવેલુ હતુ બ્રિટિશોની રાજ્યપદ્ધતિને તે દેશી રાજ્યો જોડે સરખાવતો અને કહેતો કે દેશી રાજ્યોમા સત્ત્વ નથી, બ્રિટિશ રાજ્યની પ્રજા વેપારરોજગારમા ચઢીયાતી છે, તેનામા જીવન છે, વિદ્યા છે, અને માનસિક વિકાસ છે એક દેશી તરીકે તે પોતાની ફરજ સમજતો અને દેશી રાજ્યોમા સુધારા વધારા કરી તેમને નમુનેદાર બનાવવાને પ્રયત્ન કરતો

આવા સુશિક્ષિત, સુશીલ અને દેશાભિમાનની લાગણીવાળા નલિનિકાન્તનો નાશ કરવાને ભીમસિંહે એક ચતુરસિહ નામના ગરાસીયાને રોક્યો હતો ભીમસિંહે તેને આ કામ સોપ્યુ ત્યારે ચતુરસિહ પ્રથમ તો આ વાત સાભળતા જ ગળગળો થયો અને તેણે ના પાડી, કારણ કે નલિનિકાન્તનુ એવુ એક પણ કૃત્ય નહોતુ કે જેથી ચતુરસિહને તેના તરફ જરાક પણ ધિક્કાર છુટે ! નલિનિકાન્ત જેના સજ્જન, ન્યાયી અને દયાળુ પુરુષનુ ખુન કરવા તેને જવાનુ છે એમ જાણી તેનુ હૃદય થરથર કપ્યુ તેનુ મસ્તક ચકડોળે ચડ્યુ ગમે તેવો નિર્દય હૃદયનો ચતુરસિહ હતો પણ આ કાર્યને લીધે ચદુલાલ તરફ તેને તિરસ્કાર આવ્યો તેની સાથે આવી મસલતમા ઉભા રહેનાર ભીમસિહ તરફ તે કરડી નજરથી જોઈ રહ્યો ભીમસિહ અને ચદુલાલ બન્નેનુ જાણે આવી બન્યુ હોય એમ તેણે ધાર્યું કારભારીનુ તપોબળ પરવાર્યું હોય તેના પાપનો ઘડો ભરાયો હોય, અને તેનો કીર્તિસૂર્ય જાણે અસ્ત થતો હોય તેમ ચારે દિશામા તેને અધકાર જણાયો એકવાર ફરીથી ચદુલાલ અને ભીમસિહ તરફ તેણે તિરસ્કાર દર્શાવ્યો અને નલિનિકાન્તને બદલે એ બન્નેનુ જ ખુન કરુ એમ તેના મનમા થઈ ગયુ

ચતુરસિહના હોશ ગગડી ગયા શુ કરવુ તે એને સુઝ્યુ નહી તેના હાથ, પગ, આખુ શરીર, ઢીલા પડી ગયા એકદમ તે બોલી ઉઠ્યો "મારાથી એ થશે નહી તમે કોઈ બીજાને તે સોપો."

ભીમસિહે તેને ડરાવવા માડ્યો "તને એકવાર કહ્યુ એટલે

એ તો તારે જ કરવું પડશે તું કોઇને કહી દે તારૂં ડોકું આપ અને હું આ કામ બીજાને સોંપું છું બાયલા !"

"બાયલો કહો કે ગમે તે કહો આવા ક્રૂર અને હિચકારા કામ કરવામાં કંઇ આપણું શુરાતન બતાવવાનું નથી શુરાતન બતાવવું હોય તો આવી જાવ ખુલ્લા મેદાનમાં આમ ઉંઘતા કોઇને મારવા એ તો બાયલાઓના જ કામ છે" ચતુરસિંહ બોલી ઉઠયો

એ સાંભળીને ભીમસિંહનું મન જરા પાછું હઠયું તે જરા લજ્જામાં લેવાયો તેના હૃદયમાં ક્ષણવાર ક્ષત્રીયભાવના ઉત્પન્ન થઇ મેવાડના શૂરવીર અને પરાક્રમી રજપૂતો તેની નજર આગળ તરી આવ્યા હાથમાં ખડગ લઇને રણસંગ્રામની અંદર ઘુમનાર ક્ષત્રીય વીરાંગનાઓ તેની દૃષ્ટિ આગળ ખડી થઈ રહી, અને તે આવું અધમ કૃત્ય કરવાને માટે ઉભો થયો છે એવા વિચારથી તે કંઇક શરમાયો ચતુરસિંહ ત્યાંથી ગયો ભીમસિંહ અડધો કલાક થોભ્યો વિચારમાં પડયો પાછી એની અધમ અને ક્રૂર વૃત્તિ તેના મન ઉપર સામ્રાજ્ય ચલાવવા લાગી બીજો રસ્તો શો લેવો તેનો એણે વિચાર કરવા માંડયો બીજો કોઈ માણસ ખોળી કહાડવાને તેણે ફાંફાં માર્યા "બીજો કોણ મળશે, કોને ઉભો કરૂં, લાવ ને હું જાતે જ જઉં" એવા અનેક વિચાર તેણે કર્યા આખરે અલ્લાઉદ્દીન નામના એક પઠાણને તેણે નજરમાં આણ્યો તેને તેણે બોલાવ્યો, અને રાતે નલિનિકાન્તને ઘેર જઇને તેનું ખુન કરવાનું કામ તેને સોંપાયું અલ્લાઉદ્દીને પોતાની બહાદુરી બતાવતે બતાવતે તે હાથ ધર્યું

વર્ષાઋતુને શરૂ થયે આઠ દસ દિવસ થયા હતા રાત્રિ કૃષ્ણ-પક્ષની હતી લગભગ બે વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો સર્વ જગત ગાઢ નિદ્રામાં પડયું હતું અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો જાણે કુદરત જ આ અધમ કાર્યની વિરૂદ્ધ હોય તેમ આકાશ વાદળા થી ઘેરાતું હતું, પવન સુસવાટ કરતો જોરથી વાતો હતો, છુટા છવાયા તારાઓ પણ વાદળાથી ઢંકાઈ ગયા હતા ગામડાની મ્યુનિ-સિપાલિટીના કોઇ કોઇ સ્થળે મુકેલા ફાનસો પવન અને ધૂળથી અને ઘાસતેલ પુરનારાઓની લુચ્ચાઇથી કેટલાક હોલવાઇ ગયેલા અને કેટલાક તદ્દન ઝાંખો પ્રકાશ આપતા નજરે આવતા હતા કોઇ કોઇ સ્થળે તો જાણે કે કાજળની કોટડી હોય, તેમાં અંધારૂં હોય,

અને તેમાથી કાળા મગ નીણી ક્હાડવાના હોય તેમ મનુષ્યને અધારામા પોતાનો રસ્તો શોધી ક્હાડવો મુશ્કેલ થઇ પડતો હતો અધારૂ અધારાને જાણે છાઇ દેતુ હોય તેમ અધકારનુ એક પડ બીજા પડ ઉપર પડી તેને ગાઢ કરી દેતુ હોય તેમ દેખાતુ હતુ કોઇ કોઇ ગલીમા ખાળકુડીનુ અહી તહીં પથરાતુ મેલુ કાળુ પાણી અને કીચડ આ અધકારમા ઉમેરો કરતા હતા એવા ગાઢ અધકારમા સુતેના કાળા કુતરાના સહેજ સહેજ ઘુરકવાથી જાણે કે કાળી અધારી રાત્રિ આ નીચ કૃત્ય સામે ઘુરકતી હોય તેમ ભાસતુ હતુ અધકારરૂપી ગારથી જાણે જમીન, ઘર, વૃક્ષ દરેક વસ્તુ લીપાઇ રહી હોય, અને આકાશમાથી કાજળની ધારાઓ વર્ષી રહી હોય તેમ રાત્રિ ભયકર અને વિકરાળ લાગતી હતી

આવા ગાઢ અધકારમા પણ પોતાનુ કાર્ય કરવાને વજ્રહૃદયનો અલ્લાઉદ્દીન બહાર નીકળી પડયો પોતાનો માર્ગ કરતો કરતો તે નલિનિકાન્તના બગલા તરફ ચાલ્યો પાછલી બાજુએ થઇને તેણે બગલામા પ્રવેશ કર્યો તેના હાથમા એક કટાર હતી તે લઇને તે આગળ વધ્યો નલિનિકાન્ત જે હૉલમા સુતો હતો તેમા તે પેઠો

એક મોટા પલગમા નલિનિકાન્ત સુતો હતો તેની ભવ્ય મુખમુદ્રા જોતા જ અલ્લાઉદ્દીન ચમક્યો જાણે કે કોઈ પ્રભાવશાળી ઉમદા વૃત્તિવાળો સિહ સુતો હોય તેવો તેને ભાસ થયો તે સિહની આગળ જાણે એ એક ઉંદરડો હોય તેમ અલ્લાઉદ્દીનને ભાન થયુ નલિનિકાન્તના મુલાયમ અને સુકોમળ અગો તથા કાયા, ગૌર વર્ણ, બહોળુ વક્ષસ્થળ, અને તેજસ્વી ચહેરા તરફ દૃષ્ટિ નાખતા જાણે કે અકબર બાદશાહ જાતે જ સુતો છે તેમ તેને લાગ્યુ તે બ્હીન્યો કે જો નલિનિકાન્ત જાગશે તો તેને કચડી નખાવશે નલિનિકાન્તની દયાવૃત્તિ, હેતાળ સ્વભાવ, નિર્દોષ ચાલ, અને પ્રતિષ્ઠા તથા લાગવગ, અલ્લાઉદ્દીનની નજર આગળ તરી રહ્યા તે કાંઈક ભયભીત થયો, કઇક શરમાયો, અને કઈક નલિનિકાન્તના તેજમા અજાયો કઇક તેના સદ્ગુણોએ તેનુ હૃદય પીગળાવી નાખ્યુ અલ્લાઉદ્દીન જરા પાછો હઠયો "આ સુતેલા સિહને કેમ હછેડાય ! આવા નિર્દોષ પુરુષનુ શરીર કેમ છેદાય !" આમ વિચાર કરતો કરતો અલ્લાઉદ્દીન આઘો જઇને ઉભો તેના ક્રૂર હૃદયમા પણ આઘાત થયો

"વહ તો ખુદાકા બંદા હૈ ! ઉસ્કા મૂપર ખુદાકા નૂર કૈસા હૈ !" નલિનિકાન્ત તરફ નજર કરતો અને મનમા ને મનમા આમ બોલતો અલ્લાઉદ્દીન વળી જરા પાછો ખસ્યો તેના ગાત્ર ક્ષણવાર લાગણીથી શિથિલ થઇ ગયા, અને કટારી તેના હાથમાથી છુટી ગઇ.

કટારી હાથમાથી છુટી અને બે પગની વચમા જમીન ઉપર પડી ખનનન કરતો મોટો અવાજ થયો તેનો એક છેડો પછવાડેની ભીતને જરા અડકયો, તે સીધી થઇ ગઇ, અને તેનો ધારવાળો ભાગ ઉપર આવ્યો

વર્ષાઋતુની ઘોર અધારી રાતે જાણે કે એકદમ વિજળીનો ચમકારો થયો હોય, મહાસાગરની ગભીર સપાટી ઉપર જાણે મોટો પથ્થર પડતો હોય, મધરાતની અત્યત શાતિમા ચોકીવાળાઓનો મોટો અવાજ સભળાતો હોય, સાધુઓને બચાવવાને જાણે આકાશમા દૈવી વાણી થતી હોય, તેમ કટારીનો અવાજ સભળાયો પ્રભુએ જ જાણે તેને બચાવવાને અને તેનુ રક્ષણ કરવાને અલ્લાઉદ્દીનનુ ભાન ભૂલાવ્યુ હોય, તેને જગાડવાને જ અલ્લાઉદ્દીનના હાથમાથી કટારી સરકાવી દીધી હોય તેમ, કટારીનો અવાજ સાભળીને નલિનિકાન્ત જાગ્યો તેણે આમ તેમ જોયુ

પ્રભુની લીલા અગાધ છે સાધુવૃત્તિવાળા, દયાળુ, પરગજુ, નિરભિમાની અને સાદા, ભોળા, મનુષ્યોને ઉગારવાને માટે હરિ પોતાનો હાથ લાબો કરે છે સુદામાનુ દારિદ્રય હણનાર, દ્રૌપદીના ચીર પૂરનાર, ધ્રુવ અને પ્રલ્હાદ જેવાના કષ્ટ કાપવાને અનેક શ્રમ વેઠનાર શ્રીહરિ જ હતા નામદેવના છાપરા ઉપર નળીયા છાનાર, ગજની કાયા બચાવનાર, ગોરામાનુ પોતુ કચેરીમા ભરવાને લઇ જનાર પણ શ્રીહરિજ હતા અનેક ભક્તોને સકટમાથી શ્રીહરિએ બચાવ્યા છે અનેક ભક્તોની આફત શ્રીહરિએ ટાળી છે અનેક ભક્તોને માટે શ્રીહરિએ અવતાર લીધા છે એ હરિજ આ વખતે નલિનિકાન્તની વારે ધાયો

અલ્લાઉદ્દીન બ્હાવરો બની ન્હાસવા જતો હતો એટલામા ઉતાવળ અને ગભરાટમા તેનો પોતાનોજ પગ કટારી ઉપર પડયો, તેની ધાર તેના પગમા પેઠી, અને તેના ન્હાસવામા મોટુ વિઘ્ન આવી પડયુ એકદમ તે બેશી પડયો અને કટારીની ધાર પગમાથી બહાર

કહાડવા લાગ્યો જરા જોર કરીને કટારી તેણે પગમાથી ખેચી કહાડી અને રીસમા ને રીસમા તેને આઘી ફેકી એથી વધારે અવાજ થયો

એક બાજુએ જેમ શ્રીહરિ સાધુ પુરૂષોને બચાવવાને અનેક પ્રયાસો કરે છે તેમ બીજી બાજુએ પાપી પુરૂષોને ખાડામા ઉતારવાને કુદરત અનેક રીતે તેની સામેજ વર્તન કરી રહે છે અચાનક પવનનો સુસવાટ બહાર આવ્યો જાણે કઇ ભય દેખતા હોય તેમ બગલાની આસપાસના કુતરા ભસવા લાગ્યા સિપાઇઓ જાગૃત થયા કોઇ મનુષ્યનો બગલામા સચાર થયો હોય તેમ સૌને ભણકારા વાગ્યા આસપાસની વસ્તુઓએ ભયકર દેખાવ ધારણ કર્યો સઘળા વાતાવરણમા સિપાઇઓને ભય જેવુ જણાયુ એક બુઢ્ઢો જમાદાર ટટાર થયો અને બીજાને હાક મારવા લાગ્યો "અબે, જમાલખા ! માનો ન માનો પન કોઇ હગામખોર બગલામે ઘુસ ગયા હોવે એસા માલુમ પડતા હૈ"

જમાલખા—હા, સાલે કુત્તે બી બહોત ભસતે હૈ હૈ તો કુચ એસા

જમાદાર—માલી રાત બી કૈસી અધારી ઘોર હો રહી હૈ બેશક કુચ તોફાન ચલતા હૈ

જમાલખા—મીયા, છાનેમાને સો જાવ અમુદ્રમે તોફાન ચલતા હોવે તો બી એસી રાત હો જાતી હૈ

આ બનેની વાત સાભળીને પહેરા ઉપર ડોલા ખાતો ખાતો બેઠેલો સિપાઇ ફકરૂ બોલી ઉઠયો "જમાદાર, મૈને ઉપર બગલેમેં કુચ અવાજ સુના થા"

જમાલખા—કેસી ગાડુ જેસી બાત કરતે હો તુમ તો ઝોકે ખા રહે થે ! તુમારી લકડી ગીરી હોયગી ઔર અવાજ હુવા હોયગા

જમાદાર—તુમને અવાજ સુના તો મેરેકુ ઉઠાયા ક્યોં નહી ?

જમાલખા—મીયા ડર ગયે હોઇગે

ફકરૂ—ડરે ક્યા, મેરે બાવાને એસે તો બાગસે મારકે ફેક દીયે

જમાલખા—તુમારે બાવાને મારકે ફેક દીયે, લેકીન તુમને કયા કીયા ?

કઇ પણ જવાબ આપ્યા વગર ફકરૂ આકાશ તરફ જોઇ રહ્યો, અને "સાલા કુચ હૈ તો સહી ! યા અલ્લા ! પરવર દીગાર !" એમ કહેતો કહેતો દાઢી અને મુછ આમળવા લાગ્યો આમ ત્રણે સિપાઇઓ નીચે જાગૃત થઇ ગયા

ઉપર બંગલામાં ફરીથી કટારીનો અવાજ થયો એટલે નલિનિ-કાન્ત બેઠો થયો અલ્લાઉદ્દીન લંગડાતો લંગડાતો ન્હાસવા ગયો, પણ નલિનિકાન્ત જાગ્યો છે અને હવે તેનું આવી બન્યું એ વિચારથી તેના ગાત્ર વધારે ને વધારે શિથિલ થયા અને તેનાથી એક પણ ડગલું આગળ ભરાયું નહીં નલિનિકાન્તે બુમ પાડી અને સિપાઇઓ "દેખો મેં કહેના થા ને" એમ બોલતા મેડી ઉપર આવ્યા ગુન્હો હમેશાં ગંદ છે, તેથી અલ્લાઉદ્દીનના હાંઝા ગગડી ગયા ત્યાં ને ત્યાંજ તે બેશી ગયો સિપાઇઓએ પાસે આવીને તેને પકડયો અને ફાનસની બત્તી મોટી કરી તેનું મુખ તે જોવા લાગ્યા

ફેકરૂ બોલી ઉઠયો "કોન, અલ્લાઉદ્દીન ચચા ? ઇસ બખત તુમ કહાંસે ?"

અલ્લાઉદ્દીને શરમાઇને મો નીચું વાલ્યું એટલામાં જમાલખાં પાસે આવ્યો અને બોલ્યો "કોન, અલ્લાઉદ્દીનભાઇ, ઇહાં કાંસે ચ્હડ ગયે ! બિચારે ભૂલે પડે હોઇંગે ! સાલી રાત કાલી અંધારી હૈ તો"

અલ્લાઉદ્દીન એવો તો ઠંડો ગાર થઇ ગયો કે કાપ્યો હોય તો એક ટીપુએ લોહી ના નીકળે એટલામાં જમાદારે કહ્યું "અબ મશ્કરીકી બાત છોડ દો"

બધાએ મળીને તેને બાંધ્યો અલ્લાઉદ્દીન ખુબ કરગરી પડયો નલિનિકાન્તે તેને ખુબ ધમકી આપીને કહ્યું "સાચે સાચું કહી દે કે તું કેમ અહીં આવ્યો હતો ?"

અલ્લાઉદ્દીને સર્વ હકીકત કહી દીધી ચંદુલાલ અને ભીમસિંહ બંનેના નામ તેણે આપ્યા અને સઘળું કાવતરૂં તેણે ઉઘાડું કરી દીધું એટલામાં નલિનિકાન્તે ત્યાં પડેલી કટારી તથા લોહીના છાંટા જોયા તે વિષે તેણે તપાસ કર્યો, અને અલ્લાઉદ્દીન સર્વ હકીકત કહેતો અને પોતાનો પગ બતાવતો બોલ્યો "મેરા ગુન્હાકી સજા તો અલ્લા મેરેકું કર ચુકા હૈ" રાતે ને રાતે અલ્લાઉદ્દીનને પોલીસને સ્વાધીન કરવાને મોકલવામાં આવ્યો

રસ્તામાં વળી ફેકરૂએ પુછ્યું "ચચા કહો તો સહી, ઇહાં કયઉં આના હુઆ ?" અલ્લાઉદ્દીન ચ્હીડાયો અને બોલ્યો "ચચે તુમારે મર ગયે કયા બાર બાર પુછતે હો જખમારનેકું આયે"

અલ્લાઉદ્દીનને પોલીસને સ્વાધીન કરીને સિપાઇઓ પાછા ફર્યા. પોલીસે તેને કેદમાં નાખ્યો.

રાતે અલ્લાઉદ્દીનને નલિનિકાન્તને બંગલે વિદાય કરીને ભીમસિંહ ઘેર આવીને સુઇ ગયો હતો, અને સવારમાં વ્હેલો ઉઠીને તે ચંદુલાલને ઘેર આવ્યો હતો. એટલે રાતે અલ્લાઉદ્દીનની શી વલે થઇ છે તે ભીમસિંહ જાણતો નહોતો. અલ્લાઉદ્દીન પોતાના કામમાં ફતેહ મેળવીને હમણાં આવશે એમ રાહ જોતો જોતો તે કારભારીને ઘેર આવીને બેઠો હતો. પોતે જાણતો હતો એટલી હકીકત ભીમસિંહ ચંદુલાલને કહેતો હતો એટલામાં ચતુરસિંહ ઉતાવળો ઉતાવળો ત્યાં આવી પહોંચ્યો. ભીમસિંહ તેને આવેથી આવતો જોઇને એકદમ ઉઠયો અને બહાર જઇને બોલ્યો: "ચતુરસિંહ, આટલો બધો વ્હેલો તું ક્યાંથી ?"

"વ્હેલા તો કંઈ કામ વગર આવ્યા હઇશું ?"

"કંઇ બાતમી મળી ?"

"બાતમી મળી અને સઘળી બાજી બગડી પણ ગઈ."

ભીમસિંહના મનમાં મોટો ચિરાડો પડયો. તેના મુખ ઉપર ગ્લાનિ છવાઇ રહી. હૃદયમાં ચિંતાનો અગ્નિ ભભુકી રહ્યો. આખી રાત ઉંઘ નહી આવવાથી લાલ ચોળ થઇ ગયેલી તેની આંખોમાંથી તેજ ઉડી ગયું અને મનના માલિન્યથી કાળો મેશ જેવો થઇ ગયેલો ભીમસિંહ મુંગા પ્રાણી જેવો અવાચક બની બોલ્યા ચાલ્યા વગર ચતુરસિંહ સામે જોઇ રહ્યો. ક્ષણવાર પછી બંને જણ ઘરમાં આવ્યા.

અલ્લાઉદ્દીન પકડાયાની વાત આખા વીરપુરમાં ફેલાઇ રહી. તેની સાથે નલિનિકાન્તનું ખુન કરવાની કોશીશ, અને અલ્લાઉદ્દીનનું તેમાં નહી ફાવવું, વગેરે વગેરે વાતો નગરમાં ચર્ચાવા લાગી. તેમાં ચંદુલાલ અને ભીમસિંહનો પણ હાથ છે એમ સૌએ કહેવા માડયું. લોકોએ વિસ્મય પામીને ચંદુલાલ અને ભીમસિંહ તરફ તિરસ્કાર દર્શાવ્યો. ચતુરસિંહ એ સઘળું સાંભળીને ખબર આપવાને કારભારીને બંગલે આવ્યો હતો. તેણે સાંભળેલી સર્વ હકીકત કહી સંભળાવી. ક્ષણવાર ત્રણે જણ બોલ્યા ચાલ્યા વગર એક બીજાની સામે જોઇ રહ્યા. એ વખત તેમના મુખ ભય અને ચિંતાથી છવાઇ રહ્યા.

જ્યારે ત્રણે જણ એકદમ ચુપ થઇ ગયા, ત્યારે ઓચીંતા

ત્રણે જણ કેમ ચુપ થઇ ગયા હશે એમ વિસ્મય પામીને હૃષીકેશચંદ્રે પોતાની ઓરડીમાંથી જરા બહાર ડોકું કહાડ્યું અને તેમના તરફ નજર કરી જુવે છે તો ત્રણેજણ મો ઉંધાં વાળી, લમણે હાથ દઇ, શોકાતુર અને મ્લાન ચહેરે બેઠેલા જણાયા તેમના મુખ ઉપરથી લાગ્યું કે અત્યંત ચિંતા અને ભયમાં તેઓ ડુબેલા છે દિવાનખાનામાં પણ અત્યંત શોકની છાયા છવાઇ રહેલી જણાઇ ત્યાં એક નાની ટાંકણી પડે તો પણ અવાજ સંભળાય એવું સઘળું શાંત અને ચુપ થઇ ગયેલું લાગ્યું

કંઈક ખેદ પામીને હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીમાં પાછો આવ્યો અને ખુરશી ઉપર પડ્યો પડ્યો મનમાં બડબડ્યો "ચંદુલાલ ! તમારી અમલદારી અને વૈભવ તમને જ મુબારક હજો કલાપી ! કલાપી ! આવા રાજ્યવૈભવને "ખુની ભપકા"નું નામ તે ખરૂં જ આપ્યું છે હું તેમને નરકના દ્વાર કહું છું"

"Shakespeare ! Shakespeare ! Thou hast well said

'Some are born great,
'Some achieve greatness,
'And some have greatness thrust
upon them

"મૂર્ખ લોકોએ તમને મોટા માન્યા માટે જ તમે મોટા નહીં તો તમારામાં મોટાઇનાં લક્ષણ શાં છે ? માત્ર કાળબળના તમે પુતળા છો !"

"સો રૂપિઆ મળે કે શેર મહુડીની કેફ ચ્હડે ! અધિકારની કેફ જેને લાગે નહીં તેજ મનુષ્ય !"

"હરિ, હરિ"

એમ બોલતો, નિઃશ્વાસ નાખતો, ચંદુલાલના જ વિચાર કરતો હૃષીકેશચંદ્ર ખુરશી ઉપર બેઠો થયો અને ચંદુલાલનાં કૃત્યો અને તેમનાં ભાવી પરિણામો વચ્ચે તેનું મગજ અથડાઇ રહ્યું "ચંદુલાલ, ચંદુલાલ, તું આ શું કરવા બેઠો છે ? તને લાજ નથી, શરમ નથી, ડર નથી શું આ તારી અમલદારી '

" પ્રભુથી ના કદિ ડરવા, દિલે ઇચ્છયુ સદા કરવા,
નહી કઇ દાદ સાભળવા, અમલદારી તમારી શુ !
નહી વિવેક વાપરવા, નહી શુભ શબ્દ ઉચ્ચરવા,
દયા કે ધર્મને ત્યજવા, અમલદારી તમારી શુ !
ભલે હો રક કે ધનવત, ભલે હો ન્યાયી, સાધુ, સત,
નથી કોની કદિ પરવા, અમલદારી તમારી શુ ! "

હૃષીકેશચદ્ર વિચારમા ને વિચારમા જરા મોટેથી બોલી ગયો કઇક શબ્દો દિવાનખાનામા બેઠેલા ચદુલાલના કાનમા અચાનક અથડાયા ભીમસિહ રજા માગીને ચાલતો થયો તેની સાથે ચતુરસિહ પણ ગયો અને ચદુલાલ હૃષીકેશચદ્રના શબ્દો ઉપર કઇક વિચાર કરતો, કઇક પોતાની જાતને નિદતો, અને નિશ્વાસ નાખતો, સ્તબ્ધ બનીને ત્યા ને ત્યા જ બેશી રહ્યો એટલામા નોકરે આવીને વરધી આપી કે જમવાની વખત થઈ છે, પણ ચદુલાલના ભૂખ અને તરસ ઉડી ગયા હતા બળ્યુ એ ખાવાનુ ને પીવાનુ એમ બડબડતો તે જે ભાવે તે ખાઈ લેવાને ગયો અને હૃષીકેશચદ્ર જોડે જમવાને બેઠો એટલામા મદકલિકા પોતાને સાસરેથી આવી હૃષીકેશચદ્રને વચન આપ્યા પ્રમાણે તેના પહેરવેશ, અને રીતભાતમા ઘણો ફેરફાર થઈ ગયો હતો એક સાદી ફુલ ગુલાબી રગની ઝીણી કોરવાળી સાડી એણે પહેરી હતી સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જા હવે તેનામા જણાતી હતી માથે વાળ સાદી સીધી સેથી પાડીને હોળેલા હોય તેમ જણાતુ હતુ, કારણકે તેના માથાનો ભાગ એટલો તો ઢાકેલો હતો કે કવચિત તેની સાડીનો છેડો માથેથી ખસતો ત્યારે જ કપાળની ઉપરનો ભાગ સહેજ દેખાતો હિદુઓના રિવાજ પ્રમાણે તેના કપાળની વચમા રક્તબિદુ જેવો લાલ કુકુમનો ચાદલો—સૂર્યાસ્ત સમયે સ્વચ્છ આકાશમા દેખાતા લાલચોળ રવિરાજ સરીખો—ઘણો જ શોભતો હતો બીજા સૌભાગ્યચિન્હ શરીર ઉપર નજરે આવતા હતા હાથે સોનાની બગડીઓનો 'સેટ' અને તેમા વચ્ચે વચ્ચે પહેરેલી કાચની આસમાની રગની બગડીઓ તેની શોભામા ઉમેરો કરતા હતા પગમા પહેરેના ઝાઝરનો ઝમકાર સૌના ચિત્તને હરતો હતો તેના હાથની હથેળીઓ, પગના તળીયા, અને હાથપગના આગળાના નખ, મેદી મુકીને કસુબા જેવા લાલ કરેલા દેખાતા

હતા તેની મુખમુદ્રા ગંભીર હતી હૃષીકેશચંદ્રની દૃષ્ટિ આપેથી તેના ઉપર પડી થોડા દિવસ ઉપર ફરવા જતે જોયેલી મદકલિકા તેને સાંભરી આજની મદકલિકા અને તે દિવસની મદકલિકામા આસમાન જમીનનો ફેર લાગ્યો આજની મદકલિકા ગંભીર અને તે દિવસની અસ્થિર અને ચંચળ લાગી

મદકલિકા રસોડામા આવી અને ચંદુલાલ અને હૃષીકેશચંદ્ર સામે પાટલા ઉપર બેઠી મદકલિકાને જોઇને હૃષીકેશચંદ્ર હર્ષથી બોલ્યો "બ્હેન, આ તમારો દેખાવ મારા હૃદયમા ભક્તિભાવ ઉત્પન્ન કરે છે આર્ય ભાવનાઓને પ્રદર્શિત કરનારા વસ્ત્રાલંકારોથી તમે અધિક શોભો છો "

"ભાઇ, હું તમને ઠપકો દેવાને આવી છુ "

"મે શો ગુન્હો કર્યો છે ?"

"ગુન્હો કરો તેવા તો તમે છો જ નહી "

"ત્યારે ઠપકો શા માટે ?"

"તમારા જેવા શાણા અને સુશિક્ષિત પુરુષો પણ જુઠા હોય છે એ તો મે આજ જ જાણ્યુ" મદકલિકાએ હસતે હસતે કહ્યુ

"શા માટે એમ બોલો છો ?"

"તમે એમને વચન આપ્યુ હતુ અને તમે મારે ઘેર ફરી જમવાને કેમ ન આવ્યા ?"

"સજ્જન પુરૂષને વારેઘડીએ તસ્દી આપવી એ મને ઠીક લાગ્યુ નહી "

"ત્યારે તમે કોઇ વાર જુઠુ પણ બોલો ખરા !" મદકલિકાએ કહ્યુ અને તે ખડખડ હસી પડી

હૃષીકેશચંદ્ર પણ મો મલકાવતો તેની સામે જોઈ રહ્યો

ફરી પાછી મદકલિકા હસતી હસતી બોલી "ઠીક ત્યારે તમે જુઠા તો થાવ, પણ તમે કોઇ વખત ગાંડા પણ થાવ કે ?"

હૃષીકેશચંદ્રે હસતે હસતે જવાબ આપ્યો "હા, તે પણ થઇએ, કેરી ચુસતા, છોકરૂં રમાડતા, કુદરતને નિહાળતા, ઝાડપાન અને વેલાથી ભરેલે રસ્તે ચાલતા અને પોતાની પત્ની સાથે વાતચીત કરતા, વિદ્વાનો પણ ગાંડાતૂર જેવાજ જાણવા "

સૌ ખડખડ હસી પડયા ચન્દુલાલ પણ પોતાની ચિંતા ક્ષણ વાર વિસરી જઇ ખડખડ હસ્યો અને બોલ્યો ' જ્યાં નવ પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ ! તમે વિદ્વાનો અને કવિઓની કલ્પના-શક્તિ અને અવલોકનશક્તિથી તો હદજ છે " આમ કહેતે કહેતે ચન્દુલાલના મુખ ઉપર હાસ્ય અને વિસ્મય રમી રહ્યાં

વળી પોતાની જમતાં પહેલાંની સ્થિતિને સંભારતો અને તેની સાથે આ નિર્દોષ આનંદને સરખાવતો ચન્દુલાલ બોલ્યો ' હૃષીકેશ ભાઇ, તમારા નિર્દોષ આનંદની હું તો અદેખાઇ કરૂં છું જીવતરમાં આવી ઘડીઓ ધન્ય ઘડીઓજ છે " પોતાના કૃત્યોનો જાણે કે પશ્ચાત્તાપ કરતો હોય તેવા ચન્દુલાલ આ વખતે જણાયો

" હૃષીકેશભાઇની પવિત્ર ભાવનાઓ પ્રભુ મને આપો એમ હું દઢપણે ઇચ્છું છું " મદનલિકા ઘણા ઉમંગમાં આવીને બોલી

" મારૂં કઇ લેશો તો તમે ચોર ગણાશો " હૃષીકશચન્દ્રે કહ્યું અને બોલતે બોલતે હસી પડયો

સૌ હસવા લાગ્યા

" ચોરી કરવામાં ચોર માલીકનું દ્રવ્ય ઓછું કરે છે, પણ આ ચોરીમાં તો તમારૂં દ્રવ્ય વધશે, લાભ તો બન્નેને છે " મદકનિકાએ જવાબ આપ્યો

" સજ્જન પુરૂષોનું ધન તેમનું એકલાનું નથી પણ તે સમસ્ત જગતનું છે " ચન્દુલાલે તેમાં ટાપશી પુરી તે પોતાની ચિંતાને ક્ષણવાર વિસરી ગયો, અને બન્નેની વાતો સાભળીને હસ્યો પછી તે પોતાની અંતર્વ્યથાને આ નિર્દોષ આનંદ સાથે સરખાવવા લાગ્યો

હૃષીકેશચન્દ્ર અને મદનલિકા બન્ને જણ નિર્દોષ આનંદની લહરીઓમાં—જાણે નિર્મળ આકાશમાં સ્વતંત્રપણે બે પક્ષીઓ ઉડતાં હોય તેમ—ઉડતાં જણાયાં શાંતિ અને આનંદ સર્વત્ર વ્યાપી રહ્યાં બન્ને જણ હસતે હસતે આનંદમાં ગુપચુપ એક બીજાના સામું જોતાં જોતાં ક્ષણવાર બેશી રહ્યાં

જમવાનું જમવાને ઠેકાણે રહ્યું સિપાઇ રસોઇઓ ઉંચો નીચો થવા લાગ્યો કે ક્યારે જમી પરવારે અને હું છુટો થઉં ! એટલામાં શાંતિનો ભંગ કરી ચન્દુલાલ બોલી ઉઠયો " ભર્તૃહરિ, ભર્તૃહરિ, તેં ખરૂંજ કહ્યું છે,

**वाञ्छा सज्जनसंगमे परगुणे प्रीति र्गुरौ नम्रता**
**विद्याया व्यसन स्वयो षिति रति र्लोकापवादा द्भयम्**
**भक्ति शूलिनि शक्तिरात्म दमने सस ंमुक्ति खले**
**ष्वेते येषु वसन्ति निर्मलगुणा स्तेभ्यो नरेभ्यो नम**

ક્ષણવાર ચ દુલાલે પોતાની અમલદારી તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોયુ અને પછી બોલ્યો "હૃષીકેશચદ્ર, ધન્ય છે તમને ! તમારા જેવા પવિત્ર વિદ્વાન મારા ઘરમા આવ્યા અને મારૂ ઘર પાવન થયુ વિદ્વાનોનો નિર્દોષ આન દ કેવો હશે તેનુ ભાન મને આજ થયુ આવા નિર્દોષ આન દમા કદિ શોકનો અવકાશજ નથી અમારા આન દ તો દોષ અને અ તે દુ ખથી ભરેલા છે" એમ કહેને કહેતે ચ દુલાલને પોતાના કૃત્યો ઉપર ધિક્કાર આવ્યો

ચ દુલાલની સામે જોઇને હૃષીકેશચદ્રે બહુ ગભીરતાથી જવાબ આપ્યો "સાહેબ, ઇદ્રિયોનેજ સતોષવી એ જેના જીવનનુ લક્ષ્ય હોય, તેનામા ઉચ્ચ પવિત્ર ભાવનાઓ કે સસ્કારો પેશી શકતા નથી ક્ષણવાર અચાનક થયેલા સત્સમાગમથી વખતે તે પેસે તો તે ઝાઝીવાર ટકી શકતા નથી પવિત્ર ભાવનાઓ વગર નિર્દોષ આન દ મેળવી શકાતો નથી અને એ નિર્દોષ આન દ વગર સુખની આશા રાખવી વ્યર્થ છે"

ચ દુલાલ સાભળી રહ્યો અને તેના મનમા કઇ કઇ વિચારો આવ્યા એટલામા પાછો હૃષીકેશચદ્ર બોલ્યો "જે કુટુ બમા ભાઈ ભાઇ વચ્ચે, ભાઇ બ્હેન વચ્ચે, પિતાપુત્ર વચ્ચે, પતિપત્ની વચ્ચે અને માતાપુત્ર વચ્ચે, સ્નેહની, પવિત્ર ભાવનાઓની, ધાર્મિક વિચારોની, ઉચ્ચ આશયોની, કે સસ્કારી ઉર્મિઓની, આપ લે થતી નથી, તે કુટુ બમા ખરા સુખ અને શાંતિનો કદિ વાસ થતો જ નથી તે કુટુ બ કુ ગળી વાવીને કસ્તુરી લણવાની મિથ્યા આશા રાખે છે ધર્મ વગર નીતિ નથી, નીતિ વગર ચારિત્ર્ય નથી, અને ચારિત્ર્ય વગર સુખની આશાજ નથી"

હૃષીકેશચદ્રના વચનો ચ દુલાલના હૃદયમા બાણ જેવા લાગ્યા અને તે હૃદય કઠણ કરીને સાભળી રહ્યો. તેના મુખ ઉપર જરા ગ્લાનિ વ્યાપી રહી પણ તેને ખોટુ લાગશે તેનો વિચાર કર્યા વગર હૃષીકેશચદ્ર ચ દુલાલને હજી પણ બે ચાર વધારે શબ્દો સભળાવવા

એમ કરીને હિંમત ધરીને નિસ્પૃહાથી આગળ બોલ્યો “ભાઇ ચંદુ-લાલ, તમને ખોટું લાગશે, પણ હું સ્પષ્ટવકતા છું, તેથી મને જે ખરૂ લાગે છે તે હું કહી દઇશ ધર્મ વિનાનું તમારૂ ચારિત્ર્ય સુકાન વિનાના વહાણ જેવું છે તે કયાં ઘસડાઇ જશે, કયાં અથડાશે, કયારે ભાગી જશે, તે કહી શકાય નહી જે કુટુંબમાં આજ આ રાતો નેકટાઇ ઘાલીશ, કાલે કાળો પહેર્યો હતો, આ કોલર જરાક ચોળાયલો છે, કાલે એ પહેર્યો હતો, આજે નવો ટાઇટ લાવો, આવા શબ્દોજ કાને પડતા હોય, આવી બાબતોમાજ સૌનો જીવ રહેતો હોય, ત્યાં સાધુતા કે ધાર્મિકતા, કે ઉંડા અધ્યયનની આશાજ શી ! અને ઉંડી વિદ્યા કે ધાર્મિકતા વગર તમે ખરૂ સુખ પ્રાપ્ત કદિ કરી શકશો નહી ”

હૃષીકેશચંદ્રના શબ્દો ચંદુલાલના હૃદયમાં પાછા વજ્ર સમાન વાગ્યા તેણે હવે નીચું જોઇને જમ્યાજ કર્યું હૃષીકેશચંદ્રને ચંદુ-લાલના કુટુંબની રહેણી કરણી ઉપરથી સમસ્ત ભારતની રહેણી કરણી સાંભરી આવી એ સ્વદેશપ્રેમીનું હૃદય ચિરાયું અને તે બહુ ખેદ સાથે મનમાં બડબડયો “મોજશોખ અને પાશ્ચાત્ય વિલાસોમાં સઘળું હિંદ પાયમાલ થઇ રહ્યું છે સાદાઈ વગર સાધુતા નથી, સાધુતા વગર ઉત્કટ ચારિત્ર્ય નથી, ઉત્કટ ચારિત્ર્ય વગર તમે ગમે તેટલી સમાજો સ્થાપો, ગમે તેટલાં મંડળો ઉભાં કરો, અને ગમે તેટલી સંસ્થાઓ અસ્તિત્વમાં આણો, પણ તે સઘળા રેતીના પાયા ઉપર ચણેલા છે એમજ સમજજો ”

સૌ જમીને પરવાર્યાં પોતપોતાના હૉલમાં ચાલ્યા ગયા ચંદુલાલ પાછો પલંગમાં પડયો પડયો આળોટવા લાગ્યો હૃષીકેશચંદ્ર પાછો લાયબ્રેરીમાં જઇને કંઇક વાંચવા લાગ્યો

એટલામાં વળી દિવાનખાનામાં ભીમસિંહ પાછો આવીને બેઠો, અને ચંદુલાલ છે એમ તપાસ કરવા લાગ્યો ચંદુલાલને ખબર મળતાં તે દિવાનખાનામાં આવ્યો અને ભીમસિંહને જોઇને એકદમ બોલી ઉઠયો “ભીમસિંહ, હવે કંઈ ઉગરવાનો ઉપાય છે ? આ તો આબરૂના કાંકરા થવા બેઠા ”

ભીમસિંહે તરતજ જવાબ આપ્યો “સાહેબ, સાહેબ, હવે ગભરાવા જેવું કંઇજ નથી. બીજો ઉપાય રચ્યો છે પ્રભુ કરશે તો તેમાં ફતેહ મળશે ”

"પણ નલિનિકાન્તને મારવાની કોશીશ કર્યાનો આરોપ આપણે માથે આવશે તેનું શું ?" ચંદુલાલે અધીરા થઈને પુછ્યું

"એ કેમ અદ્ધરજ ઉડી જાય એવો બંદોબસ્ત હું કરીશ" મનમાં ગભરાતો પણ ઉપરથી હિંમત બતાવતો ભીમસિંહ બોલ્યો

"ઠીક ત્યારે તો ! પણ પેલા નંદકુમારે શું કર્યું ?" ચંદુલાલે પાછું પુછ્યું

"તેણે ખોટી પહોંચ બનાવી છે" ભીમસિંહે જવાબ આપ્યો

"એમાં તો હું પણ તમને કંઈક મદદ કરીશ" ચંદુલાલ કંઈક હિંમત ધરી, કારભારનો ગર્વ મનમાં આણી, મુછોને આમળતો આમળતો બોલ્યો

ચંદુલાલ હવે પોતાની જમતા પહેલાની સ્થિતિ ભૂલી ગયો હતો તેણે માનસિક વ્યથાને ત્યજી દીધી "એવા તો પાંચમે આવે છે ને જાય છે એવી ચિંતા કરીએ તો જીવીએ નહી," એમ કહીને તેણે પોતાના હૃદયને કઠણ કર્યું દેશી રજવાડાની ખટપટ, પ્રપંચ અને પ્રવૃત્તિમાંજ ઉછરેલા ચંદુલાલે, ખલાસીનું છોકરૂં જેમ ભર દરિયે તોફાનમાં પડેલા વહાણમાં હિંમત અને ધૈર્ય ધરે છે તેમ ધૈર્ય ધર્યું તેનો મૂળ સ્વભાવ પ્રગટી રહ્યો પ્રપંચનું તે પુતળું પાછો બની રહ્યો તેની ઘુમરાયલી આંખો, ચ્હડેલી ભ્રકુટિ, કરડી અને આડી નજર, મુછ ઉપર હાથ, અને ઉન્મત્ત ચહેરો, ગર્વની પરિસીમા દર્શાવવા લાગ્યા તે એકદમ ફરી બોલી ઉઠ્યો "એહ, એમાં તે શું ? કેટલાનેય ઉખેડી નાખ્યા ! આ મગતરાનો તે શો હિસાબ ? એને પણ ખબર પાડું કે હુંયે પણ એને એક મળ્યો હતો"

"હા, ભાઈસાબ, આપ ધારો તો બધુએ કરી શકો તેમ છો ! રાણાજી તો માત્ર નામના જ છે આપ જ અમારે મન તો રાણાજી છો" ભીમસિંહ આમ ધીમે રહીને બોલ્યો અને તેણે ચંદુલાલને પાણી ચ્હડાવી ઉશ્કેર્યો

"ભીમસિંહ, મને ચ્હડાવવાની વાત ન કરો હું બધુએ સમજું છું, પણ હું જરા વખત વિચારી જઉં છું મને જરા દયા આવી જાય છે"

ચંદુલાલે જરા મોં ઠાંકું કરી ગર્વ ધરીને કહ્યું

"સાહેબ, હું પણ એ જ કહેવાનું કરતો હતો કે સાહેબ આપ બહુ જ દયા ખાઈ જાવ છો પણ દયા ડાકણને ખાય છે એ તો આપ જાણો છો" ભીમસિંહે ધીમે રહીને જવાબ આપ્યો

એ સાંભળીને ચંદુલાલ મનમાં ફુલાયો અને બોલ્યો "હું જાણું તો છું જ, પણ–અ–અ–અ–સાળો સ્વભાવ મારો એવો છે કે મારાથી કોઇનું બગાડાતું નથી"

"આપની ઑફીસવાળાઓ પણ એમ જ કહે છે તેઓ કહે છે કે સાહેબે જેને પોતાનો ગણ્યો તે તો ઈશ્વરને જ ખોળે બેઠો" ઑફીસવાળા કારકુનોના ડુબેલા હક્ક અને ચંદુલાલનો પક્ષપાતી સ્વભાવ પોતાના મનમાં ખડો કરીને ભીમસિંહ કંઈક ટોળથી હડાહડ જૂઠું જ બોલ્યો

જગતનો સામાન્ય નિયમ એવો હોય છે કે જે મનુષ્યો અજ્ઞાની અને કમ અક્કલવાળા હોય છે, અથવા તો ભુંડાં કૃત્યો કરનારા હોય છે, તે પોતાની પ્રશંસા થતી સાંભળવાને હમેશાં આતુર હોય છે ખુશામતથી તે રાજી થાય છે અને તેમની આગળ ખુશામતીયાઓ જ ફાવી શકે છે સજ્જન અને સત્કાર્ય કરનારા પુરૂષો પોતાની ઉજ્જવળ કીર્તિને હસ્તામલકવત્ પ્રત્યક્ષ દેખે છે, તેમનાં સત્કાર્યો જ તેમની કીર્તિ છે એમ તે માને છે તેમના સત્કાર્યોમાં તેમને દૃઢ વિશ્વાસ છે એથી તે બીજાના વખાણની દરકાર કરતા નથી કુકર્મ કરનારને તેની કીર્તિ વિષે શંકા રહે છે અને તેથી તે બીજાઓ પાસેથી તેનું ગાન સાંભળવા ઈચ્છે છે એથી કરીને પોતાના વખાણથી રાજી થતો અને ફુલાતો ચંદુલાલ, અધુરો ઘડો છલકાય તેમ, છલકાઇ જઇને પોતાની મિથ્યા બડાશો હાંકવા લાગ્યો તેણે કહ્યું "શું કરૂં ભીમસિંહ! ઑફીસના કારકુનોમાં કોઇનામાં બે બદામનીયે અક્કલ નથી શેરાઓ લખતાં પણ ન આવડે કામ સમજાવતાં પણ ન આવડે એ તો હું જ નભાવી લઉં"

"ત્યારે શેરાઓ પણ આપ આપને હાથે જ કરો છો? તો તો પછી આપને ઘણું જ કામ પહોંચે આપના જેવા કારભારી તો કોઇક જ હશે!" ભીમસિંહે કહ્યું, અને કહેતાં કહેતાં ચંદુલાલ બે વાગ્યે કચેરીમાં જાય છે, હા, હો કરીને પાછો આવે છે

અને બિચારા કારકુનો બધું લખવામાં પીલાઇ મરે છે, એ સઘળો ચિતાર તેણે પોતાના મગજમાં ખડો કર્યો

"છતાં પણ પેલો કહેશે કે મને પ્રોમોશન ન આપ્યું અને પેલો કહેશે કે મને ન આપ્યું ! કામમાં તો બધાનોય ધબડકો જ ! તોયે પણ—હું મારા વખાણ નથી કરતો—પણ—હું જરા દયા રાખું છું અને જેનો હક્ક આવે છે તેને તરત પ્રોમોશન આપું છું. અટકાવું તો શું કરે ? કામ જોતાં તો તેમજ કરવું ઘટે છે"

"હા, અટકાવો તો શું કરે ? એ તો આપ સારા કે કોઇના કામ તરફ જોતા નથી અને કોઇનો હક્ક ડુબાવતા નથી ઓફીસના બધાએ કહે છે કે સાહેબનામાં પક્ષપાત બીલકુલ નથી" ચંદુલાલનો પક્ષપાતી સ્વભાવ, કામ નહી જોવાની અને માત્ર સહી કરવાની ટેવ, અને ઘણાના ડુબેલા હક્ક, વગેરે બાબતો મનમાં લાવીને ભીમસિંહ બોલ્યો

આમ બંને બેઠા બેઠા વાતો કરતા હતા એટલામાં એક સિપાઇએ આવીને એક કાગળ ભીમસિંહના હાથમાં આપ્યો તે કાગળ ભીમસિંહે મુકેલા એક જાસુસનો હતો તેમાં નીચેની હકીકત લખેલી હતી "અલ્લાઉદ્દીનના ઉપર કેસ ચાલ્યો તેમાં તેને સખત શિક્ષા થઇ છે ન્યાયાધીશે કારભારી સાહેબની ચીઠ્ઠીનો પણ સ્વીકાર કર્યો નથી આડકતરી રીતે તમારો અને કારભારી સાહેબનો પણ આ કેસમાં હાથ છે એમ કચેરીમાં સૌના જાણ્યામાં આવ્યું છે પાડે પાડા વઢે અને ઝાડનો ખેડો કહાડે તેમ બિચારો અલ્લાઉદ્દીન માર્યો ગયો છે નંદકુમારવાળો કેસ પોલીટીકલ એજંટ પાસે ચાલતો હતો તેમાં નલિનિકાન્ત ફતેહ પામ્યો છે નંદકુમારનો પુરાવો તુટી ગયો છે"

ભીમસિંહે કાગળ વાંચ્યો અને બંને જણના હાંઝા ગગડી ગયા તેમના હાથ પગ ઢીલા થઈ ગયા હૃષીકેશચંદ્ર પાસેની ઓરડીમાં બેઠો બેઠો વાંચતો હતો તેણે આ સઘળું સાભળ્યું અને તે મનમાં બોલ્યો "કપટનું કોઈ સગું નથી પ્રભુને જુઠ વ્હાલી નથી અહંકાર કોઇનો રહ્યો નથી મોટા રાવણ જેવાઓ પણ ધુળમાં રગદોળાયા ! આજે તેમના નામ કે નિશાન પણ નથી ! તો પછી ચંદુલાલ, તારા જેવાના તે શા હિસાબ ? એક કવિએ ખરૂં જ કહ્યું છે

" શું માનવનું અભિમાન પલકમાં ટળી જશે રે,
માટીમાં મળી જશે રે
જેમ પીપળ ઉપર પાન પલકમાં ખરી જશે રે,
માટીમાં મળી જશે રે "

ચંદુલાલ ઘણો ઉદાસ થયો, તેણે ઉંડો નિસાસો નાખ્યો, હાથ પગ પછાડયા, અને ઉંચો નીચો થઇ રહ્યો ભીમસિંહ પણ નરમ ઘેંશ જેવો થઈ ગયો. શું કરવું તે કોઇને સુઝયું નહી એકે રસ્તો હવે રહ્યો નહી ચંદુલાલ ગમે તેવો કપટનો કરનારો પણ આખરે કારભારી તો ખરો જ ! મોટાનું છોકરૂં, ખાનદાનીમાં ઉછરેલો, સુકુમાર કાયાવાળો, એટલે તેનું હૃદય પણ જરા પોચું જ હોય ! વળી ગુન્હેગાર છે કપટ કરનારાઓ મોંનો ભપકો ગમે તેવો રાખે પણ હૃદયમાં તેઓ ઘણા બીકણ હોય છે એથી કરીને ચંદુલાલ ડરી ગયો પોતાના મનમાં તેણે વિચાર કર્યો " હું નલિનિકાન્તને મળું અને મારા વિષેનો ખોટો અભિપ્રાય તેના મનમાંથી કહાડી નાખું વખતે તેની માફી માગું તોપણ શું ! વાણીઆભાઇની મુછ નીચી તો નીચી ! એમાં આપણું શું જવાનું છે ! ગરજ વખતે ગધેડાને પણ બાપ કહેવો પડે ! તેમાં કંઇ ગધેડો આપણો બાપ થઇ ગયો ? " આમ અનેક વિચાર ચંદુલાલે પોતાના મનમાં કર્યા પણ ભીમસિંહ હજી પણ તોરમાં ને તોરમાં ઉઠયો અને ઘેર ચાલ્યો ગયો એણે ફરીથી ચંદુલાલને તેનું મો બતાવ્યું નહી

બીજે દિવસે ચંદુલાલ નલિનિકાન્તને ઘેર ગયો અને તેણે તેની માફી માગી વિદ્વાન અને ઉદાર હૃદયવાળા નલિનિકાન્તે તેને માફી આપી અને ચંદુલાલ તે દિવસથી તેનો ઓશીઆળો થઇ રહ્યો તે કપટ કરવાનું ભૂલી ગયો, પણ રાજ્યદરબારમાં તેનું માન ઘટી ગયું નલિનિકાન્ત જેવા સત્યનિષ્ઠ, ન્યાયી અને હોશીયાર મનુષ્યનું ગૌરવ મનમાં આણી તેના માર્ગમાં કોઇ દિવસ આડે નહી આવવાનો નિશ્ચય તેણે મનમાં કર્યો પણ કહેવત છે કે પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય, તેમ ચંદુલાલનો જાતિસ્વભાવ ગયો નહી અને પોતાના કૃત્યોથી તેને આખરે કારભાર છોડવાનો પ્રસંગ આવ્યો

ભીમસિંહ ઉપર કેસ ચલાવવામાં આવ્યો અલાઉદ્દીન અને ચતુરસિંહ બંનેએ તેની વિરૂદ્ધ પુરાવો આપ્યો અને ચંદુલાલનું નામ

ઉઘાડું પાડયું નહીં આથી ભીમસિંહને સખત સજા કરવામાં આવી ચંદુલાલને કાને આ વાત આવી ત્યારે તે ઘણુએ પસ્તાયો, ડર્યો, અને જાણે કે તેલમાં માખી ડુબી ગઇ હોય તેમ નલિનિકાન્ત સામે જરા ઉંચું ડોકું પણ કરવાની હિંમત તેણે કોઇ દિવસ કરી નહીં

હૃષીકેશચંદ્રને ચંદુલાલના ઘરમાં અતિથિ તરીકે રહ્યાને લગભગ પંદર દિવસ થવા આવ્યા કારભારીના ઘરના તેણે અવનવા તમાશા જોયા સૌના જુદા જુદા સ્વભાવ, જુદા જુદા તુરંગ, જુદી જુદી રીતભાત, પાશ્ચાત્ય રીતના જુદા જુદા મોજશોખ, તરેહ તરેહના ખાનપાન, નાચરંગ, તમાશા, મિજલસો, આ સઘળું જોઇને તેને એકવાર મનમાં વિચાર આવ્યો “ આ બધું જો લખવા બેસું તો એક બીજું મહાભારત થાય પણ પાંડવ કૌરવના હૃદય ઉકેલાય પણ આ કારભારીઓના મન ઉકેલવા ઘણા જ મુશ્કેલ છે જેમ જેમ રજવાડો નાનો તેમ તેમ આ કાર્ય વધારે ને વધારે કઠણું ! તેમના છોકરામાં પણ આ ગુણ ઉતરતો હોય એમ જણાય છે ઉપરથી મહાન જ્યોતીષી ભૃગુઋષિ નીચે ઉતરે તોપણ એમનો જોશ જોઇ શકે નહીં ”

ચંદુલાલના ઘરમાં હવે તેને કંટાળો આવ્યો તેનું મન તેને કહી રહ્યું ‘ કબીરજીએ ખરૂં જ કહ્યું છે, કે ‘ જીસ નગરીમે દાન ધરમ નહીં, ઇસ નગરીમે રહેના કયા રે ’ ”

એકવાર ફરીથી તે મનોહરલાલને મળવાને ગયો, અને મનોહરલાલ મદકલિકામાં થયેલા ફેરફારથી અત્યંત આભારી થતો હૃષીકેશચંદ્રના વખાણ કરવા લાગ્યો મનોહરલાલના ઘરમાં જ મદકલિકા તેને મળી હૃષીકેશચંદ્રે તેના સંગીતના વખાણ કર્યા અને એકાદ ગાયન સારંગી સાથે ગાઇ બતાવવાનો આગ્રહ કર્યો તે બોલ્યો “ તમારા સંગીતનો અને સારંગીનો લાભ તો મને કોઇ દિવસ મળ્યો જ નહીં ! ”

“ પિતાજીના ઘરમાં સંગીત લુખું અને અસ્થાને લાગતું હતું આ ઘરમાં સૌના મનમાં પ્રભુભક્તિ રેડવામાં તેનો ઉપયોગ થાય છે તેથી તે યોગ્ય સ્થાને અને રસભર્યું લાગે છે ” મદકલિકાએ જવાબ આપ્યો

“ સંગીતનું સ્થાન કયાં છે, તેનો ઉપયોગ શો છે, તે કળા શેને માટે છે, તે બધું તમે સમજ્યા હો એમ લાગે છે તેથીજ આજે હું તમારા સંગીતને સાંભળવાનું મન કરૂં છું મદકલિકા, મે

તમારા બાપના ઘરમા પ્રથમ પગ મુકયો ત્યારે તમારા સગીતનો ભાવ મને જુદોજ લાગતો હતો, અને હવે તે કઈ જુદોજ ભાસે છે" હૃષીકેશચદ્ર ધીમેથી કહ્યુ

"પતિની સનિધિમાજ સગીત શોભે છે વડીલોની સમક્ષજ તેનુ યોગ્ય સ્થાન છે ગમે તેવા ઉંચી લયકી વાળા પણ અન્ય પુરૂષો આગળ ગૃહિણી માટે તે અસ્થાને છે અને બરાબર ખીલતુયે નથી" મદ્દલિકાએ ગભીર પણે ઉત્તર આપ્યો

"તેના વિષયો પ્રભુભક્તિ, સ્વદેશપ્રીતિ કે સૃષ્ટિસૌંદર્ય છે એ સઘળા સગીતના આત્મા છે એ વિષયોમા જ સગીતનુ સ્થાન છે તેમાજ તે બ્રહ્મનાદને સ્પર્શે છે, અને અપૂર્વ આનદને અનુભવાવે છે" હૃષીકેશચદ્રે કહ્યુ

"શૃગાર અને પ્રેમવિષયક સગીત કૃત્રિમ અને અધમ છે તેનો આનદ પણ ક્ષુદ્ર હોઇને અતે દુખદ છે" મદકલિકાએ ફરી કહ્યુ

"હવે તમે ખરૂ સમજ્યા આપણા ભારતવર્ષમા તાનસેન, મીરાબાઇ, સુરદાસ, વગેરે ભક્તકવિઓના પદોમા એવુ ઉચ્ચુ સગીત રહેલુ છે" હૃષીકેશચદ્ર બહુ ઉલ્લાસથી બોલ્યો

"હવે હુ તેમનાજ પદો ગાઇશ" મદકલિકાએ કહ્યુ

"એવા પદો ગાશો ત્યારેજ ભારતની આત્મોન્નતિ સધાશે અને તેમાથી તેના કલ્યાણના માર્ગો જડશે"

"પ્રભુની ઇચ્છાથી હવે તેમજ થશે" મદકલિકાએ ઉત્તર આપ્યો

"ત્યારે હવે મનોહરલાલની રજા હોય તો આ કાનને પવિત્ર થવા દો" હૃષીકેશચદ્ર બહુ નમ્રતાથી બોલ્યો

મનોહરલાલે હા પાડી અને મદકલિકા પોતાની સારગી લઇ આવી સુર મેળવીને નીચેનુ ગાયન તે બાલી—

( આશાગોડી )

શાન્તિ સુધારસ પીઇજે—હો મનવા—શાન્તિ

સસાર સુખ એ કલ્યાણ નાહિ
રાજ્ય વૈભવથી શુ રીઝે—હો મનવા

શરીર બળનુ બળમા ન લેખુ
આત્મિક બળ હાથ કીજે—હો મનવા

સકટ વાસ્તવિક સકટ ન હોયે
વ્હાલાને પ્રભુ રોજ ખીજે—હો મનવા

સયમી સાચાનો હરિ થાય રક્ષક
ભક્તિનો આશ્રય લીજે—હો મનવા

ગાયન પુરૂં થયું હૃષીકેશચંદ્રના મનમાં વિચાર થયો "**મદ-કલિકા, મદકલિકાજ નહોય! તે દિવસની મદકલિકા** 'પીયુ પળાવે છે લાજ' એવું ગાનારી **મદકલિકા** આ હવે નહોય!" કેટલો બધો ફેરફાર! **મનોહરલાલના** ઘરનોજ શું આ ચમત્કાર હશે! **सत्सगति किं न करोति पुसाम् ॥**"

"અહાહા, તેના પહેરવેશમાં ફેર! ગાયનમાં ફેર! ખરૂં છે કે હૈયે હોય તેજ હોઠે આવે! મનુષ્યના વિચાર, બોલ, તેનું આંતર હૃદય દર્શાવે છે! તે દિવસનું ગીત ગર્વ, ઉદ્ધતાઈ, નિરંકુશતા અને યથેચ્છ વર્તનનુંજ પ્રતિબિમ્બ હતું! અને આજનું ગીત શાંતિ, ભક્તિ, પાતિવ્રત્ય અને સંયમનો ઉદ્ગાર છે!"

વખત ઘણો થયો એટલે **મનોહરલાલની** રજા માગીને હૃષી-કેશચંદ્ર નીચે ઉતર્યો **મનોહરલાલ** હર્ષમાં ડુબતો, પ્રફુલ્લ વદન**થી** "આવજો, આવજો," કહેતો તેને કમ્પાઉન્ડના દરવાજા સુધી વળા-વવા ગયો વળાવીને પાછા આવતાં કમળપુષ્પની સુગંધીના મોહપાશ-માંથી સવાર થતાં જેમ ભ્રમર પરાણે પરાણે છુટે તેમ હૃષીકેશ-ચંદ્રના પવિત્ર વાતાવરણમાંથી **મનોહરલાલ** મહા શ્રમે છુટતો હોય તેમ તેને લાગ્યું

વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો **મનોહરલાલના** જ વિચાર! **મદકલિકાના** જ વિચાર! **મનોહરલાલની** માતાનાજ વિચાર! તેના સઘળા કુટુંબના, ઘરના, લાયબ્રેરીના, દેવગૃહના, અને શયનગૃહના વિચારોમાંજ તેનું મન રમી રહ્યું **મનોહરલાલનો** સાહિત્ય-પ્રેમ, ધાર્મિકતા અને સ્વદેશપ્રીતિ તેની નજર આગળ તરી રહ્યાં તેનું મસ્તક ચગડોળે ચ્હડયું તે મનના બોલ્યો "ધર્મ વગર નીતિ નથી, નીતિ વગર ચારિત્ર્ય નથી, અને ચારિત્ર્ય વગર ઉદય નથી એ તો ખરૂં છે કે જેમ સર્વ રોગનું મૂળ એકજ મળનું બાઝવું છે, તેમ જગતના સર્વ દુઃખોનું મૂળ, મનનો મેલ છે એ મેલને એકલી અધ્યાત્મિકતાજ હણી શકે છે એ અધ્યાત્મિકતાના શિખરે ચ્હડેલું ચારિત્ર્યજ ખરૂં ચારિત્ર્ય છે તેના વગરની વિદ્યા, ચારિત્ર્ય, નીતિ, અને દેશભક્તિ સૌ મિથ્યા ફાંફાંજ છે"

એમ વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર ચંદુલાલને ઘેર પાછો આવ્યો

---

# પ્રકરણ ૮ મું.

## કનકપુરના સમાચાર

વાચનાર ! આ પુસ્તકના બીજા ભાગમા આપણે જોયુ છે કે હૃષીકેશચંદ્ર ખુનીને પકડવાને રાને નીકળી પડયો હતો ચાલો આપણે હવે જોઇએ કે હૃષીકેશચંદ્ર નીકળ્યા પછી કનકપુરમા શુ બની રહ્યુ હતુ

સવારનો પહોર થતાજ બિપિનચંદ્રને બંગલે મોટો કોલાહલ મચી રહ્યો કોઇ કહે કે મે ખુનીને જતા જોયો, અને તેની પાછળ ચાર પાચ સિપાઇઓ દોડયા છે કોઇ કહે કે ખુની એકલોજ નાઠો બિપિનચંદ્રના ઘરમા સર્વે તપાસ કરવા લાગ્યા. શુ ગયુ, કોને વાગ્યુ, કોણ છે, કોણ નથી, એ બાબત તપાસ થવા માડયો આખા કનકપુરમા ગપ ચાલી રહી કે કારભારીને ઘેર ખુન થયુ લોકોના ટોળે ટોળા એકઠા થઇને આવવા લાગ્યા અને બિપિનચંદ્રના બંગલાના દરવાજા આગળ લોકો માય નહી એટલા ભેગા થયા

તપાસ કરતા માલમ પડયુ કે ઘરમા તો સર્વ સહીસલામત છે, પણ હૃષીકેશચંદ્રનો પત્તો નથી બિપિનચંદ્રે પોલીસને ખબર આપી અને રાતે રોન ફરનારા સિપાઈઓએ કહ્યુ ' બે માણસને અમે રાતે દોડતા જતા જોયા છે "

સિપાઇના બોલવા ઉપરથી સર્વે અનુમાન કરવા લાગ્યા કોઇએ કહ્યુ " ખુનીની પાછળ હૃષીકેશચંદ્ર દોડયા હશે "

" પણ એમના જોડા અને ટોપી તો અહી છે, એ કેમ બને ?"

" આજકાલના જુવાનીઆઓ ઉદ્ધત અને ડોળી હોય છે, અને એ ભાઇ પોતાની હોશીઆરી અને જુવાનીનુ જોર બતાવવાને પાછળ દોડયા પણ હોય !" ગૌરીશંકર વચમા બોલી ઉઠયા

" જુવાનીમા સારાસારનો વિચાર હોતો નથી, તેથી તેમ પણ હોય !"

" પણ એ ગયા હોય તો કોઇએ જોયા તો હોય ને ?"

" એક દિવસ રાણાજીને એ કહેતા હતા કે હું મારી મરજીમા આવશે ત્યારે ચાલ્યો જઈશ " બિપિનચંદ્રે કહ્યુ

" આજના જુવાનીઆઓ સ્વતંત્ર મિજાજના અને મનમોજી હોય છે તે એમ પણ કરે " ગૌરીશંકર બોલ્યા

" પણ ખુનીની પાછળ દોડવામાં એમને શો લાભ ? " મૃણાલિનિએ પુછયું

" આજના જુવાનીઆઓને બધે ફરવાનું બહુ ગમે છે તેથી આ લાગ જોઇને તે તેની પાછળ ગયા હોય ! " ગૌરીશંકરે જરા ટોળથી જવાબ આપ્યો

" મને તો લાગે છે કે એમને આ રાજ્યખટપટ ગમતી નહોતી તેથી તેમણે ન્હાશી જવાનો આ લાગ મેળવ્યો છે " મૃણાલિનિએ ફરી કહ્યું

" તેમના જેવો ડાહ્યો મનુષ્ય આવું સાહસ ખેડે એ તો નવાઇ જેવું કહેવાય ! " પ્રિયંવદા વચમાં બોલી

" આજના ભણેલાઓનું કશુંએ કહેવાય નહીં " ગૌરીશંકરે જવાબ આપ્યો

સૌ સૌની બુદ્ધિ પ્રમાણે તર્ક કરવા લાગ્યા, પણ બિપિનચંદ્રને કશાથી સંતોષ વળ્યો નહીં તેણે પોલીસ કમિશનરને તપાસ કરવાનું કહ્યું કમિશનરે ચારે બાજુએ સિપાઇઓ તથા ઘોડેસ્વારો દોડાવ્યા, અને રાતે રોન ફરનારા સિપાઇઓને ધમકાવીને આ બાબતનો પત્તો લગાડવાનું કહ્યું

એટલામાં વલવલાટ કરતાં ફોઇબા શિવલક્ષ્મી બહાર આવ્યાં અને બોલ્યાં " બિપિનચંદ્રને તો વાગ્યું નથી ને ? "

" ના, એમને કંઇ થયું નથી, પણ હૃષીકેશચંદ્રનો પત્તો નથી " એક જણ બોલ્યું

" ઠીક, એ તો તપાસ થશે જ્યાં ગયો હશે ત્યાંથી હમણાં પાછો આવશે " ફોઇબા બોલ્યાં

" જુવો, કેવાં સ્વાર્થી છે ! બિપિનભાઇને કંઇ થયું નથી એટલે થયું બીજાને ગમે તેમ થાવ કેવાં પક્કાં છે ! " મૃણાલિનિ બોલી ને હશી

" પણ આપણે ઘેરથી ખોવાય તે ખોટું ને ? " પ્રિયંવદાએ કહ્યું.

" કયા જવાનો છે ? અને એને શુ થવાનુ છે ? મોટો લક્કડ જેવો તો છે !" ફોઇબાએ જવાબ આપ્યો

એ સાભળીને સર્વે જરા આભા થયા અને ફોઇબાની સામે જોઇ રહ્યા બધા ચુપ રહ્યા પણ મૃણાલિનિથી બોલ્યા વગર રહેવાયુ નહીં, તેથી તેણે જવાબ આપ્યો " ત્યારે મારા દાદા, તમારા ભાઇ, લક્કડ જેવા જ છે તો !"

પ્રિયવદાએ તેને વારી " હા, એવુ કહેવાય કે ?"

મૃણાલિનિએ જરા શરમાઇને ઉત્તર આપ્યો " બજ્યુ મારાથી બોલાઈ જાય છે "

જરા કરડી નજર કરીને પ્રિયવદાએ ઠપકો આપ્યો " જીભને જરા ઠેકાણે રાખીએ !"

મૃણાલિનિ વધારે શરમાઇ ગઇ અને નીચુ જોઇ રહી

" એ બધી પચાત તારે શી ? ચાલ, સવારનો વખત છે, પેલુ પરભાતીયુ બોલ ' પ્રિયવદાએ ગભીરપણે કહ્યુ

" તમે બોલો અને હુ ઝીલુ " મૃણાલિનિએ ઉત્તર આપ્યો.

" ના, તુ જ બોલ "

" મારી પાસે બોલાવો છો પણ તમે બોલો તમે સારૂ કહો છો."

" તે કેટલુ મોઢે કર્યુ છે તે મારે જાણવુ છે "

" એ તો બધુયે મોઢે કર્યું છે "

" બીજા તને કેટલા આવડે છે ?"

" બે આવડે છે "

" ફક્ત બે જ ?"

" જેવા તેવા ઘણા આવડે છે અને પુરા બે આવડે છે. નવરાશના વખતમા ભજનાવળી વાચુ છુ અને બીજા બરાબર મોઢે કરૂ છુ "

" ઠીક, ત્યારે પેલુ કાલવાળુ બોલ "

" હા, હું બોલુ છુ પણ તમે રાગ પુરવા લાગજો " પ્રિયવદા અને મૃણાલિનિ એક બાજુએ બેશીને નીચેનુ ભજન ગાવા લાગ્યા

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મુકશો મા,
હાથ મારો મુકશો મા, હાથ મારો મુકશો મા.–દીનાનાથ
આ મહાભવસાગરે, ભગવાન હુ ભૂલો પડયો છુ,
ચૌદલોકનિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો મા –દીનાનાથ.
ઓથ ઈશ્વર આપનો, સાધન વિષે સમજુ નહી હુ,
પ્રાણપાલક પોત જોઈ, શખ આખર ફુકશો મા –દીનાનાથ
માત તાત સગા સહોદર, જે કહુ તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સુકશો મા –દીનાનાથ
શરણ કેશવલાલનુ છે, ચરણ હે હરિ રામ તારૂ,
અખિલ નાયક આ સમે, ખોટે મસે પણ ખુટશો મા –દીનાનાથ

એક બાજુએ પ્રિયવદા અને મૃણાલિનિ ભજન બોલતા હતા અને બીજી બાજુએ ફોઈબા વગેરે મડળી કઇ કઇ કલ્પનાઓ બાધી વાદવિવાદ કરતા હતા

એટલામા એક સિપાઈ આવ્યો અને કહેવા લાગ્યો "સાબ, રાતકુ મેને દો આદમીકુ દેખે થે એક આગે નાઠતા થા ઓર એક પીછે નાઠતા થા દોનુ ભાગલ પગ હો કે આપે જગલમે ચલે ગયે "

"તમે તેમની પાછળ દોડયા કેમ નહી ?" એક જણે પુછ્યુ

"ઓ તો સાબ એક ગુફામે પેઠ ગયે, વ્હાસે મે તો પીછા વલા "

આટલે સુધીની બાતમી મીયાએ આપી ગુફામા અધારૂ હતુ તેથી મીયા આગળ ગયા નહોતા એટલી બાતમી ઉપરથી તપાસ કરવાને પોલીસ કમિશનરે પગલા લેવા માડયા બિપિનચદ્રે હૃષીકેશચદ્રના ગુમ થયાની ખબર વર્તમાનપત્રોમા આપી અને કેદારસિહ જેલ તોડીને નાશી ગયો હતો તેને પકડનારને ભારે ઇનામ આપવાનું રાણા પ્રતાપસિહે નક્કી કરી તેની જાહેર ખબર વર્તમાનપત્રોમા મોકલી ખુનીનુ પગલુ કઢાવવાનો પ્રયત્ન થવા માડયો અને સર્વેના મનમા નક્કી થયુ કે ખુની તથા હૃષીકેશચદ્ર એ ગુફામા પેઠા છે, અને ત્યાથી પછી કયા ગયા તેનો પત્તો નથી પોલીસ કમિશનરે હૃષીકેશચદ્રના નામ નિશાન આપીને ઘોડેસ્વારોને આમ તેમ તપાસ કરવાને મોકલ્યા અને તેઓ ખુનીઓના રહેઠાણ આગળ થઇને પેલી ભીલડીની ઝુપડી સુધી પણ આવી પહોચ્યા ખુનીઓ દિવસે પોતાના રહેઠાણમા રહેતા નહોતા તે જગલમા આમ તેમ ફરતા અને કોઇના હાથમા આવતા નહી રાતે તે પોતાને મુકામે

જતા અને આખી રાત ત્યાં ગાળી સવારમાં વ્હેલા પાછા જંગલ-
માં નીકળી જતા.

પેલી ભીલડીની ઝુંપડી આગળ આવીને ઘોડેસ્વારો તપાસ
કરવા લાગ્યા

" ભા, એક હારો માણુહ અહીં આવ્યો હતો, તે થોડી વાર
રહીને આમ હેંડયો જયો " ભીલડીએ કહ્યું

" તે કોણી પાસ ગયો ?"

" પેલા પર્વત તરફ તે વળ્યો હતો "

" પછી ?"

' પછી કયાં જયો તેની ખબર નથી "

ઘોડેસ્વારો તે પર્વત તરફ વળ્યા પગલું શોધતે શોધતે તે
એક જંગલમાં પેંઠા ત્યાં કોઈ જગ્યાએ લોહીના છાંટા પડેલા
તેમની નજરે પડયા તેનો તપાસ કરતા કરતા તે આગળ વધ્યા
જે ઝરા પાસે હૃષીકેશચન્દ્ર બેઠો હતો એ ઝરા પાસે તેઓ આવ્યા અને
ત્યાં કોઇ માણસ બેઠો હોય એવા ચિન્હ તેમને જણાયા

એક ઘોડેસ્વાર બોલી ઉઠયો "અહીં એ નક્કી બેઠેલા
હોવા જોઇએ "

બીજાઓ પરસ્પર વાતો કરવા લાગ્યા " હૃષીકેશભાઇનો તો
પત્તો લગાડવો હવે સહેલો છે પણ ખુનીનો તપાસ થવો મુશ્કેલ છે"
એક હિંદુ સ્વાર બોલ્યો

" વો સાલા કયાં માલુમ કહાં નાઠ ગયા હોયગા !" બીજા
એક મુસલમાન સ્વારે કહ્યું

" એ જંગલમાં જ એમનું રહેઠાણ છે " બીજો એક હિંદુ
સ્વાર બોલ્યો

" આટલા દિવસ રાણાજીનું લુણ બેઠે બેઠે ખાધું, પણ આજે
ખરી નોકરી કરવાનો વખત આવ્યો છે " પહેલા સ્વારે કહ્યું

" હાં, સચ કહેતે હો ઇનકા પત્તા નહીં લગે તો અપની
હાલત બુરી હોગી"

" એ નહીં જડે તો રાણાજી અને કારભારી બન્ને નાખુશ
થશે, અને આપણી રોટી બંધ થશે "

" રોટી તો કોન બંધ કરનેવાલા હૈ ? એસે તો બ્હોત બી
આતે હે ઓર જાતે હૈ

"પણ આ વખત એવુ ચાલે એમ નથી"

"સાલા ખુની હાથમે આવે તો બડા અચ્છા હોવે" બીજા મીયાએ કહ્યુ

"રાતકો મેને ઇસકો દેખા, લેકીન મે મેરી તલવાર લેનેકુ ગયા, ઇતની દેરમે ઓ સાલા ભાગ ગયા" પહેલા મીયાએ ગપ મારી

"ખુની એક થા કે દો થે?" ત્રીજા મીયાએ પુછયુ

"થા તો ભાઇ એક, મગર દો જેસા કુચ દેખાતા થા"

"અરે નહી, નહી, તીન થે" ત્રીજા સિપાઈએ મશ્કરી કરી

"હા, હા, સચ કહેતે હો તીન થે અબ મેરેકુ યાદ આયા'

"અરે જી, ક્યા કુચ ભગ બગ પીઇ હૈ ક્યા? અભી એક કહેતે હો, ફીર દો કહેતે હો ફીર વલી તીન કહેતે હો તુમારા બોલનેકા કુચ ઠીકાનાહી નહી."

"હા, મે સચ કહેતા હુ તીન દેખનેમે આયે ઔર ચૌથા ભાગ ગયા."

એ સાભળીને સર્વે હસ્યા અને વાતો કરતા કરતા ઘોડેસ્વારો આગળ ચાલ્યા, અને પગલુ કહાડતા કહાડતા રસ્તો કાપવા લાગ્યા

થોડાક દિવસો આમ વીતી ગયા ત્યાર પછી નવરાત્રીના દિવસો હોવાથી પ્રિયવદા અને મૃણાલિનિ મનહરપુર જવાને નીકળ્યા બિપિનચદ્રે એક સગરામની તજવીજ કરી હતી તેમા તે બેઠા હતા અને તેમની સાથે ચાર પાચ પટાવાળા સિપાઇઓ બદુક તલવારો સાથે હતા અને કેટલાક ઘોડેસ્વારો તેમની આગળ પાછળ ચાલતા હતા રસ્તો જરા વિકટ અને બ્હીયામણો હતો તેથી બીજા ગાડી ગાડાઓના સગાથમા તે સર્વે જતા હતા કનકપુરની સરહદ વટાવીને વીરપુર તથા શાતિપુરની સરહદો મળતી હતી ત્યા તે આવી પહોચ્યા

આ વાતની ખબર કેદારસિહના જાસુસોએ તેને કહી તેણે એકદમ પોતાના માણસોને દોડાવ્યા અને તેના મળતીયા બ્હારવટી યાઓને તેની જાણ કરી કનકપુરથી એક ધોરી માર્ગ જતો હતો અને તે આગળ ચાર રસ્તા ભેગા થતા હતા તેને મળતો હતો ત્યા એક મોટો વડ હતો તેની પાછળ એક જગલ હતુ અને ત્યા આગે એક મોટી નદી વહેતી હતી તેનુ પાણી ખળખળ વહી જતુ તેનો અવાજ ત્યા મ ભળાતો એ નદીની ભેખડો અને જગલમા બ્હારવટીયાઓ સતાઇ રહેતા અને કનકપુરથી આવતા જતા માણસો-

ને લુટતા અહી ત્રણે રાજ્યોની સરહદ એકઠી થતી હતી એ વડ આગળ પ્રિયવદાનુ સગરામ તથા પટાવાળા સિપાઇઓ, ઘોડેસ્વારો વગેરે આવી પહોચ્યાં

બ્હારવટીયાઓની જુદી જુદી ટોળીઓ હતી, અને તેના સરદારો પણ જુદા જુદા હતા તે સર્વે કેદારસિહના કહ્યામા રહેતા અને બાતમી મોકલે તે પ્રમાણે તે લુટ કરતા આ વખતે વડની નીચે બ્હારવટીયાઓનુ ટોળુ બેઠુ હતુ અને કેદારસિહે ખબર મોકલી હતી તેથી સગરામ, સિપાઇઓ વગેરેને આવવાની તે રાહ જોતુ હતુ

વડ નીચે બ્હારવટીયાઓનુ મડળ ભરાયુ હતુ સૌની વચમા તેમનો દાઢીવાળો આધેડ ઉમરનો સરદાર સૂરજમલ બેઠો હતો તે હાથમા લાબી નળી લઇને હુક્કો ગગડાવતો હતો અને ધુમાડાના ગોટેગોટ ક્હાડતો મનમા કઇ કઈ વિચાર કરતો હતો મડળમા કસુબાપાણી થતા હતા અને કેફની લ્હેમા ચ્હડી બ્હારવટીયાઓ મનમા કઈ કઇ તરગો ચલાવતા હતા

એવામા અફીણની કેફથી ઝોકા ખાતો એક વૃદ્ધ બ્હારવટીયો બોલ્યો "માનો ન માનો પણ આજનો દી રળીયામણો છે "

બીજાએ જવાબ આપ્યો ' કેદારસિહની જ્યાસુધી ઓથ છે ત્યાસુધી બધુ રળીયામણુ જ છે "

"હા, એ રાજા થશે તો પછી આપણો બેડો પાર "

'આપણે ગરાસીયા અને વળી એમની ઓથ એટલે પુછવુજ શુ?"

એ સાભળીને સરદાર સૂરજમલને જરા ગુસ્સો ચ્હડ્યો મળ જાતે ગરાશીઓ, અને તેમા વળી બ્હારવટીયાઓનો સરદાર એટલે તે મનમા ઘણુ અભિમાન રાખતો કેદારસિહની ઓથની વાત એનાથી ખમી શકાઇ નહી અને તે બોલી ઉઠ્યો "તમે બ્હારવટુ લીધુ એટલે તમારામા રાજબુદ્ધિ ક્યાથી હોય ? બ્હારવટુ રાજબુદ્ધિને ઓછી કરે જ ! નહી તો તમે કેદારસિહની કુમક શુ માગો ? એ તમારી ન માગે ?"

સર્વે બ્હારવટીયાઓ સાભળી રહ્યા સૌના ગર્વને કઇક ધક્કો લાગ્યો એક વૃદ્ધ અને ગભીર બ્હારવટીયાએ કહ્યુ "વાત તો સાચી કહે સે "

ધુમાડાના ગોટેગોટ ક્હાડીને સરદાર સૂરજમલે હુક્કાની નળીને

ધણુવાર બાજુ ઉપર મુકી, અને ગમ્ભીર મુખ કરી, જરા ટટાર બેસી, છાતીને બહાર કહાડી, લાંબો હાથ કરીને તે બોલ્યો "તમે વાણીઆઓને લુટી, તેમનુ અન્ન ખાઇ, તમારી બુદ્ધિને બાયલી કરી નાખી ત્યારથી તમારો દી ફર્યો નહી તો રજપૂત બચ્ચો કોઇની કુમક માગે ? એ કદિ રણમા પાછો ફરે ? એ તો યુદ્ધને ખોળતો જ ફરે, અને જેમ જેમ એના ઉપર ઘા પડે તેમ તેમ એનુ લોહી વધારે વધારે ઉછળે અને એ વધારે વધારે મસ્ત બને તમારા રાજાઓ વાણીયા બન્યા અને તમોએ પણ ક્ષત્રીવટ છોડયો એટલે હવે તમારે નસીબે રહ્યા બ્હારવટા અને ગુલામગિરિ"

એક વૃદ્ધ બ્હારવટીયાથી એ સાભળી શકાયુ નહી તે આખો લાલચોળ કરીને બોલ્યો "શુ આને તમે ગુલામગિરિ કહો છો ?"

સરદારે કહ્યુ "હા, સત્તર વખત તમે કેદારસિહના બેસાડયા બેસો, કુદાવ્યા કુદો, અને નચાવ્યા નાચો પછી બીજુ શુ ?"

સઘળા બ્હારવટીયાઓ એક બીજાની સામે જોઇ રહ્યા ફરીથી તેમના સ્વમાનને ધક્કો લાગ્યો એક જુવાને આગળ આવીને કહ્યુ "ત્યારે આજથી કેદારસિહનુ નામ ન લેશો આપણે આપણુ રાજ્ય જુદુ જમાવીશુ"

"ભાઇ, એ દી હવે ગયા આપણી રાજબુદ્ધિ ઓછી થઇ અને શૂરાતન પણ ગયુ"

"શૂરાતન શેણે ગયુ છે ?" પેલા જુવાને જવાબ આપ્યો

"હા ભાઇ, હવે જોઇશુ, એ તો તમે નિર્બળને લુટો, પણ આવવા દ્યો કોઇ જબરા શિકારને."

"હા આવવા દ્યો"

એટલામા આઘેથી આવતા સિપાઇઓ, ઘોડેસ્વારો અને સગરામ તેમની દષ્ટિએ પડયા સરદાર બોલ્યો "થાવ તૈયાર, હવે તમારૂ શૂરાતન દાખવો મામલો ઘણો ભારે છે ખરેખરો વખત આજ આવ્યો છે તમારી માને ધાવ્યા હો તો રજપૂતની પેઠે સામા ઉભા રહીને લઢજો ન્હાસશો નહી"

મધ્યાન્હનો સમય થયો હતો સૂર્યનારાયણ માથા ઉપર આવી અખિલ વિશ્વ ઉપર પોતાના કિરણ સીધા ફેકી રહ્યા હતા એ સૂર્યના પ્રકાશમા બિપિનચદ્રના સિપાઇઓના પટા તથા તલ-

ચારો ચળકતા હતા તે આઘેથી ટોળામાના એક બ્હારવટીયાની નજરે પડયા અને તે બોલ્યો "જગમલ, તૈયાર થા, શિકાર આવ્યો "

એટલામા સિપાઇઓ, સગરામ ઘોડેસ્વારો વગેરે સર્વેની નજરે પડયા ને પાસે પાસે આવવા લાગ્યા બ્હારવટીયાઓ પોતાના હથિઆર લઇને તૈયાર થયા એમાના બે જણ ઉઠયા અને હાથમા ડાંગો લઇને આગળ આવ્યા તેમણે સુરવાળ પહેર્યાં હતા, અને માથે ફેટા બાધીને બુકાની બાધી હતી તેમનો દેખાવ મેલો ઘેલો હતો તેમના હાથમા માત્ર અકેકી ડાગ હતી તેથી સિપાઇઓએ ધાર્યું કે તે ખેડુતો હશે તેથી તેમણે તેમને આગળ આવવા દીધા પેલા બ્હારવટીયાઓ છેક પાસે આવ્યા એટલામા પવનના સપાટાથી સગરામનો પડદો ઉડીને ઉચો થયો પેલા બે જણે સગરામની અદર દષ્ટિ કરી નિયવદાનુ તેજસ્વી મુખ, ગૌર વર્ણ, શાત પ્રભા, ભવ્ય લલાટ, અને તેની વચમા સૂર્યાસ્ત સમયના ભાનુ જેવો લાલચોળ કુકુમનો ચાલ્લો, વગેરે જોઇને એક આધેડ ઉમરનો બ્હારવટીયો બોલી ઉઠયો "આ તો સાક્ષાત્ જગદબા !"

બીજો જુવાન હતો તેણે કઇક આશ્ચર્ય પામીને જવાબ આપ્યો "ઉહ, અહીં વળી જગદબા ચેવી ! એ તો ઓ બેઠી આરાસુરના પહાડમા "

"માતા ભવાનીના હમ, હાચુ કહુ સુ "

"હે હાચુ કહે સે, મને જોવા દે "

"અલ્યા ભાઈ, એને તો હાથ ના અડાડાય દેવીનો કોપ થાય "

"મારૂ હાહરૂ લાગે છિ તો એવુ "

"ત્યારે હવે ચ્યમ થાય ?"

"વળી ચ્યમ શુ થાય ? એ તો બ્હારવટાના સપાટામા જે આવ્યુ તે ખરૂ "

"બ્રાહ્મણ અને સ્રીને અડીએ તો ભવાની રાજી ન રહે "

"એ તો ભવાનીને રાજી કરો કે કેદારસિહને રાજી કરો "

"કેદારસિહ ભલે નારાજ થાય આ જગદબાને તો અડાય નહી આપણે તો આ ઉભા વેગળા "

"તમે ઘરડા વ્હેમના જાળા "

"ચાલ, પાછો ચાલ "

બને જણ પાછા ફર્યો વડની નીચે તેમની ટોળી બેઠી હતી

ત્યા તેમણે સઘળી હકીકત કહી બે ઉગ્ર સ્વભાવના બોલી ઉઠયા "હે, બાયલાઓ, તમે શેતા જાવ તે મુઆનીજ ખબર લાવો તો"

કેટલાક વિચારમા પડયા કેટલાક ઉદ્ધત જુવાનીઆઓ હથિઆર લઇને ઉભા થયા આખરે સર્વેએ માહ્ય માહ્ય મસલત કરવા માડી

"પણ એને હાથ અડાડીએ તો માના ભપાનીના હમ!" એક જણે કહ્યુ

"હા, આપણે એની સાથે વેર ઓછુ જ સે!" બીજાએ કહ્યુ

"હા, આપણે તો રાણા પ્રતાપસિંહ અને તેના કારભારી સાથે વેર સે" ત્રીજો જરા ડાવકુ મો કરીને બોલ્યો

પછી બીજા બધાએ એક પછી એક પોતાનો મત આપ્યો "પણ કેદારસિંહે કહાવ્યુ સે માટે એને કેદ તો કરી જ બૈર હોય કે ગમે તે હોય"

"પણ જો એમનો વાકો વાળ થશે તો આપણી કુળદેવીને કુઠ્ઠ પડશે અને આપણા બ્હારવટામા ધૂળ પડશે"

"સ્ત્રીને હાથ અડાડીએ તો આપણી આબરૂના કાકરા થઈ જાય"

એક જણ વધારે ગભીર થઇને બોલ્યો "જો એને હાથ અડાડુ તો માતા ભવાની મને ભરખે લે આ તારે ગળે હાથ"

એટલામા એક જુવાન બ્હારવટીઓ વચમા બોલી ઉઠયો "જાવ, જાવ, બાયલાઓ, જુઠા બ્હાના શુ કહાડો છો! પેલા સિપાઇઓ દેખીને તમારૂ હૈયુ ફાટે છે જાવ, બાયલા!"

એટલામા પાછો સરદાર સુરજમલ બોલી ઉઠયો "અફીણ અને દારૂમા તમારૂ બધુ ગયુ કયા છે તમારામા હવે શૂરાતન! ઓ બાયલાઓ, રજપૂતોના કુળને તમે લજવો છો તમે તો બ્હારવટા જ કરી જાણો સગ્રામના સપાટા તમે હજી જોયા નથી નહીંતો તમારા મોમાથી આવા શબ્દો નીકળે? તમે પાછા પણ આવો?"

"ક્ષત્રી બચ્ચો યુદ્ધમાથી પાછો ફરે નહીં" એક જુવાન બોલ્યો.

"પણ સ્ત્રી ઉપર હાથ ઉગામાય?"

"સિપાઇઓ ઉપર હાથ ઉગામો અને સ્ત્રીઓને આસન કેદ કરો એટલુ તો થાય ને?"

"રજપૂત બચ્ચો યુદ્ધ કરે, સ્ત્રીઓને પકડે, પણ તેમને મા-બ્હેનની પેઠે સાચવે, એમા જ એની રજપૂતાઈ!"

"ત્યારે સોગન લ્યો કે એને માબ્હેન જેવી ગણીશુ !"

સર્વએ સોગન લીધા પેલા પાછા આવેલા બ્હારવટીયાઓના મનનુ સમાધાન થયુ

એટલામા સિપાઇઓ થોડા આગળ આવ્યા અને બ્હારવટીયાઓનુ ટોળુ તેમની નજરે પડયુ આગળ ચાનતે ચાલતે એક સિપાઇ દૂરથી નજર કરીને બોલ્યો

"અરે જમાલખા ! દેખો એ કોન બેઠા હૈ"

"અરે મીયા લાલખા, ગભરાતે હો કયૌ ? આગે તો ચલો"

"તુમ આગે ચલો"

"અરે મીયા ચલો તો સહી, મે આતા હઉં જરા પીછેકા બદોબસ્ત કરકે આતા હઉ"

જમાલખાએ બે ચાર ખોખારા કર્યા, અને બરાબર કેડ બાધી સગરામની પાછળ રહેલા સિપાઇઓને હોશીઆર રહેવાનુ કહી પાછો સગરામની આગળ આવ્યો અને પેલા ટોળા તરફ નજર કરીને લાલખાને કહ્યુ "અરે મીયા, સાલે બ્હોત હૈ સારી જમાત એકઠ્ઠી હુઇ હૈ"

પીરખા કરીને એક સિપાઈ હતો, તે બહાદુર હોવાનો ડોળ ઘાલતો તે આગળ આવ્યો અને બોલ્યો "અરે ચલો મીયા, ઉસકા કયા ભાર હૈ !"

એટલામા સર્વે બ્હારવટીયાઓએ હાથમા હથિયાર લીધા અને તૈયાર થઇને સગરામ આવતુ હતુ તેની સામે આવ્યા તે પાસે આવ્યુ કે તરત બધા તેની આસપાસ વીટળાઇ વળ્યા એ જોઇને પ્રિયવદા તથા મૃણાલિનિના જીવ ઉડી ગયા

સિપાઇઓ થોડા હતા અને બ્હારવટીયાઓ ઘણા હતા, તેથી તેઓ ગભરાયા એક બ્હારવટીયાએ આગળ આવીને પીરખાને ધોલ મારીને તેની તલવાર ખુચાવી લીધી "ઓ તેરા નખોદ જાય" કહીને મીયા આઘા જઇને ઉભા રહ્યા

કેટલાક નિમકહલાલ સિપાઇઓ તથા ઘોડેસ્વારો ઘણા જોરથી લડયા અને ઘણી કાપાકાપી થઇ, પણ દુશ્મનો વધારે હોવાથી તે ફાવી શકયા નહી આખરે બ્હારવટીયાઓએ સિપાઇઓને પકડયા અને તેમને બેડીઓ પહેરાવી દીધી એક બ્હારવટીયાએ આવીને પ્રિયવદાને સગરામમાથી ઉતરવાનુ કહ્યુ તેણે આનાકાની કરી એક

જુવાન બ્હારવટીયો આગળ આવ્યો અને તેણે તેને ઉતરવાની ધમકી આપી પ્રિયવદાની આખો લાલચોળ થઇ ગઇ એ જોઇને પેલો બ્હારવટીઓ તેની પાસે આવી શક્યો નહી

એટલામા એક વૃદ્ધ આગળ આવ્યો અને બોલ્યો "બ્હેન, તમે ગભરાશો નહી અમારે તમારૂ કામ નથી બિપિનચદ્રનુ કામ છે"

એ સાભળીને પ્રિયવદા આભી થઇ "એમને બદલે મને મારો," એમ તે બોલી પતિવ્રતાની કાયા ધ્રુજવા લાગી મૃણાલિનિ થરથર કપી અને રડી પડી "ઓ મારા બિપિનભાઇ!" એમ તે બૂમ પાડી ઉઠી

પણ આપત્તિમા ધૈર્ય ધરતી અને હરિને સભારતી પ્રિયવદા ત્યા ને ત્યાજ ઉભી રહી, તે એકે ડગલુ આગળ ખસી નહી આઘે ઉભેલા એક જુવાને જરા ઉદ્ધતાઇ કરીને કહ્યુ "હેડ, આગળ થા, નહી તો ઝાડુ પકડીને ઉતારવી પડશે"

પ્રિયવદા ગળગળી થઇ ગઇ અને ઉડો નિસાસો મુકીને બોલી "ઓ પ્રભુ! તે આ વખત કયા આણી! મે તારો એવો શો અપરાધ કર્યો છે કે તે મને એકલી છોડી દીધી?"

પેલા વૃદ્ધ બ્હારવટીયાએ પાછુ કહ્યુ "તમે નિર્ભય થાવ તમને કઇ થશે નહી પણ તમારે અમારી જોડે આવવુ પડશે"

"કયા?"

"અમારા રહેઠાણમા"

"તમારે અમને મારવા હોય તો અહીજ મારી નાખો"

"હે! આ વળી બહુ ડાહ્યલી છે ઉતરતી હઉ તો ઉતર, નહી તો હમણા કાડુ પકડીને ઉતારીશ" પેલા આઘે ઉભેલા જુવાન બ્હારવટીયાએ કહ્યુ

પ્રિયવદા બ્હાવરી બની અને આમ તેમ જોતી બોલી "હે પ્રભુ! હે પ્રભુ! હે ધરતી મા! તુ મને માગ દે! હુ સમાઇ જઉ" તેની આખોમાથી ચોધાર આસુ ચાલ્યા

"બાઈ, તમે શામાટે હઠ કરો છો?"

"તમારા રહેઠાણમા તો હુ નહી આવુ ભલે મારો દેહ અહી પડે સ્રીને કાયાનો ભય છે"

"તમારી કાયા નિર્ભય છે તેની ખાત્રી રાખજો લ્યો આ વચન"

પ્રિયવદાને વિશ્વાસ પડયો નહી તે સગરામમા લપ્પાઇને બેસી

રહી તે ગભરાઇ ગઈ અને બ્હેબાકળી બની આમ તેમ જોતી ઉંડા નિસાસા નાખવા લાગી

એટલામા બે બ્હારવટીયાઓએ આવીને તેનુ કાંડુ પકડીને તેને નીચે ઉતારી પ્રિયવદા તથા મૃણાલિનિ ચોધાર આસુએ રોયા પણ જગલમા તેમનુ રૂદન કોણ સાભળે !

" ચાલો આગળ થાવ, નહી તો આ ડાગ પડશે "

" ભાઇ, મારે કઇ લેવુ છે તે મને લઇ લેવા દ્યો " રોતી રોતી પ્રિયવદા બોલી

' હા, લઈ લ્યો "

પ્રિયવદાએ પેટીમાથી ભાગવત કહાડયુ અને તેને એક હાથમા લઇ બીજે હાથે મૃણાલિનિનો હાથ પકડી રોતી રોતી આગળ ચાલી એ બનેને તથા સિપાઇઓને આગળ કરીને બ્હારવટીયાઓ પોતાના રહેઠાણ તરફ ચાલ્યા સતીને દુખ દેવાથી જાણે આસપાસની કુદરત રીસાની હોય તેમ પવન ઘણો સુસવાટ કરતો વાયો અને બ્હારવટીયાઓની આખો ધૂળથી પુરાઇ ગઇ અને ઝાડ ઉપરના પક્ષીઓએ જાણે રૂદન કરતા હોય તેમ કોલાહલ કરી મુકયો

થોડી વારમા ચારે પાસ કોટની મોટી દિવાલવાળુ એક સ્થાન આવ્યુ બ્હારવટીયાઓનુ તે રહેઠાણ હતુ એક જણે આગળ જઇને દરવાનને બૂમ પાડી એટલે તેણે મોટો ભારે દરવાજો ઉઘાડયો અને સૌને અદર દાખલ કરી પછી પાછા તાળા વાસી દીધા પેલા સિપાઇ-ઓને કેદીઓની ઓરડીઓમા પુરવામા આવ્યા, અને પ્રિયવદા તથા મૃણાલિનિને એક ખુણામા આવેલી ઝુપડીમા રાખ્યા

કોટના ઘણા એકાત ભાગમા તે ઝુપડી હતી તેની આસપાસ ઝાડોની વટા હતી અને તેના છાપરા ઉપર કેટલાક વેલા ચ્હડાવેલા હતા તેના પાછલા ભાગમા નાની વાડી હતી તેમા સુદર સુગધીદાર ફુલ થતા હતા આગલા ભાગમા મોટુ સ્વચ્છ આગણુ હતુ અને તેની વચમા થોડે થોડે અતરે ઘટાદાર વૃક્ષો રોપેલા હતા તેથી આગણા-નો ઘણો ભાગ છાયાવાળો થઇ રહ્યો હતો એ આગણામા બેશીને પ્રિયવદા બપોરના સમયમા કઈ કઇ વાચતી, અને સધ્યાકાળના સમયમા ભજન બોલીને સર્વ સ્થાનને ગજાવી મુકતી

તેનો મિલનસાર સ્વભાવ, દયાળુ હૃદય, અને હેતાળ મીઠી નજર સર્વને આકર્ષતા અને બ્હારવટીયાઓના બૈરા છોકરા ભિન્ન-ભાવને છોડી તેની પાસે આવીને બેસતા, તેનુ ભજન સાભળતા,

તેનુ કામકાજ કરતા અને તે કરવામા પોતાની જાતને ધન્ય ગણતા બ્હારવટીયાઓ દુશ્મન હતા પણ દાના હતા તેથી તેઓ તેની અરદાશ રાખતા અને તેને કોઇ વાતે દુ ખ દતા નહી પણ કેદ-ખાનુ તે કેદખાનુ ! સ્વતત્રતાનો ભોગી પરતત્રતામા સુખ શી રીતે મેળવી શકે !

પ્રભુ એના વ્હાલાનેજ વિતાડે છે તે ભક્તોની કસોટિ કર્યા પછી તેમને અક્ષય્ય સુખ આપે છે ભક્ત પીડા પામતો જગતની દૃષ્ટિએ પડે છે, પણ ખરૂ જોતા તે સ્વર્ગની સીડીએ ચ્હડે છે અંતે ધર્મે જય અને પાપે ક્ષય, એ પ્રભુનો ન્યાય આખરે પ્રવર્તે છે અને તેનો સાચો ભક્ત આ સસારને તરી તેના પવિત્ર પદને પામે છે અને શાશ્વત સુખને ભોગવે છે પ્રિયવદા એ કસોટિએ ચ્હડી. વિપત્તિમા પણ તેણે પ્રભુને ત્યજ્યો નહી અને એ બધિવાસમા પણ પ્રભુના નામનુ રટણ કરી, ધૈર્ય ધરી, શિયળવ્રતને તે સાચવી રહી એ બધિવાસમા તેને એકાન્ત મળ્યો પ્રભુને ગમ્યુ તે ખરૂ એમ કહીને તેણે તે એકાતને વધાવી લીધો એ એકાતમા તેણે સઘળો સમય પ્રભુભક્તિમા અને સારા વાચનમા ગાળ્યો, અને દુ ખમા પણ સુખ માનતી તે પોતાના દિવસો પસાર કરવા લાગી પણ પતિ-વિરહથી તેનુ શરીર કૃશ થયુ અને તેની સઘળી કાયા તથા મુખ ઉપર ફીકાશ વ્યાપી રહી તે એક વાર ખાતી અને જમીન ઉપર સુતી અને એ તપોમય જીવનને પ્રભુના નામસ્મરણથી વ્યતીત કરતી.

તેના તપોમય જીવનને લીધે કેટલાક બ્હારવટીયાઓ તેનાથી ડરતા, અને તેનાથી દૂર ને દૂર રહેતા કેટલાક તેને દેવી સમાન ગણી અતરમા પૂજ્ય ભાવ રાખતા તેના મનને કોઇ વાતે દુભવવુ એ દેવીનો કોપ વ્હોરવા જેવુ છે એમ તે દૃઢપણે માનતા અને તેની આગતા સ્વાગતા કરતા આમ જગતનો નિયતા નાથ તેના ભક્તની કસોટિ કરતો, પણ તેને આચ ન આવે તેની સભાળ લેતો

એ તપોમય જીવનની પરાકાષ્ટા આવી રહી ત્યારે પ્રભુએ પ્રિયવદાની મુક્તિનો માર્ગ ખુલ્લો કર્યો

પ્રિયવદાની સાથેના કેટલાક ઘોડેસ્વારો ન્હાસી ગયા હતા તે કનકપુર પાછા ગયા અને તેમણે તેની કેદ થયાની હકીકત બિપિન-ચદ્રને કહી એણે એ હકીકત વર્તમાન પત્રોમા છપાવી અને તેની શોધ કરી લાવનારને ભારે ઇનામ આપવાનુ જાહેર કર્યુ એ વાતની જાણ ગામે ગામ થઇ રહી. વળી બીજા ઘોડેસ્વારોને બિપિનચદ્રે ચારે દિશામા મોકલ્યા અને તે બધે તપાસ કરવા લાગ્યા.

# પ્રકરણ ૯ મું.

## પ્રિયવદાની શોધમા

વાચનાર ! ઉપર આપણે જોયુ છે કે એક દિવસ જમતે જમતે ધીરેન્દ્રે પ્રિયવદા પકડાયાની વાત હૃષીકેશચદ્રને કહી હતી તે દિવસથી એનુ ચિત્ત એ વાતમા પરોવાઇ ગયુ હતુ ઘણા દિવસ થયેલા હોવાથી હવે હૃષીકેશચદ્રે વીરપુર છોડવાનો વિચાર કર્યો અને તેણે તે ચદુલાલને જણાવ્યો તે ઉચો નીચો થઇ રહ્યો, અને આખરે તેણે રજા લીધી ગાડી વગેરે સાધન કરી આપવાની ચદુલાલે મરજી જણાવી પણ હૃષીકેશચદ્રે કહ્યુ "હુ ક્યા જઇશ તે હજી નક્કી નથી મારે પ્રિયવદા વગેરેનો તપાસ કરવાનો છે, તેથી હું મારો રસ્તો કરી લઇશ"

બીજે દિવસે હૃષીકેશચદ્ર ભાગોળે ગયો અને એકાદ ગાડુ મળે તો ભાડે કરવાને ત્યા થોડી વાર ઉભો રહ્યો વીરપુરની ભાગોળે ઘણાખરા ગાડાવાળાઓ ગાડા લઇને આવતા અને ભાડુ કરી માણસોને બેસાડીને પરગામ લઇ જતા કેટલાક ગાડાવાળાઓને ત્યા ભેગા થયેલા તેણે જોયા પણ તેમાનો એકે હૃષીકેશચદ્રને ભાડુ કરીને લઇ જવાની હા પાડે નહી કારણ કે તેને વીરપુર, કનકપુર, અને શાંતિપુરના સીમાડા જ્યા એકઠા થતા હતા ત્યા જવુ હતુ અને તે તરફ એકે ગાડુ જવાનુ નહોતુ હૃષીકેશચદ્ર વિચારમા ને વિચારમા ત્યા ઉભો રહ્યો એટલામા એક ગાડાવાળાએ તેને કહ્યુ

"આવો ભાઇ, તમારે ગાડુ ભાડે કરવુ છે ?"

"હા, ભાઇ, કરવુ છે"

"તમારે ક્યા જવુ છે ?"

"વીરપુર, કનકપુર, અને શાંતિપુરના સીમાડા એકઠા થાય છે ત્યા"

ગાડાવાળો વિચારમા પડયો અને ક્ષણવાર પછી બોલ્યો "પણ તેનુ કઇ ઠામ ઠેકાણુ તો હોય કે નહી ? તમારે કયે ગામ જવુ છે ?"

" તું મને બેસાડીને લઇ જા, હુ મારે ઉતરવુ હશે ત્યા ઉતરી પડીશ "

" ત્યારે હુ પણ મારે ફાવશે ત્યા હાકી જઇશ "

" ઠીક "

" અને ફાવશે તેટલા ભાડાના પૈસા લઈશ "

" અલ્યા એમ કેમ ? "

" એમ કેમ તે તમારે ક્યા જવુ છે તે તમે નક્કી કહેતા નથી તેમ "

" ઠીક ભાઇ, તારે જે લેવુ હોય તે લેજે "

હૃષીકેશચન્દ્ર ગાડામા બેઠો વીરપુરથી એક ધોરી રસ્તો જતો હતો તે રસ્તે ગાડુ ચાલ્યુ. આગળ જતા એક મોટુ મેદાન આવ્યુ, ત્યા આગળ થઇને ત્રણ મોટા રસ્તા જતા હતા પુછવાથી માલમ પડયુ કે એક રસ્તો ડનકપુર તરફ જતો હતો અને બીજો શાતિપુર તરફ વળતો હતો ત્રીજો રસ્તો પાસેના બીજા એક ગામ પાસે જતો હતો હૃષીકેશચન્દ્ર અહી ઉતરી પડયો અને શાતિપુરને રસ્તે ચાલ્યો રસ્તામા કેટલાક માણસો તેને મળ્યા, તેમને તેણે પુછ્યુ " ભાઇ, અહીથી કોઈ ઘોડેસ્વારોને જતા તમે જોયા છે ? "

એક જણે જવાબ આપ્યો " હા, આજ તો નહી, પણ બે દિવસ ઉપર કેટલાક ઘોડેસ્વારો અને બ્હારવટીઆઓ વચ્ચે અહી ઝપાઝપી થઇ હતી "

એ સાભળીને હૃષીકેશચન્દ્ર વિચારમા પડયો " કંઇ પત્તો મળશે એમ લાગે છે ખરો "

તેણે ફરીથી પુછ્યુ "તે કેણીપાસ ગયા તેની તમને ખબર છે ?"

" હા, આ રસ્તે જ તે ગયા છે "

" આ રસ્તો ક્યા જાય છે ? "

" થોડે સુધી આ રસ્તો આમ ને આમ જાય છે પછી એક મોટુ જગલ આવે છે તેમા એ સમાઇ જાય છે "

" જગલ પછી શુ આવે છે ? "

" જગલ મુકીને જશો એટલે શાતિપુરનો સિમાડો આવશે "

" ઠીક "

'તમારે શાંતિપુર જવું છે ?"

'હા"

"તમે એકલા છો ?"

"હા"

"ત્યારે અમે તમને જવાની સલાહ આપતા નથી '

એ સાંભળીને હૃષીકેશચંદ્ર જરા હસ્યો ભય શી વસ્તુ છે તે એ સમજતો નહોતો, અને જગતમાં તે કશાથી ડરતો નહીં પોતાના બાહુબળમાં તેને વિશ્વાસ હતો અને સંપૂર્ણ આત્મશ્રદ્ધાએ તેના હૃદયમાં વાસ કરેલો હતો થોડીવાર પછી તે બોલ્યો "તમે મ્હને એકલા જવાની કેમ ના કહો છો ?"

"કેમ તે એ જંગલમાં ઘણા બ્હારવટીઆઓ રહે છે અને તે કોઇને સુખે જવા દેતા નથી "

"ત્યારે તો હું પહેલો જઇશ "

પેલા બધા માણસો આશ્ચર્યથી જોઇ રહ્યા પછી જરા વિચાર કરીને તે પાછા બોલ્યા "ભાઇ, ભલભલા હિંમત હારીને પાછા આવ્યા છે તમે ન જશો, પસ્તાશો "

એટલું કહીને પેલા માણસો પોતાને માર્ગે ચાલતા થયા હૃષીકેશચંદ્રે વિચાર કર્યો કે નક્કી એ જંગલમાં જ બ્હારવટીયાઓનું રહેઠાણ છે તે એકદમ ત્યાંથી ઉપડયા અને એ ગાઢ જંગલના મધ્ય ભાગમાં આવીને ઉભો રહ્યો અહીં અનેક ડુંગરો અહીં તહીં નજરે પડતા હતા અને વૃક્ષોની ઘટાઓ જંગલની ભૂમિને અંધકારમય બનાવતી હતી તેથી તેમાં થઇને જનારને માર્ગ શોધી કહાડવો મુશ્કેલ થઇ પડતો હતો રસ્તામાં નદી, નાળા, ખીણો વગેરે આવતા હતા અને તે માર્ગની મુશ્કલીમાં ઉમેરો કરતા હતા ઘણા ક્રૂર પ્રાણીઓના સાદ અહીં સંભળાતા હતા અને વાઘ જેવા હિંસક પ્રાણીઓના પગલાં પડેલાં અહીં તહીં નજરે આવતાં હતાં આવા ભયંકર વનની મધ્યમાં થઇને હૃષીકેશચંદ્ર ચાલ્યો જતો હતો. થોડે દૂર તે ગયો એટલે એક વિકરાળ મુખવાળો મનુષ્ય હાથમાં ભાલો લઇને સ્હામો આવતો દેખાયો હૃષીકેશચંદ્રની પાસે આવીને તેણે પુછ્યું "તું કોણ છે ? કોની રજાથી અહીં આવ્યો છે ?"

"અહીં આવવું તેમાં વળી રજા કોની જોઇએ ?"

"અમારા સરદારની રજા સિવાય જંગલમાં કોઈ પેશી શકતું નથી."

"એમ કે?"

"હા, એમ. તારી પાસે પરવાનો છે?"

"આ રહ્યો મારો પરવાનો" એમ કહીને હૃષીકેશચંદ્રે પોતાની બે મજબૂત ભુજાઓ બતાવી.

એટલામાં રસ્તામાં એક ગાડું લુંટાયાની બૂમ પડી. પેલો બ્હારવટીયો નાઠો. હૃષીકેશચંદ્ર નિર્ભયપણે તેની પાછળ ગયો. ગાડામાંના માણસોને બચાવવાનો તેણે નિશ્ચય કર્યો, અને લુંટની જગ્યાએ જઇને ઉભો રહ્યો. ગાડામાં એક ડોશી, એક બ્રાહ્મણ અને એક વાણીઓ બેઠેલા હતા. બ્હારવટીયાઓએ પ્રથમ બળદને એકેકી ડાંગ મારી, અને એક ડાંગ મારીને ગાડીવાનને નીચે પાડયો.

"ઓ મારા બાપ રે" કહીને ગાડાવાળો નીચે ઉતર્યો અને એક બાજુએ જઈને ઉભો રહ્યો. બ્હારવટીયાઓએ તેને એક ઝાડ સાથે બાંધ્યો અને પછી ગાડામાં બેઠેલા બધા માણસોને માર મારીને એક પછી એક સૌને નીચે ઉતાર્યાં.

પેલી ડોશીએ પોતાની કોટમાંની કંઠી ધૂળમાં નાખી અને તેના ઉપર ઉભી રહી. એક બ્હારવટીયાએ તેને એક લાકડી મારી અને કહ્યું "બતાવ તારી પાસે જે હોય તે."

"ઓ બાપરે," કહીને ડોશી બેશી પડી અને તેણે ધૂળમાં કંઠીને દાટી દીધી.

બીજો બ્હારવટીયો આગળ આવ્યો અને બોલ્યો "તારી કંઠી આલ."

"હા, ભાઇ, આલું છું."

"ક્યમ, મફત આલે છે કે?"

"ના, ભાઇ, ના."

જરા પાછું જોઇને ડોશી ધીમેથી બોલી "મારો રોયો કમાવા-ગયો તો તો!"

બીજા બે બ્હારવટીયાઓ પેલા બ્રાહ્મણ પાસે ગયા અને તેને મારની ધમકી આપીને બોલ્યા "તારી પાસે જે હોય તે લાવ."

બ્રાહ્મણે ચાલાકી વાપરી અને કહ્યું "ભાઇસાબ, હું તો પેલા શેઠનો રસોઇઓ છું" એમ કહીને પેલા વાણીયા તરફ તેણે આંગળી કરી અને પોતાનું જનોઇ બતાવ્યું

પોતે મોટો શેઠ હોવાનો ડોળ કરીને વાણીયાએ સુંદર પાવડી પહેરી હતી અને રેશમી કોરવાળો મજસ દુપટો ખભે નાખ્યો હતો. તેને શેઠ ધારી બ્રાહ્મણની વાત ખરી માની સર્વે પેલા વાણીયા તરફ વળ્યા બ્રાહ્મણ પોતાની ચાલાકીથી બચ્યો પણ પેલો વાણીયો કુટાઇ ગયો

બ્રાહ્મણની યુક્તિ વાણીયો સમજી ગયો અને મનમા બડબડયો "ઓ તારૂ સત્યાનાશ જાય બામણા! તે તો નખોદ વાળ્યું"

એટલામા બે ચાર જણા ડાગો ઉગામીને વાણીયાની આસપાસ ફરી વળ્યા અને બોલ્યા "પેલી વીંટી કહાડી આપ!"

"હે, હે, ભાઇશાબ, એ વીંટી તમારે કશા કામમાં નહી આવે, હું તમને રૂપીઆ આપુ હે, હે, ભાઇશાબ" વાણીયો ધ્રુજતો ધ્રુજતો બોલ્યો

એક બ્હારવટીયાએ તેને ડાગ મારી "ઓ મારી મા રે" કહીને વાણીયો બેસી ગયો અને વીંટી ધૂળમા દાટી દીધી

"ઉઠ, ઉભો થા, લાવ વીંટી લાવ"

"હે, વીંટી શી, વાટ શી! જુવો મારા હાથ એ ટો આ ચાંદીનું બટન ચળકતું હતું લ્યો ભાઇસાબ, આ બધાએ બટન લઇ જાવ થયુ?"

બ્હારવટીઆઓએ વાણીઆને બહુ ઠોકયો પણ તે એકનો બે થયો નહી, અને વધારે વધારે બુમો પાડવા લાગ્યો એટલામા હૃષીકેશચંદ્ર ત્યા આવી પહોચ્યો

વાચનાર, આ સ્થળે જણાવવું જોઇએ કે આ બ્હારવટીયાઓની મોટી ટોળી હતી તેમને કેદારસિંહનો ટેકો તથા સહાય હતા ઠેર ઠેર તેમના થાણા હતા અને તે થાણામા કેટલાક માણસો રહેતા અને સરદારના હુકમ પ્રમાણે વર્તના સર્વત્ર છુપી ખબર ફરી વળતી અને છુપા સંદેશા ચાલતા અને સર્વે તે પ્રમાણે કરવાને તત્પર રહેતા આ સઘળા બ્હારવટીયાઓ કેદારસિંહના મળતીયા હતા

અને એ કહે તે પ્રમાણે તે કોઇનું ખૂન કરતા, કોકને લુટતા અને કોઇને કેદમાં પુરી રાખતા એ ટોળીમાંનો માણસ જ બિપિનચંદ્રને બંગલે ગયો હતો અને તેમનામાંના માણસોએ જ પ્રિયવદા તથા મૃણાલિનિને કેદ કર્યાં હતાં

બ્હારવટીયાઓ બ્હારવટું કરતા પણ તેમનું બ્હારવટું નીચા પ્રકારનું નહોતું સ્ત્રીઓને તથા શરણે આવેલાઓને તે કદિ ત્રાસ આપતા નહીં તેમને તે કેદ કરતા પણ તેમની ઘણી આગતા સ્વાગતા કરતા અને તેમના પ્રત્યે ઘણા પ્રેમ અને ઉદારભાવથી વર્તતા

પેલા બ્હારવટીયાઓનું લક્ષ હૃષીકેશચંદ્ર તરફ વળ્યું તેને જોઇને પેલો વાણીયો બેસી ગયો અને પોક પોક મુકીને રોયો "ઓ મારા બાપ રે, મારા હાડકાં ભાગી ગયાં મારાથી ઉઠાતું નથી" એમ બોલતો તે પેટી વીંટીને વધારે ને વધારે ધૂળમાં દાટવા લાગ્યો

જેમ જેમ હૃષીકેશચંદ્ર પાસે આવતો ગયો તેમ તેમ વાણીયાની બૂમો વધતી ગઇ આખરે તેણે પોતાનો દુપટો મોઢે માથે ઓઢયો અને "ઓ મારી મા રે!" એમ મોટેથી પોક પાડી પોતાના શરીર ઉપરના સઘળા દાગીના તેણે ધૂળમાં દાટી દીધા

વાણીયાની બૂમો, ડોશીનું બ્હીલું મોટું, અને ગાડાવાળાની મારી વચ્ચે જોઇને હૃષીકેશચંદ્રનું હૃદય પીગળ્યું પિતામાંથી ઉતરી આવેલી ક્ષાત્રવૃત્તિ તેના હૃદયમાં જાગૃત થઇ પારકાને દુઃખે દુઃખી થનાર, અને અન્યની વ્હારે ધાવાને તત્પર રહેનારથી હવે જોઇ રહેવાયું નહીં પિતાની વીરતાએ હૃદયમાં વાસ કર્યો અને તેમાં સંસ્કારી હૃદયની ભાવનાઓ, કેળવણી, અને જનલાગણીએ ઉમેરો કર્યો હૃષીકેશચંદ્ર સાવધ થયો, ટટાર થયો, અને કર્તવ્ય બજાવવાના ઉદ્દેશથી છાતી કહાડીને આગળ ધસ્યો પણ પોતે એકલો અને હથિયાર વગરનો હતો અને બ્હારવટીયાઓ ઘણા અને હથિયારવાળા હતા છતાં પણ તે હિંમત હાર્યો નહીં કર્ત્તવ્યના ભાને તેને આગળ પ્રેર્યો, અને હૃષીકેશચંદ્ર પોતાના કુરતાની બાંહ્યો ચ્હડાવતો ચ્હડાવતો બ્હારવટીયાની સામે આવીને ઉભો રહ્યો અને બોલ્યો

"અલ્યા, તમે કોણ છો?"

સઘળા બ્હારવટીયા એકઠા થઇ ગયા અને એક જણ આગળ આવીને બોલ્યો. "તમારે શ્યમ છે?"

"તમે આ મુસાફરોને કેમ પજવો છો ?"

"તેમા તમારે શુ ! તમે તમારે રસ્તે ચાલ્યા જાવ"

એમ બોલતો બોલતો પેલો બ્હારવટીયો હૃષીકેશચંદ્રના સુદર શરીર અને ભવ્ય તેજસ્વી લલાટ તરફ નજર નાખી રહ્યો બીજાઓ પણ તેને બારીકપણે નીહાળવા લાગ્યા

તેમાનો એક જણ ડામડુ ઉભુ કરી તેના છેડા ઉપર હાથ અને દાઢી ટેકીને જરા આગે ઉભો હતો તે સ્હેજ આડુ જોઇને બોલ્યો "હ, આ મગતરૂ વળી ક્યાથી આવ્યુ છે ? હમણા મસળાઇ જશે"

બીજા બે "એના તે ભાર શા !" એમ માહ્યમાહ્ય બોલી એકબીજાને તાળી આપતા હાથમા હાથ મીલાવીને હસતા ઉભા રહ્યા

આ પ્રમાણે કઇક ટોળ કરતા અને એકબીજાની સામે જોતા બ્હારવટીયાઓ ઉભા હતા એટલામા તેમનો સરદાર ત્યા આવી પહોચ્યો આવતાની સાથમાજ તેણે એક સીસોટી વગાડી અને એક-દમ ત્યા જોવા જેવો દેખાવ થઇ રહ્યો

આ સ્થાન જગલના મધ્ય ભાગમા હતુ તેની આસપાસ ઝાડી, પહાડ, પર્વતો, નદીઓ અને ખીણો આવી રહેલા હતા પ્રદેશ નિર્જન હતો અને ઘણી ઝાડી હોવાથી ભયકર લાગતો હતો એ પહાડ પર્વતોમા બ્હારવટીયાઓના ગુપ્ત સ્થાન હતા તે ત્યા સતાઇ રહેતા અને સરદાર સીસોટી વગાડે કે તરતજ બહાર નીકળી આવતા પેલા સરદારે સીસોટી વગાડી કે તરતજ પહાડ, પર્વત, નદીની ભેખડો, અને ખીણોમાથી હથિયારબધ માણસો નીકળી નીકળીને બહાર આવવા લાગ્યા જાણે મેઘની વૃષ્ટિથી દરમા ભરાઇ રહેલા જીવજતુઓ ઉભરાઇ ઉભરાઇને બહાર આવતા હોય તેમ સઘળી નિર્જીવ સૃષ્ટિ મનુષ્યોથી ઉભરાઇ ગઇ અને સજીવ દેખાવા લાગી દરેક ઝાડ ઝાડી, પહાડ, પર્વત, નદી, નાળુ, મનુષ્યોથી હાલતુ ચાલતુ જણાયુ દરમાથી કીડીઓ જેમ ઉભરાઇ ઉભરાઇને બહાર આવે તેમ દરેક સ્થળમાથી મનુષ્યો ઉભરાઇને બહાર આવ્યા અને હૃષીકેશચદ્રની દષ્ટિ આગળ તરી રહ્યા

સર્વેને જોઇને હૃષીકેશચદ્ર મનમા કઇક ગભરાયો પણ હિમત હાર્યો નહી હથિયારની શોધમા તે આમ તેમ જોવા લાગ્યો એક

બાજુએ ઝાડ સાથે બાધેલો ગાડીવાન તેની નજરે પડયો બનેની દષ્ટિ એક થઈ ગાડીવાન તેના મનની વાત સમજી ગયો હૃષીકેશચદ્રે તેને છોડયો તે બ્હીતો બ્હીતો ગાડા પાસે ગયો અને બળદને પુળા નાખવાને બ્હાને તેણે ધ્રુજતે ધ્રુજતે પુળામા મતાડેલા તીરકામઠાને હૃષીકેશચદ્રની દષ્ટિએ પાડયા એકદમ હૃષીકેશચદ્ર દોડયો અને ગાડા પાસે જઇને તીરકામઠાને ઉપાડી લાવ્યો જમદગ્નિ અને પરશુરામની માફક તેને પણ આ વખતે હથિયાર હાથ ધરવાની જરૂર પડી, અને કૌરવની સેનાની સામે જેમ ધનુષ્ય બાણ ગ્રહી, ભયરહિત થઇ, એકલો અર્જુન ઉભો રહે તેમ હૃષીકેશચદ્ર એકલો, તીરકામઠાને હાથમા લઈને, નિર્ભયપણે બ્હારવટીયાઓના માણસો સામે ઉભો રહ્યો

ભ્રાતૃભાવ, જનદયા અને કર્તવ્યની લાગણીથી પ્રેરાયલો હૃષીકેશચદ્ર સજ્જ થઇને ઉભો પિતાની ક્ષાત્રવૃત્તિએ તેના હૃદયમા વીરતાનુ સિચન કર્યું હતુ અને તેને યુદ્ધકળા અને હથિયારનો ઉપયોગ શિખવ્યા હતા માતાએ ક્ષત્રીય વીર વીરાગનાઓની ભવ્ય કથાઓનો રસ સ્તનપાનમા પાઇને બાલ્યાવસ્થામાથીજ તેની વીરતાને પોષી હતી હૃષીકેશચદ્ર બાલ્યાવસ્થામા જમદગ્નિ કે પરશુરામ થવાની હોસ રાખતો, યુવાવસ્થામા મહાભારતાદિ ગ્રથોના અધ્યયન વડે ક્ષાત્રવૃત્તિ અને કર્ત્તવ્યપરાયણતાને કેળવતો અને હમેશ દુ ખીની વ્હારે ધાવાને તત્પર થતો આમ વિદ્યા અને શારીરિક બળનો સુયોગ તે પોતાના દેહમા સાધતો ભારતની પ્રાચીન વિદ્યા, બળ, અને પરાક્રમોને તે માનસિક દષ્ટિ આગળ રાખતો અને એ ધ્યેયના રગથી રગાઇને દરેક કાર્ય કરતો ઋષિમુનિઓના વખતના હિદુસ્તાનને તે હમેશ યાદ કરતો અને કૃષ્ણ, અર્જુન, કે ભીમ જેવા યોદ્ધાઓને આદર્શ તરીકે લઇ પોતાની માનસિક કે શારીરિક નિર્બળતાને દૂર કરતો

મહાભારતના સમયના પરાક્રમી હિંદનુ ચિત્ર તેના મગજમા ચિતરાઇ રહેતુ અને તે તેનામા રહેલી દીન, દુ ખી, અને નિર્બળની વ્હારે ધાવાની વૃત્તિને જાગૃત અને સતેજ રાખતુ આવી જનદયાની લાગણીથી પ્રેરાઇને હૃષીકેશચદ્ર લુટાયલા માણસોની વ્હારે ધાયો હતો અને કર્ત્તવ્યના વિચાર આગળ પ્રાણને પણ તુચ્છ ગણી હાથમા તીરકામઠુ લઇને ઉભો હતો

બ્હારવટીયાઓના સરદારે તેના તરફ નજર કરી તેના અડગ નિશ્ચયથી તે આશ્ચર્ય પામ્યો તેના પુષ્પની કળી જેવા કોમળ શરીરને તેણે નિહાળી નિહાળીને જોયુ, પછી જરા ગભીરપણે તે બોલ્યો "આ કોઇ મોટાનુ છોરૂ જણાય છે !"

બીજા એક બ્હારવટીયાએ કહ્યુ "હા, એનુ શરીર તો પોયણા જેવુ નાજુક છે"

"એ તીરના ઘા શુ ખમશે !"

"એ શુ જાઇને લઢવા આવ્યુ હશે !"

બધા બ્હારવટીયા કઇક હસ્યા

"એ આપણે શરણે આવે તો એને રાજી કરીયે !"

"સિહના બચ્ચા ભૂખે મરે પણ કદિ ઘાસ ખાય ?"

"એ તો લઢયેજ છુટકો"

"કદિ ના ખાય"

"મને એની દયા આવે છે !"

સરદાર બોલ્યો "અલ્યા ભાઈ, તુ તારી હઠ છોડી દે, અને તારે માર્ગે ચાલ્યો જા"

"તમે તમારો બ્હારવટાનો ધધો છોડી દ્યો તો હુ મારી હઠ છોડી દઉ"

"એ-એ-એ-મ" સર્વેએ ડોકુ ધુણાવ્યુ અને હસ્યા

'ઠીક, ત્યારે તુ પહેલો ઘા કર તુ બાળક ઉપર અમે પહેલો ઘા નહી કરીયે"

"આ હથિયાર માત્ર સ્વરક્ષણને માટે છે, કોઇને મારવાને માટે નથી સામો મારે તો જ આ હથિયાર ઉપડે"

સરદારની આખો લાલચોળ થઈ ગઈ અને તેણે એકદમ કામઠા ઉપર તીર ચ્હડાવ્યુ

હૃષીકેશચદ્ર બોલ્યો "તુ એકલોજ મારી સાથે યુદ્ધ કર આ બધાનો સહાર મારે કરવો નથી"

"હા, આવી જા"

બનેનુ યુદ્ધ ચાલ્યુ બીજા બ્હારવટીયાઓ જોઇ રહ્યા બન્ને એકબીજા તરફ તીર ફેકવા લાગ્યા, બને પોતાના શરીરને બચાવતા

ગયા સરદારે ઘણા તીર હૃષીકેશચંદ્રને માર્યા, પણ તેણે યુક્તિથી પોતાનુ રક્ષણ કર્યું સરદાર થાકયો અને તેની સામે આશ્ચર્યથી જોઇ રહ્યો હૃષીકેશચંદ્રનુ કોમળ શરીર યુદ્ધથી શિથિલ થયુ અને તેના હાથ કંઇક ઢીલા પડયા થોડીવાર સુધી બન્ને એકબીજાની સામે જોઇને ઉભા રહ્યા આખરે પાછુ યુદ્ધ ચાલ્યુ કોઇ કોઇથી હઠે નહી છેવટે ઘણો કોપ કરીને સરદારે એક તીર બહુ જોરથી ફેંકયુ, તે હૃષીકેશચંદ્રની છાતીમા વાગ્યુ અને તે મુર્ચ્છા ખાઇને જમીન ઉપર પડયો

બધા બ્હારવટીયાઓએ હર્ષનો પોકાર કર્યો અને સર્વે દોડી આવીને તેની આમપાસ વીંટળાઇ વળ્યા તેનુ ગૌર વર્ણ, સુકોમળ વદન, અને ભવ્ય અવયવો જોઇને તે પરસ્પર વાતો કરવા લાગ્યા એકે કહ્યુ "છે તો કોઇ મોટાનુ બાળ!"

બીજો બોલ્યો "કોણ જાણે અ્યમ અહી આવી ચ્હડયુ હશે!"

બ્હારવટીયાઓ દુસ્મન હતા પણ દાના હતા પડેલા મનુષ્ય ઉપર તે ફરી પ્રહાર કરતા નહી પણ તેની ચાકરી કરતા તેમાના એકે હૃષીકેશચંદ્રની છાતીમાથી તીર ખેંચી કહાડયુ અને ઘાને પાણીથી ધોઇ તેમા વનની અલૌકિક ઔષધિ ભરી દીધી પછી સર્વે અહી તહી વેરાઇ ગયા હૃષીકેશચંદ્ર આખી રાત તેને તે જ સ્થાને પડી રહ્યો

બ્હારવટીયાઓ યુદ્ધની ગડબડમા પડેલા છે એ લાગ જોઇને પેલો વાણીયો તો પોતાનુ જે હતુ તે લઇને મુઠીઓ વાળીને છાનો માનો ન્હાસી ગયો કનકપુર, વીરપુર, અને શાંતિપુરના સીમાડાઓ અહી એકઠા થતા હોવાથી ત્રણે રાજ્યો તે સ્થાન ઉપર દેખરેખ રાખતા અને ત્રણેની પોલીસના માણસો થોડે થોડે દૂર રાખેલી ચોકીઓમા રહેતા પેલો વાણીઓ એક ચોકી આગળ આવી પહોચ્યો, અને તેમા ઉભેલા એક ચોકીદારને જોઇને પોકે પોક મુકીને રોયો "ઓ મારા બાપ રે, મારૂ સર્વસ્વ લુટાઈ ગયુ"

વાણીયાની કસબી તોરાવાળી લાલ ચટક પાઘડી તરફ નજર કરીને પેલો ચોકીદાર હસ્યો અને બોલ્યો "બેસ, લુટાઈ ગયુ તો હમણા પાછુ અપાવીશુ"

"ભાઇસાબ, વળી ડાગો ખાધી તે તો જુદી"

"અલ્યા, શી ન્યાતે છે?"

"હે, હે, ભાઇશાબ, વાણીયા છીએ"

"બધુ લુટાઇ ગયુ?"

"હા, ભાઇશાબ"

"ડાહી માના દિકરા તમે ઝટ આપી દ્યો એવા ખરા તો!" જરા મો મલકાવીને ચોકીદારે કહ્યુ

"હે, હે, ભાઇશાબ, મહામહેનતે વળી કઇક બચ્યુ"

"ત્યારે સાચુ જ કહી દે ને!"

"હા, ભાઈશાબ, સાચુ જ કહુ છુ એક પહેલવાન જેવા સજ્જન પુરૂષ આની પહોચ્યા ન હોત તો બધુ લુટાઈ જાત"

"ત્યારે એમ કેમ કહે છે કે સર્વસ્વ લુટાઈ ગયુ"

"એ તો ભાઇશાબ, એમ જ કહેવાય"

"વાણીયા કદિ સાચુ બોલે જ નહી"

"હા, ભાઇશાબ, સાચુ જ કહુ છુ અહીથી બે ત્રણ ખેતરવાને છેટે ભારે જગ મચ્યો છે બ્હારવટીઆઓની ટોળીએ એક ગાડામા બેઠેલા માણસોને મારીને નીચે ઉતાર્યા છે અને તેમને બચાવવાને આવેલા એક પહેલવાન જેવા સજ્જન પુરૂષ સામે બધા બ્હારવટીયાઓ હથિયાર લઇને ઉભા થયા છે"

"માર્યા છે પણ લુટયા નથી, એમ કહેને"

"લુટવાના હતા પણ એટલામા પેલા ભાઇ આની પહોચ્યા"

"ત્યારે તારો માલ હોય તે અહીં ચોકી પહેરામા મુકી દે વળી કોઇ લુટી જશે"

"લડાલડી થઇ પછી માલની શી વાત, ભાઇશાબ! પેલા ભાઇ તો એકલા છે, અને બ્હારવટીયા તો ઘણા છે"

વાણીયાને કોઇનો વિશ્વાસ નહોતો તેથી તેણે વાત ઉડાની દીધી ચોકીદાર મનમા સમજ્યો થોડીવાર પછી તેણે પાછુ પુછ્યુ "ત્યારે તુ કેમ આવતો રહ્યો?"

"હુ તો તમને ખબર કહેવાને આવ્યો હે, હે, ભાઇશાબ"

ચોકીદાર વળી ફરીથી હસ્યો અને બીજાઓને તેણે ખબર કરી જમાદારે આસપાસ માણસો દોડાવ્યા અને બીજી ચોકીઓ

ઉપરથી સિપાઇઓને તેડાવ્યા એટલામા હૃષીકેશચદ્રની શોધમા નીકળેલા કનકપુરના સ્વારો પણ ત્યા આવી પહોચ્યા અને તે સર્વ લુટના સ્થળ આગળ જવાને નીકળ્યા

કાળ રાત્રિ જેવી કાળી અધારી ઘોર રાત્રિએ હૃષીકેશચદ્ર, જાણે વનનો અધિષ્ઠાતા દેવ સુતો હોય તેમ, જગલના મધ્ય ભાગમા એકલો પડી રહ્યો વાઘ, વરૂ, રીછ વગેરે તેના શરીરને શબ ગણી માત્ર સુઘીને જ પાછા ફરતા સર્પ જેવા પ્રાણીઓ તેના શરીર ઉપર થઇને જતા અને ક્ષણવાર તેના શરીરને વીટળાઇને સમાધિસ્થ શિવજી જેવી તેની આકૃતિ કરી મુકતા હરણ, સાબર વગેરે તેના શરીરને કાષ્ઠ જાણીને પોતાના શીગડા તેના ઉપર ઘસતા જાણે જડ ચક્ષુથી માનવહૃદયની પરીક્ષા કરવાને તેને ખોલતા હોય તેમ વિદ્યા, વિનય, સયમ, સ્વદેશપ્રીતિ, અને પવિત્રતાની પેટી સમાન તેની છાતી ઉપર ક્રૂર પ્રાણીઓ નખવડે પ્રહાર કરતા અને તેમાથી નીકળતા પવિત્ર રક્તવડે પવિત્ર બની ક્ષણવાર ક્રૂર સ્વભાવ ત્યજી, શરીરને છોડી પાછા જતા

ચારેક વાગ્યાનો સમય થવા આવ્યો ત્યારે હૃષીકેશચદ્રને મુર્ચ્છા વળી તે ચારેપાસ દષ્ટિ નાખી રહ્યો ઉપર આભ અને નીચે ધરતી, બીજુ કોઇ ત્યા મળે નહી શરીર શરીરનો ધર્મ બજાવવા લાગ્યુ વિદ્યા વિવેકને વિસરી પામર મનુષ્યની માફક "અરે, ઓ પ્રભુ, ઓ બાપ રે" એમ હૃષીકેશચદ્ર બૂમો પાડવા લાગ્યો જ્ઞાનરૂપી કવચથી સજ્જ થયેલો સબળ હૃદયનો માનવી લાચાર બન્યો અને એ લાચારીની અવસ્થામા ક્ષણવાર દેશસેવા, લોકસેવા, અને સમાજ-સેવાના વિચારોને તે ત્યજવા લાગ્યો જેમ કાળા વાદળાથી સૂર્યનો પ્રકાશ ઢકાઇ જાય તેમ એ જ્ઞાનીનો જ્ઞાનપ્રકાશ શરીરની વ્યથાથી દબાઇ ગયો અને હૃષીકેશચદ્ર દેહની પીડાને થોડી વાર સુધી ભોગવી રહ્યો કર્ત્તવ્યના માર્ગ વિકટ છે, તેમા કાટા પથરાયલા છે, પુષ્પ પથરાયલા નથી, એમ તેનુ હૃદય તેને કહી રહ્યુ અને એ વાતનો સાક્ષાત્ અનુભવ હૃષીકેશચદ્ર આજે અનુભવી રહ્યો શરીર વ્યથાથી પ્રકોપ કરવા લાગ્યુ વિદ્યા, વૈરાગ્ય, અને અડગ નિશ્ચય ક્ષણવાર શિથિલ થયા અને હૃષીકેશચદ્ર વિવેકને છોડી એક બાળકની પેઠે ચોધાર આસુએ ક્ષણવાર રડી પડયો

એટલામા ચોકી ઉપરના માણસો તથા કનકપુરના સ્વારો ત્યા આવી પહોચ્યા હૃષીકેશચન્દ્રે તેમને ઓળખ્યા અને તેને હિમત આવી ઘોડેસ્વારોએ તેની બરદાશ કરી એને જોઇતુ કરતુ આણી આપ્યુ અને એના શરીર ઉપરના ઘાનુ દર્દ ઓછુ કર્યુ હૃષીકેશચન્દ્ર બેઠો થયો બરાબર જાગૃત થયો ક્ષણવાર પછી ટટાર થઇને તે ઉભો થયો, અને પાછો ફરીથી ઘોડેસ્વારોને સાથે લઇને બ્હારવટીયાઓની શોધમા આગળ ધસ્યો

સીધા ઉભા રહીને યુદ્ધ કરવુ એ રિવાજ બ્હારવટીયાઓનો નહોતો તેમ કરવાની આવડ અને યુક્તિ તેમનામા નહોતા નહાસભાગ કરી જગલમા ભરાઇ જવુ અને લાગ આવે ત્યારે પાછો દુશ્મન ઉપર છાપો મારવો એ તેમનો રિવાજ હતો ત્રણે રાજ્યોના એકઠા થયેલા માણસોને જોઇને બ્હારવટીયાના સરદારે પાછી સીસોટી વગાડી અને તેના બધા માણસો એકદમ પાછા જ્યાથી આવ્યા હતા ત્યા પહાડ, પર્વત, નદી, નાળા વગેરેમા ભરાઇને એક ક્ષણમા અદ્રશ્ય થઇ ગયા

કેટલાક બ્હારવટીયાઓ નાસતા હતા હૃષીકેશચન્દ્ર અને કનકપુરના સ્વારો તેમની પાછળ પડયા પેલા બ્હારવટીયાઓ એક કિલ્લાબધ સ્થાન આગળ આવીને ઉભા અને આમ તેમ જોઇ દિવાલ ઉપર ચ્હડીને અદર કુદી પડયા તે સ્થળ એમનુ મુખ્ય રહેઠાણ હતુ

હૃષીકેશચન્દ્ર અને ઘોડેસ્વારો તેમની પાછળ આવતા હતા તેમણે તે સ્થળ જોયુ અને મનમા નક્કી કર્યુ કે બ્હારવટીયાઓનુ એ મુખ્ય સ્થાન છે હૃષીકેશચન્દ્રનો જીવ આશામા પડયો, તેને હિમત આવી, અને પ્રિયવદા વગેરેની ભાળ મળશે એમ તેની કઇંક ખાત્રી થઇ

દિવાલની પાસે એક ઘોડેસ્વારને ઉભો રાખી તેના ખભા ઉપર થઇને હૃષીકેશચન્દ્ર કોટ ઉપર ચ્હડયો ત્યા બેશીને તેણે ચારે પાસ નજર ફેરવી અદરની બાજુએ બ્હારવટીયાઓનુ એક નાનુ સરખુ ગામ વસેલુ જણાયુ એક બાજુએ તેમને રહેવાની ઝુપડીઓ હતી અને બીજી બાજુએ તેમણે કેદ કરેલા માણસોને રાખવાની ઓરડીઓ હતી તેમા ઘણા માણસો પુરેલા હતા તેમને દિવસે કોટની ચાર દિવાલોની અદર ફરવા હરવાની છુટ હતી અને સધ્યાકાળ થતો

એટલે સૌને ઓરડીઓમા ઘાલી તાળા વાસી દેવામા આવતા હતા મ્હારવટીયાઓ તેમની પાસે કામ લેતા અને તેમને સહેજસાજ ખાવાનુ આપતા પણ પુરૂ ખાવાનુ નહીં મળવાથી અને રહેવાની જગ્યા ઘણી સાકડી હોવાથી કેદીઓમાના ઘણા માદા પડી જતા અને ઘરબાર વગરના હોવાથી સગા વ્હાલાઓના વિરહથી આકુળ-વ્યાકુળ બની ઘણીવાર કોલાહલ અને આક્રંદ કરી મુકતા

આ કેદીઓનુ ઝીણુ આક્રંદ હૃષીકેશચદ્રને કાને પડયુ દિવાલ ઉપર બેઠે બેઠે તે આમ તેમ જોવા લાગ્યો જનદયાની લાગણીથી તેનુ હૃદય ઉછળી રહ્યુ, પણ શુ કરે ! શી રીતે નીચે ઉતરવુ અને શી રીતે કેદીઓને છુટા કરવા ! તેના શરીરની કે પ્રાણની તેને દરકાર નહોતી, પણ મૃણાલિનિ અને પ્રિયવદાનુ શુ થયુ હશે, એ વિચારથી તે અટક્યો અને દિવાલ ઉપર બેઠે બેઠે આમ તેમ નજર ફેરવતો હૃષીકેશચદ્ર વિચારમા ડુબી ગયો "અહીં કોઇ સ્ત્રીઓ તો જણાતી નથી પ્રિયવદા અને મૃણાલિનિ કયા હશે ?"

બીજી દિશામા તેણે નજર કરી એ બાજુએ એક ખુણામા નાનીસરખી વાડીમા ફુલઝાડ અને વેલાઓથી છવાયલી એક સ્વચ્છ ઝુપડી તેની દૃષ્ટિએ પડી હૃષીકેશચદ્ર નિહાળી નિહાળીને જોવા લાગ્યો આગે એક કૃશાગી બાળા નજરે પડી યુવાવસ્થાના મળસ્કામા તે પ્રવેશ કરતી હતી તેના શરીરના અવયવો મૃણાલ જેવા મૃદુ હતા અર્ધ ઉઘડેલી કમળની કળી સમાન રક્ત હોઠની વચમા રહેલી દાડમના બીયા જેવી સુશોભિત દતપક્તિ તેના મુખને વધારે મોહક બનાવતી હતી તેના નેત્રો વિશાળ હતા અને તેમના ઉપર પડેલા વાળના કોઈ કોઇ ગુચ્છા મુખને કમળ ધારીને જાણે ભમરાઓ તેના ઉપર બેસવાને આવ્યા હોય તેવો ભાસ કરાવતા હતા

તેને જોઇને હૃષીકેશચદ્રની વિચારપરપરા ચાલી રહી

"એ મૃણાલિનિ હોય ?"

"હા, વિશાળ નેત્રો અને ભવ્ય લલાટ તેનુ જ લાગે છે "

"પણ મોની કળા—?"

"હા, તેની તે જ, પ્રિયવદા જેવી જ છે "

"પણ પવિત્રતા, સદ્‌ગુણ, અને સજ્જનતાની સાક્ષાત્ મૂર્તિ એ હોય !"

"એનુ હૃદય શી રીતે ખોલી જોવાય ?"

"તેની આસપાસ ઉડી રહેલા ભમરાઓને પુછુ ?"

મૃણાલિનિના વિચારમા હૃષીકેશચંદ્ર ક્ષણવાર પોતાનુ ભાન ભૂલ્યો તેની પવિત્રતા જોઇને તે ગાંડોઘેલો બની જતો અને જગત મા એના જેવી પવિત્ર બાળા બીજી કોઇ ભાગ્યે જ હશે એમ તે ધારતો અને એ વિચાર તેના હૃદયને ગર્વીષ્ટ બનાવી મુકતો મૃણાલિનિના સદ્‌ગુણોથી તે આકર્ષાતો અને કમળની આસપાસ જેમ ભ્રમર ફર્યા કરે તેમ તેનુ ચિત્ત મૃણાલિનિની પવિત્રતાના વિચાર પાછળ ભમતુ અને તે તેના મસ્તકને ડોલાવી મુકતો

હૃષીકેશચંદ્ર જરા બારીકીથી જોઇ રહ્યો તે બાળાના મુખ ઉપર છવાઇ રહેલી પવિત્રતાની શુદ્ધ સાત્વિક પ્રભા તેની નજરે પડી તે એકદમ બોલી ઉઠયો ' અહાહા ! એનુ એ જ રૂપ, એની એ જ પવિત્ર શાંત પ્રભા "

એટલામા તે બાળા વાંકી વળી અને જુઇના વેના જેવો તેનો કોમળ હાથ હૃષીકેશચંદ્રની દૃષ્ટિએ પડયો વાંકી વળીને જમીન ઉપરથી દડાને લેતી મૃણાલિનિને તેણે બિપિનચંદ્રની લાયબ્રેરીમા બેઠે બેઠે ઘણીવાર જોઇ હતી તે વખતનો ચિતાર તેના મનમા ખડો થયો અને તે બાળાના હસ્ત તરફ નજર કરીને એ બોલ્યો " કમળના દાંડા જેવો તેનો નાજુક હાથ હજી તેવો ને તેવો જ છે "

એટલામા તે બાળાએ તેનુ મુખ કઈક ફેરવ્યુ હૃષીકેશચંદ્ર તેને સ્પષ્ટ જોઇ શકયો અને ઘણા ઉલ્લાસથી બોલ્યો " નક્કી એ મૃણાલિનિ જ છે "

એકદમ હૃષીકેશચંદ્ર કુદકો મારીને અંદર કુદી પડયો, અને ધીમે ધીમે મૃણાલિનિ તરફ ચાલ્યો તે ફુલ વીણતી હતી ફુલ વીણવામા તેનુ ચિત્ત મશગુલ હતુ તે આસપાસનુ ભાન ભૂલી ગઇ હતી તેના માથાના વાળ છુટા હતા અને તેના ગુચ્છા વિપત્તિથી કૃશ થએના મુખારવિંદ ઉપર આમ તેમ ફરી વળ્યા હતા હૃષીકેશચંદ્ર તેની પાછળ જઇને ઉભો રહ્યો મૃણાલિનિને માણસનો ધમારો લાગ્યો અને તે ચમકી તેણે મો પાછુ ફેરવ્યુ અને બુમ પાડી " ઓ બાપ રે, કોણ છે ? "

" બ્હીશો નહી "

" તમે કોણ છો ? "

" કેમ ભૂલી ગયા ? "

હૃષીકેશચદ્રના ભવ્ય લલાટ તરફ તે તાકીને જોઇ રહી ઘણા તર્કવિતર્ક તેના મનમા ખડા થયા અનેક ભાજગડો તેના હૃદયમા ચાલી રહી અત કરણમા ઉંડી લાગણીઓએ વાસ કર્યો અને તેનો આત્મા ઉર્મિઓથી ઉછાળા મારી રહ્યો

" મને ના ઓળખ્યો ? "

મૃણાલિનિ વિચારમા પડી

" પ્રિયવદા ક્યા છે ? "

કઇ ઉત્તર મળ્યો નહી મૃણાલિનિ નીચુ જ જોઈ રહી

" મૃણાલિનિ ! તમારી પવિત્રતા અને સદ્દગુણોથી આકર્ષાઇને હુ તમને શોધવા આવ્યો છુ તમારા જેવુ સુદર સુવાસિત પુષ્પ રાનમા છુદાઇ જાય તો ઈશ્વરની સૃષ્ટિમા મોટો અન્યાય થાય "

મૃણાલિનિ તેની સામે જોઈ રહી, અને ક્ષણવાર પછી બોલી " તમને અહી કોણે મોકલ્યા ? તમારૂ નામ શુ ? "

હૃષીકેશચદ્રે એક નાનુ ધોતીયુ પહેર્યું હતુ અને તેનો કચ્છ માર્યો હતો તેના શરીર ઉપર માત્ર એક કુરતુ હતુ અને તે પણ યુદ્ધમા સહેજસાજ ફાટ્યુ હતુ બ્રહ્મચર્યના પ્રભાવથી તેના શરીરના અવયવો, વિશાળ વક્ષસ્થળ, અને દીર્ઘબાહુ, વધારે વિકાસને પામ્યા હતા અને તેથી તે મજબૂત બાધાના સાધારણ જાડા શરીરવાળા પહેલવાન જેવા જણાતો હતો તેણે ડાબા ખભા ઉપર તીરનો ભાથો લટકાવ્યો હતો અને જમણા હાથમા કામઠુ પકડ્યુ હતુ ઘણા દિવસથી તેણે હજામત કરાવી નહોતી, તેથી તેના માથાના, મુછના, અને દાઢીના વાળ ઘણા લાબા વધી ગયા હતા અને તેના ગુચ્છળા તેના મુખ ઉપર વારેઘડીએ આવી જતા હતા મૃણાલિનિ તેને ઓળખી શકી નહી

" તમે હજી પણ મને ઓળખ્યો નહી ! મૃણાલિનિ ! તમે કવિ મિલ્ટનના કાવ્યો તો વાચ્યા હશે ! તેણે કહેલુ વાક્ય તમને સાભરતુ હશે ! ' Virtue may be assaulted but never hurt ' તમારા ઉપર હુમલો થયો પણ તમને બચાવવાને પ્રભુએ મને મોકલ્યો છે " કિરાતના વેશમા ઉભેલા અર્જુન સમાન ભાસતો, મૃણાલિનિના હૃદયમા અનેક ઉથલપાથલો ઉપજાવતો, તેને દિલાસો આપતો, શાત કરતો, અને ધીમે ધીમે પોતાનુ સ્વરૂપ પ્રગટ કરતો હૃષીકેશચદ્ર બોલ્યો

"કોણ, હૃષીકેશચંદ્ર!" મૃણાલિનિએ તેને હવે ઓળખ્યો.

"હા."

"તમે અહીં ક્યાંથી?"

"તમારી શોધમાં"

"તમને કોણે મોકલ્યા?"

"મારા કર્તવ્યે અને તમારા સદ્‌ગુણોએ!"

મૃણાલિનિ આશ્ચર્યથી તેની સામે જોઇ રહી

"તમને ખબર શાથી પડી?"

"તમારા સમાચાર મને વખતોવખત મળતા હતા"

"તમે અત્યાર સુધી ક્યાં હતા?"

"વીરપુરમાં."

"અમે તો જાણીએ છીએ કે તમે ખોવાયા છો"

"હું જાણું છું કે તમે લુટાયા છો"

બન્ને એકબીજાની સામે જોઇને હસ્યાં

"હૃષીકેશચંદ્ર! તમે તમારી મેળે દેખા દીધી એ ઠીક થયું"

"સુવાસિત કમળને છોડીને ભમરો બીજે ક્યાં જવાનો હતો!"

મૃણાલિનિ જરા શરમાઇ અને તેણે મોં મલકાવ્યું હૃષીકેશચંદ્ર પાછો બોલ્યો "મૃણાલિનિ! પવિત્રતા અને સદ્‌ગુણની સેવામાં આ જીવ સદાએ હાજર જ છે"

મૃણાલિનિ વધારે શરમાઇ ગઇ અને બોલી "એ સેવા નથી પણ ઉપકાર છે"

"જેમ કહેવું હોય તેમ કહો સેવાવ્રત મેં લીધેલું છે અને એ વ્રતના પાલનમાં આ દેહની પણ હું દરકાર કરતો નથી"

એક વાર ફરીથી હૃષીકેશચંદ્રની ઉંચી ભાવનાઓ મૃણાલિનિના સ્મૃતિપટ ઉપર તરી આવી અને તે તેના તેજસ્વી લલાટ તરફ ઉલ્લાસથી જોઇ રહી

"પણ તમે અત્યાર સુધી ક્યાં હતા તે તો કહો?" મૃણાલિનિએ ધીમેથી કહ્યું

હૃષીકેશચંદ્રે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી, અને આખરે તેણે પુછ્યું "પ્રિયંવદા ક્યાં છે?"

"ચાલો, હું તમને તેડી જઉં"

બન્ને આનન્દના ઓઘમા ન્હાવા લાગ્યા. મૃણાલિનિ આગળ થઇ અને કંઇ કંઇ વાત કહેવાને બ્હાને વારવાર પાછુ વાળી પોતાના ઉદ્ધારક તરફ ઘણા સ્નેહથી દૃષ્ટિ નાખતી અને તેના તરફ પ્રેમથી નિહાળતી તે હૃષીકેશચન્દ્રને પ્રિયવદા પાસે તેડી ગઇ

થોડેક સુધી બન્ને આવ્યા એટલે મૃણાલિનિએ આગળી કરીને બતાવી "જુવો, પેલા બેઠા પ્રિયવદા હવે તમે એકલા જાવ મારે કામ છે તેથી હુ જઈશ "

મૃણાલિનિ ચાલી ગઇ અને હૃષીકેશચન્દ્ર એકલો ધીમે ધીમે પ્રિયવદા તરફ ચાલ્યો થોડે દૂરથી તેણે તેના તરફ દૃષ્ટિ કરી

અશોક વાટિકામા રામનામની માળા જપતી જાનકીને જેમ હનુમાને જોઇ તેમ પ્રીતમની જપમાળ જપતી, મુખેથી હરિ, હરિ, ઉચ્ચારતી, દીર્ઘ શ્વાસ નાખતી, શુદ્ધ આર્યા પ્રિયવદા આવેથી તેની દૃષ્ટિએ પડી સરોવરમા જળ વગર કમળનો દાંડો જેમ સુકાઇ-ને કૃશ બની જાય તેમ પતિના વિરહથી તેનુ શરીર સુકાઇને કૃશ થયુ હતુ તેનુ વદન કરમાઇને ફીકુ પડયુ હતુ તેના વિશાળ નેત્રો અને ભવ્ય લલાટ જળથી ભરેલા સરોવરની સપાટી આગળ જાણે બે શ્વેત કમળ આવી રહ્યા હોય તેવા ભાસતા હતા

પ્રિયવદા એક વૃક્ષ નીચે બેઠી હતી તેના વિશાળ નેત્રો નીચા નમેલા હતા તેમના ઉપર ગાભીર્યની છાયા છવાઈ રહી હતી તેના હાથમા ભાગવત હતુ પ્રિયવદા એકાગ્ર વૃત્તિથી તે વાચતી હતી, અને વચમા વચમા હરિ, હરિ, કહી દીર્ઘ નિશ્વાસ મુકતી હતી પવિત્રતાની પેટી જેવુ તેનુ હૃદય વારે ઘડીએ ઉછળતુ હતુ અને તેમાથી નીકળતો નિશ્વાસ જાણે આસપાસ પવિત્ર શાતિને પસારતો હોય તેમ ત્યા ચારે પાસ શાતિ પથરાઇ રહેલી જણાતી હતી પવિત્રતાના તેજમા જાણે અંજાઇ ગયા હોય તેમ આસપાસના ઝાડ ઉપરના પક્ષીઓ કોલાહલ કર્યા વગર ગુપચુપ લપાઇને બેશી રહેલા દેખાતા હતા જાણે વનદેવીનો આવાસ હોય તેમ પ્રિયવદાના નિવાસ સ્થાનનુ વાતાવરણ અતિ પવિત્ર અને શાત બની રહ્યુ હતુ બ્હાર-વટીયાનુ કોઇ માણસ ત્યા આવી શકતુ નહી, રે, તેના તરફ દૃષ્ટિપાત પણ કરી શકતુ નહીં એ જોઇને હૃષીકેશચન્દ્ર આશ્ચર્ય પામ્યો અને મનમા બોલ્યો "અહો, પવિત્રતાનો પ્રભાવ કેવો છે!"

હૃષીકેશચન્દ્ર જરા વધારે પાસે ગયો પ્રિયવદા વાચવાના ધ્યાનમા લીન હતી શ્વેત જળથી ભરેલા સરોવરની સપાટી ઉપર જેમ રક્ત કમળ શોભી રહ્યુ હોય તેમ પ્રિયવદાના ગૌર અને વિશાળ લલાટ ઉપર સૌભાગ્યસૂચક કુકુમનો મોટો ચાલ્લો શોભી રહેલો તેની દૃષ્ટિએ પડ્યો

હૃષીકેશચન્દ્ર જરા વધારે પાસે ગયો હજી પણ પ્રિયવદા વાચવામા તલ્લીન હતી હૃષીકેશચન્દ્રે ધાર્યું કે પ્રિયવદા તેને ઓળખી શકશે નહી, અને તેના પલટાયલા વેશથી તે બ્હીશે તે પાસેના એક ઝાડ તળે જઈને ઉભો પોતાના હાથમાનુ કામઠુ તેણે નીચે મુક્યુ ઝાડ નીચે સુકા પાદડા પડેલા હતા તેના ઉપર કામઠુ પડવાથી કઇક અવાજ થયો સર્વત્ર પ્રસરી રહેલી શાતિનો ભગ થયો એટલે પ્રિયવદા વાચવાના ધ્યાનમાથી જાગી અને આસપાસ જોવા લાગી તેની દૃષ્ટિ હૃષીકેશચન્દ્ર ઉપર પડી તે બ્હીની !

" ગભરાશો નહી, હુ હૃષીકેશચન્દ્ર છુ " હૃષીકેશચન્દ્રે ધીમેથી કહ્યુ

' ન્હોય ! ' હજી પણ ગભરાતી અને મનમા શકા કરતી પ્રિયવદા થર થર ધ્રુજી ઉઠી અને ધીમે ધીમે ઘરમા ચાલી ગઈ

એટલામા મૃણાલિનિ આવી પહોચી, અને એણે એના મનનુ સમાધાન કર્યુ હૃષીકેશચન્દ્ર ઘરમા આવ્યો અને તેણે પુછ્યુ

" તમે અહી કયારના છો ? "

" થોડાક દિવસથી '

' તમને ઘણુ દુ ખ પડયુ હશે ! "

" બ્હારવટીયાઓ દુશ્મન છે, પણ દાના છે તે સ્ત્રીઓને કદિ હેરાન કરતા નથી અમારી તેમણે સારી બરદાશ રાખી છે. પણ–અ–અ–આ પેલા મકાનો દેખાય છે તેમા પુરાયના પુરુષોને તે ઘણુ દુ ખ દે છે " કેટલાક મકાનો તરફ આગળી કરીને મૃણાલિનિ બોલી

" તેમનો પણ છુટકારો કરવો એ મારૂ કર્તવ્ય છે "

" તેમ કરવામા તમારા જીવનુ જોખમ છે "

" કેમ ? "

" બ્હારવટીયાઓ તમને જીવતા નહી મુકે "

" મૃણાલિનિ, મરવુ છે તો એક જ વાર આ દેહ જન-
સેવામા પડશે, તો એના જેવુ બીજુ ઉત્તમ શુ છે ? "

મૃણાલિનિ હૃષીકેશચદ્રના ભવ્ય અને વિશાળ લલાટ તરફ જોઇ રહી કનકપુરના દિવસો તેને યાદ આવ્યા અને તેમા સ્વદેશાભિમાનના જુસ્સાથી ઉછળતુ આ યુવાનનુ હૃદય તેની માનસિક દૃષ્ટિ આગળ ખડુ થઇ રહ્યુ પારધિની જાળમા જેમ હરિણી સપડાઈ જાય તેમ એકવાર ફરીથી મૃણાલિનિ હૃષીકેશચદ્રના વિચારોમા ગુથાઇ ગઇ, ક્ષણવાર પોતાનુ ભાન ભૂલી ગઈ, અને આ સકટમાથી તારનાર પણ તે જ છે એમ વારવાર મનમા વિચારતી તે પોતાના ઉદ્ધારકને હર્ષ અને પ્રેમથી નિરખી રહી !

ક્ષણવાર પછી તે બોલી " પેલા મકાનોમા અનેક મનુષ્યોને પુરેલા છે તેમાના કેટલાક લુટાયલા, કેટલાક પકડાયલા અને કેટલાકને પૈસા કઢાવવાને કેદ કરેલા છે બ્હારવટીયાઓ સ્ત્રીઓને દુ ખ દેતા નથી પણ પુરૂષોને તે ઘણો ત્રાસ આપે છે "

" એ સર્વેને હુ છોડાવીશ "

" ત્યારે તો તમારૂ ઘણુ કલ્યાણ થશે પતિ વગરની સ્ત્રીઓ અને પુત્ર વગરની માતાઓ તમને અનેક આશિર્વાદ દેશે "

એ સાભળીને હૃષીકેશચદ્ર એકદમ પેલા મકાનો ભણી ગયો અને તેમા પુરેલા મનુષ્યોને બહાર કહાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તે મકાનોને તાળા દીધેલા હતા તેમની કુચીઓ દરવાનો પાસે હતી અકેકેક ધોલ મારીને તેણે કુચીઓ પડાવી લીધી, અને તેમા પુરેલા ઘણા મનુષ્યોને તેણે છુટા કર્યા કોટના દરવાજાને તાળા હતા અને તેની કુચીઓ બ્હારવટીયાના સરદાર પાસે હતી હૃષીકેશચદ્રે એક કુહાડાથી તાળા તોડ્યા અને દરવાજાના બારણા ચીરી નાખ્યા, અને કનકપુરના ઘોડેસ્વારો તથા વીરપુર અને શાતિપુરના સિપાઇઓને તેણે કોટની અદર દાખલ કર્યા કેટલાક બ્હારવટીયાઓ કોટના રક્ષણને માટે ત્યાના ત્યા જ રહેતા તે સર્વે હવે સામા થયા દરવાનો તેમની મદદે આવ્યા આ સઘળાઓ જોડે હૃષીકેશચદ્રને ભારે ઝપાઝપી થઇ પણ ઘોડેસ્વારો અને સિપાઇઓની મદદથી તથા પોતાના બાહુબળથી તેણે સર્વેને હફાવ્યા અને બ્હારવટીયાઓ તથા તેમના દરવાનોને પેલી કેદીઓની ઓરડીઓમા પુરી દીધા

કેદમાથી છુટા થયેલા લોકો અનેક આશિર્વાદ આપતા આપતા ચાલ્યા ગયા કનકપુર જઈને તેમણે ખબર કહી, અને રાજા, કારભારી, તથા આખી પ્રજાના હર્ષનો પાર રહ્યો નહી

તરત જ તેમની પાછળ પ્રિયવદા તથા મૃણાલિનિને લઇ સ્વારોને સાથે રાખીને હૃષીકેશચદ્ર કનકપુર આવ્યો નગરજનોએ તેને ભારે આવકાર આપ્યો અને રાણા પ્રતાપસિહે તેને દરબાર ભરીને ઘણુ માન આપ્યુ બિપિનચદ્રના બગલાના દ્વારમા પેસતા ડોસા ગૌરીશકર તેને મળ્યા, તેમણે તેની પીઠ થાબડી અને કહ્યુ "શાબાશ ! શાબાશ !"

આમ કેટલાકની શાબાશી, કેટલાકનુ માન, અને કેટલાકના આશિર્વાદ મેળવતો હૃષીકેશચદ્ર કનકપુરમા થોડા દિવસ રહ્યો

## પ્રકરણ ૧૦ મુ.

### પતિપત્ની

હૃષીકેશચદ્ર થોડા દિવસ કનકપુરમા રહ્યો પણ આ વખત તેનુ શરીર સારૂ રહ્યુ નહી ગાડાની મુસાફરીની અથડામણ, રસ્તામા ઉડતો દડ, બ્હારવટીયાએ કરેલા ઘા, અને પાણીફેર થવાથી હૃષીકેશચદ્રની સુકોમળ કાયામા મોટો વિકાર થઇ રહ્યો હતો તેના પરિણામે તેને એક દિવસ તાવ આવ્યો અને તે તાવ ઘણા દિવસ સુધી રહ્યો તેણે તેને પથારી વશ કર્યો અને તેના શરીરને દુબળુ કરી મુક્યુ. મોટાના ઘરોમા ગમે તેટલી સુવ્યવસ્થા હોય પણ નોકર હસ્તે ઘણુ ખરૂ કામ લેવાનુ હોવાથી, અને નોકરો બીન કેળવાયલા બેદરકાર હોવાથી અતિથિઓને ઘણીવાર સોસવુ પડે છે બિપિનચદ્રના ઘરમા હૃષીકેશચદ્રને પણ તેમ સોસવુ પડયુ

છેલ્લા દિવસોમા હૃષીકેશચદ્રને તાવ વધારે આવવા માડયો કોઇ કોઇ વાર તે પોતાનુ ભાન પણ લગભગ ભૂલી જતો એક પ્રસિદ્ધ દાક્તરની દવા તેને ચાલતી હતી ઘરના સૌ માણસો તેની દેખરેખ બરાબર રાખતા પણ બિપિનચદ્ર પોતાને કામે ગયો હોય, પ્રિયવદા ઘરકામમા ગુથાયલી હોય, ફોઇબા પોતાના ઠાકોરજીને ભોગ ધરાવવામાથી નવરા ન હોય અને વળી રહ્યા મરજાદી આમ સૌ

સૌના કામમા રોકાયુ હોય, એટલે કેટલીક વખત નોકરોને હાથે જ કામ લેવાતુ અને તે કેટલીક વાર ઓળનુ ડોળ જ કરી મુકતા.

એક વખત હૃષીકેશચદ્રને તાવ બહુ જ ચ્હડયો અને તે ગભરાવા લાગ્યો બિપિનચદ્ર ઑફીસમા ગયો હતો ત્યાથી તેને બોલાવવામા આવ્યો દાક્તર સાહેબને બોલાવવાને તેણે સ્વારને દોડાવ્યો દાક્તર સાહેબ આવ્યા અને દવા કેટલીકવાર પાઇ હતી તેની પુછપરછ કરવા લાગ્યા દવાની શીશી મગાવીને તેમણે દવાનુ પ્રમાણ જોયુ જોતા જોતા તે બોલી ઉઠયા 'આ દવા કેટલી વાર પાઇ છે?"

પ્રિયવદા—કોણ જાણે ! આ કહાનાએ તે પાઇ હતી

દાક્તર—અલ્યા કહાના, તે કેટલી દવા પાઇ હતી ?

કહાનો—સાહેબ, આ આકા સુધી દવા ભરેલી હતી, તે હવે આટલે આવી છે, એટલી દવા મે પાઈ છે

દાકતર—એ તો તેં બમણી પાઇ દીધી !

કહાનો–હા સાહેબ, મે જાણ્યુ કે વધારે દવા પાઇએ તો ઝટ લઇને મટી જાય તેથી મે બમણી પાઇ

સૌ જરા જરા મનમા હસ્યા

"ત્યારે આખી શીશી એમના મોમા ઠાલવી દેનીતી ને !" દાક્તર જરા મશ્કરી કરીને હસતે હસતે બોલ્યા

દાકતરની મશ્કરી નહી સમજનાર કહાનાએ જવાબ આપ્યો "હા સાહેબ, હજી સાજે પાવાની બાકી છે ને! સાજે તેમજ કરીશ"

દાક્તર સાહેબ જરા ગુસ્સે થયા આ બમણી દવા પાવાથી તાવ વધારે ચ્હડી વાગ્યો છે એમ તે બોલ્યા તેમણે શીશીમાની દવા ઢોળી નખાવી અને બીજી દવા લખી આપી, અને ચાકરોને ભરોસે નહી રહેવાનો ઉપદેશ આપી દાક્તર સાહેબ પોતાને ઘેર પાછા ગયા

તે દિવસથી પ્રિયવદાએ મનમા નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને હૃષીકેશચદ્રની દવાનો વખત તો તેણે સાચવવો અને તેની પ્રકૃતિ વધારે ખરાબ થઇ ગયેલી હોવાથી તેની માવજત કરવામા તેણે જ ઘણુખરૂ હાજર રહેવુ એથી કરીને પ્રિયવદા પોતાનુ કામ કરતે કરતે પણ માદા અતિથિની સારવાર કરવામા પોતાનો જીવ

રાખતી, વખતો વખત તેની પાસે જઈ આવતી, તેને દવા પાતી, કપડા બદલાવતી, પથારી ઝટકાવતી, અને તેને રૂચે અને માફક હોય તે પ્રમાણે તેને લીલો કે સુકો મેવો દાક્તરની સલાહ લઈને આપતી વખતોવખત તેને જે ખાવાનુ મન થાય તે પોતે જાતે કરીને લાવતી અને દરદીની પાસે બેસીને તેને ખવરાવતી

હૃષીકેશચંદ્રની માંદગી લગભગ પાંચ સાત અઠવાડીયા પહોંચી અને પછી પણ અશક્તિને લીધે દસ પંદર દિવસ સુધી તેનાથી બહાર જઈ શકાયુ નહી પ્રિયંવદા તેને ઓછુ આવે નહી, તેના મનનુ સમાધાન થાય, અને તેને ઝટ લઈને આરામ થાય એવા વિચારથી તેની સારવાર કરતી, તેની પાસે બેશી તેના મનનુ વલણ સમજતી, અને તેને ઠીક પડે તેમ વર્તતી

મૃણાલિનિ એ સઘળુ જોતી કોઈવાર તે પોતાની માની પાછળ પાછળ આવતી, અને કંઈક શરમાતી પ્રિયંવદાની સોડમાં ભરાઈને બેસતી પ્રિયંવદા સારવાર કરતી તે સઘળુ એ નિહાળતી, વખતે તેમા તેને મદદ કરતી, અને આડી નજરે હૃષીકેશચંદ્ર તરફ જોતી તેનુ ભવ્ય લલાટવાળુ તેજસ્વી મુખારવિંદ તે જોઈ રહેતી, તેની વાતો, પ્રૌઢ વિચારો, ઉંચા આશયો, અને ભાવનાઓને સ્મરણમા લાવતી, અને જાણે કે હૃષીકેશચંદ્રના ચહેરા ઉપર તેના સઘળા વિચારો લખેલા હોય અને મૃણાલિનિ તેને વાંચતી હોય તેમ તે મુગે મોઢે તેના ચહેરા તરફ નિર્દોષપણે એક ટહશે ને ટહશે જોયા કરતી

મૃણાલિનિ હજી મુગ્ધ બાળા જ હતી વિદ્યામા, વાંચવામા, લખવામા, અને ઘરકામમા જ હજી તેનુ મન પરોવાયલુ હતુ તેનુ યુવાન પણ નિર્દોષ હૃદય ઉંચા અને પ્રૌઢ વિચારોથી આકર્ષાતુ પ્રિયંવદાએ તેને એવી રીતે કેળવી હતી અને તેની આસપાસની પરિસ્થિતિ એવી રીતે ગોઠવી હતી કે મૃણાલિનિનુ મન દુનિયાદારીના તોફાની વાતાવરણમા હજી કદિ પેસતુ જ નહીં નિર્દોષ ભાવના-ઓમા જ હજી તે ભમતુ, રમતુ, કુદતુ, નાચતુ, અને અનેક વેશ બદલતુ

પ્રિયંવદા મૃણાલિનિ પાસે રામાયણ અને મહાભારત વાચતી અને તેની પાસે વચાવતી બપોરના સમયમા ઘરના સૌ બૈરા એકઠા થતા અને તેમની આગળ મા અથવા દિકરી રામાયણ વગેરે વાચતા અને સૌ સાભળતા મૃણાલિનિ કદિ પોતાની વિદ્વતા દર્શાવવાને આ કામ કરતી, પણ તેનુ પરિણામ સારૂ જ આવતુ

પ્રિયવદા અનેક આર્યલલનાઓ, સતીઓ ભક્તાણીઓ અને તપસ્વિનીઓની કથાઓ કહેતી અને મૃણાલિનિના હૃદયપટ ઉપર તેમના ચારિત્ર્યો કોતરાઇ રહેતા વિદુષી સરસ્વતી કે લીલાવતીની વાતો તે કરતી, અખંડ બ્રહ્મચારિણી ગાર્ગીએ યાજ્ઞવલ્ક્ય જોડે કરેલા સવાદનુ અથથી તે ઇતિ સુધી તે વર્ણન આપતી, અને નિર્દોષ મૃણાલિનિ ઘડીકમા મીરાબાઇ, ઘડીકમા ગાર્ગી, કે ઘડીકમા સરસ્વતી થવાનો મનમા નિશ્ચય કરતી, ઘડીકમા દ્રૌપદીની શ્રીકૃષ્ણભક્તિ સભારીને તે ગળગળી થતી, અને ઘડીકમા સીતાનુ પવિત્ર પણ કષ્ટમય જીવન મનમા યાદ કરી, શ્રીરામની પત્ની જેવાને પણ સસારમા દુ ખ છે એમ ધારી, સસારી નહી થવાનો મનમા ઠરાવ કરતી

આમ પ્રિયવદા અનેક રસપૂર્ણ કથાઓથી ચીતરેલા પડદા એક પછી એક મૃણાલિનિ પાસે ધરતી મૃણાલિનિ તેમના રગે રગાતી પોતાના વિચારોને દૃઢ કરતી, અને તે જાણ્યે અજાણ્યે પણ પ્રિયવદાની ધારણા પ્રમાણે જ પોતાનુ ચારિત્ર્ય ઘડતી એનુ પરિણામ એક માઠુ—જો એને માઠુ કહીએ તો—એવુ આવ્યુ કે મૃણાલિનિ “હુ તો મીરાબાઇ થઇશ !” એવા નિશ્ચય ઉપર ધીમે ધીમે આવવા લાગી આધુનિક જગતની દૃષ્ટિએ તો તે માઠુ જ લાગશે, પણ પ્રિયવદાની દીર્ઘદૃષ્ટિમા તે માઠુ નહોતુ માનવજાતિના ઉચ્ચ જીવનના વિચારમા, અને મનુષ્યનુ ચારિત્ર્ય ઘડવામા, માનસિક વૈરાગ્ય અને ભક્તિ ઘણા સબળ અને જયવત સાધન નિવડે છે વૈરાગ્ય અને ભક્તિના વિચારોથી ઘડાયલુ અને કેળવાયલુ માનવહૃદય, ગૃહસ્થાશ્રમમા પડ્યા પછી પણ સસારની વાસનાઓનો સ્વાદ અમુક મર્યાદામા રહીને જ ચાખે છે ઇન્દ્રિયોને તે વશ થતુ નથી, પણ ઇન્દ્રિયો તેને જ વશ થઈ રહે છે નાનપણથી જ જેના હૃદયપટ ઉપર વૈરાગ્ય અને ભક્તિ કોતરાઈ રહેલા છે તેના મનુષ્યો સસારમા પડતા નથી એમ નથી, તેઓ સસારી બને છે પણ સસારના પ્રપચથી વિરક્ત રહે છે તે ખાય છે, પીએ છે, આહારવિહાર કરે છે, અને ભોગવિલાસ ભોગવે છે, પણ તેમનુ વૈરાગ્યશીલ હૃદય સસારની વાસનાઓથી બધાતુ નથી, કારણ કે તેમનો જીવનહેતુ પારમાર્થિક જ હોય છે આવા બધનરહિત મનુષ્યો જ ચારિત્ર્યશીલ બની સસારમા પણ જગતને ચોંકાવે એવા અદ્ભૂત કાર્યો

કરવાને સમર્થ થયેલા નજરે પડે છે અન્ય મનુષ્યો તો માત્ર મિથ્યા ડોળ જ કરી રહ્યા છે

આની રીતે વૈરાગ્ય અને ભક્તિથી પરોવાયલા અનેક આશયો થી ભરેલું મૃણાલિનિનું કુમળુ મન દુનિયાની વાસનાઓ અને લાલસાઓથી ભરેલા સસારરૂપી સરોવરની સપાટી ઉપર, કિંચિત્ ખીલેલા, ક્વચિત્ પવનથી નીચે નમી જળને સ્પર્શ કરતા, ક્વચિત્ પાણીમા ઝબકોળાતા પણ સપાટી ઉપર ને ઉપર ડોકુ રાખી, નિર્લેપ રહી, તરતા રહેતા કમળ જેવુ આચરણ કરી રહ્યું હતુ આધુનિક સમયનુ કૃત્રિમ જીવન, ભોગવિલાસ, મોજશોખ અને હરવુ ફરવુ, પ્રિયવદાને ગમતા નહી અને તેની પુત્રીમા તે કૃત્રિમતા પેસે નહી માટે નાનપણથી જ તેના મનમા તે સાદાઇની મહત્તા, સાદાઈ અને જ્ઞાનનો સબધ, પ્રાચીન સમયના આશ્રમોની પવિત્રતા, જ્ઞાન-પિપાસા, ગુરૂશિષ્યના પવિત્ર સબધો, પ્રાચીન પાઠશાળાઓની ભાવનાઓ અને આવશ્યકતા, અને જીવનપર્યંત વિદ્યાર્થીજીવન ગાળવાની જરૂરીયાત, વગેરે બાબતોને ખૂબ ઠસાવતી અને તેના ચારિત્ર્યને ઘડતી

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા હૃષીકેશચદ્રનો મદવાડ હજી પણ કેટલાક દિવસ પહોચ્યો પણ તે પથારીમા બેસતો ઉઠતો થયો હતો અને ઘરમા આમતેમ ફરી પણ શકતો હતો. નોકરો, ચાકરો, પ્રિયવદા, સર્વ તેની બરદાશ રાખતા અને વખતે મૃણાલિનિ પણ તેને દુધ કે રાબડી પાઈ આવતી મૃણાલિનિ તે કામ કરતી પણ તે ઘણી શરમાતી અને ઉતાવળી ઉતાવળી પાછને પાછી ફરી જતી એક વાર તે દુધ પાવાને ગઈ આ વખતે તેનો નિર્દોષ રમતીયાળ સ્વભાવ તેને રમતમા ભેળવવા લાગ્યો, પણ તેનો અતરાત્મા હૃષીકેશચદ્રની વિદ્યા, પ્રતિષ્ઠા, અને ભવ્ય પ્રતિમા તરફ તેનુ ચિત્ત વાળી રહ્યો તેના મનમા દયા, અને અનુકમ્પાની લાગણી ઉત્પન્ન થઇ તેનુ સ્રીહૃદય બોલ્યુ "અહો, આવી સુજનતા, વિદ્યા, અને ભવ્યતા, વ્યાધિના પાશમા રિબાય છે ! તે એકલા છે ! તેમને પણ બીજા હાથની–મદદની–જરૂર છે ! મનુષ્ય ગમે તેવુ હો, વિદ્વાન હો, સત્તાવાળું હો, ગુણનો ભડાર હો, પણ તે પરાધીન જ છે ! કુદરતનો એવો નિયમ જ છે ! મનુષ્યને મનુષ્યની જરૂર જ છે ! પણ એ જરૂર આ નોકર ચાકરોથી પુરી પાડી શકાય નહીં !

એ તો ભાડુતી તે ભાડુતી જ ! પુરૂષને સ્ત્રીની જરૂર છે ! ત્યારે સ્ત્રીને પુરૂષની કેમ નહીં ?—"

વિચાર કરતી કરતી મૃણાલિનિ એકદમ અટકી ગઇ તેને કંઇ સુઝ પડી નહીં તેનો અતરાત્મા બોલતા બોલી ગયો પણ આ બાળા—નિર્દોષ કુમારિકા—તેનો ઉંડો મર્મ સમજી નહીં કંઇક સમજી, કંઇક ના સમજી, એમ કરી જ્યારે એની બીનઅનુભવી બુદ્ધિ કંઇ કળી શકી નહીં ત્યારે " બળ્યુ જે હશે તે ! " એમ બોલતી તે પાછી વળી

પણ હૃષીકેશચંદ્રની તેજસ્વી મુખમુદ્રાથી આકર્ષાયલુ તેનુ ચિત્ત ત્યાથી ખસ્યુ નહી તે તેને કહેવા લાગ્યુ "અહો, કેવી તેજસ્વીતા!"

વળી પોતે ને પોતે જ ઉત્તર આપ્યો " હશે, તેમા આપણે શુ ! " એમ હૃદયને સમજાવતી મૃણાલિનિ બે ચાર ડગલા પાછળ ખશી, પણ પાછો એને વિચાર આવ્યો " પણ આવી વિદ્યા ! "

તે જરા અટકી " હોય, પુરૂષ હોય તે ભણે ના ભણે તેની નવાઇ !" એમ મનને મનવતી તે પાછી પાછી જવા લાગી

વળી તેની માનસિક દૃષ્ટિ આગળ વિચાર તરી આવ્યો "પણ વિદ્યા અને સદ્દગુણ ! સોનુ અને સુગધ !" મૃણાલિનિને તેની લજ્જાએ વારી અને તે પરાણે પરાણે ડગલા ભરતી પોતાના હૃદયને કહેવા લાગી. " હોય, તેમા આપણે શુ ? "

બે ચાર ડગલા આગળ જઇ, મનને મારતી, કાયાને બરાબર ઢાકતી, નાકની દાડી સામે જ જોતી મૃણાલિનિ ત્યાથી બહાર ચાલી ગઇ.

હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીમા આમ તેમ ફરવા લાગ્યો. ફરતે ફરતે તેણે નીચે વાડામા નજર કરી પ્રિયવદા રસોઈ કરી બગલાની પાછળ આવેલા વાડામા એક ચપાના ઝાડની નીચે પોતાના માથાના ભીના વાળ છુટા કરીને અિપિનચંદ્રની રાહ જોતી બેઠી હતી, અને ભાગવત વાચતી હતી ચપાના ઝાડ ઉપર પુષ્પ ખીલી રહ્યા હતા અને તેની મધુર સુવાસ ચારે બાજુએ પ્રસરતી હતી. પ્રિયવદા છાયડામા બેઠી હતી અને તેના પુસ્તક ઉપર સૂર્યનુ કોઇ કોઇ કિરણ પાદડાની ઘટાને ભેદીને પડતુ હતુ. એટલામા મૃણાલિનિ ફરતી ફરતી ત્યા આવી અને પાછળથી પ્રિયવદાના માથા ઉપર ઉંચે ડોકુ રાખીને પોતાનો પડછાયો પુસ્તક ઉપર પડે તેમ ઓચ્ચીતી ઉભી રહી

" કોણ છે આ ? " પ્રિયવદા બોલી ઉઠી

પણ મૃણાલિનિ ત્યાથી ખશી નહી પ્રિયવદાએ ફરીથી ધારો કહાડયો અને ઉચે જોયુ, એટલે ઝટ બે હાથ વડે તાળી પાડીને મૃણાલિનિ સામે આવીને હા, હા, કરીને હસતી ઉભી રહી તે બોલી " મને એમ થાય છે કે હુ આ ચપાનુ એક મોટુ ફુલ થઉ અને તમે ભાગવત વાચવા બેસો ત્યારે ઉચે રહ્યે રહ્યે આઘેથી તમને અધારૂ પાડુ તમે મને દેખો નહી અને કોણ છે, કોણ છે, કહો ! કેવી મઝા પડે ! હે ! "

" આવડી મોટી થઇ તોયે હજી તુ મઝામા ને મઝામા જ રહી જા, હવે, બહુ થયુ " પ્રિયવદા બોલી ઉઠી

હૃષીકેશચન્દ્ર ઉપરથી જોયા કરતો હતો

પ્રિયવદા હજી ભાગવત વાચ્યા જ કરતી હતી તેના વાળ છુટા હતા તેના વિશાળ અને તેજસ્વી કપાળની મધ્યમા, જાણે કે કોઇ સરોવરના સ્વચ્છ અને નિર્મળ જળની સપાટી ઉપર એક રક્ત કમળ આવી રહ્યુ હોય તેમ, ઉષાના કિરણ જેવા લાલ કુકુમનો મોટો ચાલ્લો તેના મુખની શોભામા વધારો કરતો હતો ચપાના વૃક્ષના આછા ડાળા પાખડા અને પાદડામાથી ભગવાન સૂર્યનારાયણ પોતાના પીત-રક્ત કિરણો સહેજ આછા આછા કઇક કઇક તેની કાયા ઉપર નાખી રહ્યા હતા ભારતવર્ષના સૌભાગ્યની સાક્ષાત્ સુદર દેવી હોય તેમ પ્રિયવદા આ સમયે શોભતી હતી

હૃષીકેશચન્દ્રની દૃષ્ટિ તેના ઉપર ઠરી રહી પ્રાચીન ભારતની શુદ્ધ આર્ય સતીઓનુ ગૌરવ પ્રિયવદામા તેને જણાવા લાગ્યુ હિંદની ઉદ્ધારક શુદ્ધ હિંદુ આદર્શવાળી આર્ય પતિવ્રતાની પ્રતિમા તે તેનામા નિહાળવા લાગ્યો ઘણા હર્ષથી તે મનમા બોલી ઉઠયો " અહાહા, દુનિયામા સ્ત્રી એ એક કેવુ સુદર અને કિમતી રત્ન પ્રભુએ પેદા કર્યુ છે ! How gloriously divine a woman can be ? તે કેવી એક ખરેખરી દેવી બની શકે છે ? તેનામા કેવા કેવા દૈવી ગુણો, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, દયા, સત્ય, પ્રેમ વગેરે વાસ કરી રહેલા છે ! તે ઇશ્વરની મહામાયા શક્તિ છે ! દેવી છે ! શ્રી રામકૃષ્ણ પરમહસ અને તેમના શિષ્ય વિવેકાનદે સ્ત્રીનુ દેવીસ્વરૂપ જાણીને જ લગ્ન ન કર્યું તેની કાયા અભડાવી નહી દરેક સ્ત્રીમા તેમણે દેવી મહાકાળીને જ જોઇ ! તેનો પ્રભાવ, મહિમા, ગુણ, અને ઉપયોગિતા, તેઓ જ સમજ્યા પશ્ચિમ સ્ત્રીના સ્વરૂપને અને તેની

આવડને પુજે છે પણ સ્ત્રીને સ્ત્રી તરીકે જ, તેના સદ્ગુણોને જ પૂજનાર તો ભારતવર્ષ જ છે "

આમ વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર પ્રિયવદા તરફ જોઇ જ રહ્યો કવિ વડઝવર્થના શબ્દો તેની સ્મૃતિમા તરવા લાગ્યા

" **A** woman divine, how nobly planned, born to command and to rule "

તે પાછો મનમા બોલી ઉઠ્યો " સ્ત્રીનુ સ્થાન ક્યા છે? ભવભૂતિ, ભવભૂતિ, તે પણ ખરૂ જ કહ્યુ છે સુવાસિત પુષ્પને તો મસ્તક ઉપર જ ધરાય, તેને પગ તળે ચગદી ન નખાય!

**नैसर्गिकी सुरभिण कुसुमस्य सिद्धा**
**मुर्ध्नि स्थितिन चरणैरवताडनानि ।**

સ્ત્રી સાક્ષાત્ દેવી સ્વરૂપ જ છે! માતા તરીકે તે પાલન કરે છે ગુરૂ તરીકે તે બોધ અને આશિર્વાદ આપે છે પત્ની તરીકે તે પાષાણ હૃદયમા પણ પ્રેમના ફુવારા ઉડાવે છે અનુરક્તા બનીને તે સર્વસ્વ સમર્પણ કરે છે કાર્યમા મંત્રી તરીકે સલાહ આપે છે દુ ખમા દાસી થઇને સેવા કરે છે, અને ભયમા ધૈર્ય ધરી એક સિંહણ સમાન તે ગર્જના કરે છે, અને અહો તેનો પ્રેમ! **भद्र प्रेम सुमानुषस्य कथमपि एक हि तत् प्राप्यते** ॥ ધન્ય છે એ પુરૂષને કે જે એવી પત્નીનો પવિત્ર પ્રેમ મેળવવાને ભાગ્યશાળી થાય છે "

પ્રિયવદા ભાગવત વાચી રહી અને વખત ઘણો થયેલો હોવાથી પુસ્તક બધ કરીને ઘરમા ગઈ બિપિનચદ્ર ન્હાઇને પાઠ કરતો હતો તેની પાસે તે ઉભી રહી અને હસતે હસતે બોલી "આજે તો પાઠ કરતા કઇ બહુ વાર થઇને!"

" હા, વિષ્ણુસહસ્રનામનો પાઠ કરી રહ્યો અને પછી દેવીનો પાઠ કરવા મડયો આજે તો એકને બદલે બેના વિચાર આવ્યા અને બેના ગુણ ગાયા " બિપિનચદ્રે હસીને જવાબ આપ્યો

" પાઠ કરતે કરતે એમ બીજામા જીવ ભટકે તો પછી પાઠ કર્યાનુ ફળ શુ?

" વિષ્ણુ ભગવાનને સભાર્યા ત્યારે સાથે લક્ષ્મીજીને પણ સભારવા પડે ને? "

" તમારા મનમા કઇ બીજી વાત છે અને તમે આડુ આડુ બોલો છો "

" ના, ખરૂં કહું છું દેવીના વિચારમાં જ મગ્ન થઇ ગયો હતો પછી દેવી કે સ્ત્રી! એકનુ એક જ!" એમ બોલતો બોલતો બિપિનચંદ્ર તેની સામે જોઇ રહ્યો અને હસ્યો

બિપિનચંદ્ર પાઠ કરતો હતો ત્યાંથી તેની નજર વાડામાં પ્રિયંવદા ઉપર પડી શકતી હતી પોતાની પવિત્ર પત્નીની સૌમ્ય મૂર્તિને નિહાળીને બિપિનચંદ્રના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થતા હતા પ્રિયંવદાની પવિત્રતા જોઇને તેને અરૂંધતી યાદ આવી અને મહા તેજ અને તપના ભંડાર રૂપ વશિષ્ઠ મુનિ પણ જેના સ્પર્શથી પોતાને વધારે પવિત્ર ગણતા હતા એવી સાક્ષાત્ દેવી સમાન અરૂંધતી સાથે પ્રિયંવદાને સરખાવતો બિપિનચંદ્ર મનમાં બોલ્યો

" यया पूतंमन्यो निधिरपि पवित्रस्य महसो

જેમ તપના સાગર વશિષ્ઠ મુનિ અરૂંધતીના સ્પર્શથી પોતાની જાતને વધારે પવિત્ર થયેલી માનતા હતા તેમ તારા સ્પર્શથી હું પણ મારી જાતને પવિત્ર થયેલી માનું છું ધન્ય છે તને!"

એટલામાં પાછી પ્રિયંવદા બોલી ઉઠી " એવી તે કોણ સ્ત્રી છે કે જેના ગુણ તમે પણ ગાવ "

" જેને રાત દહાડો પાસે ને પાસે જોઇએ તે સ્તો! અને અત્યારે પણ નજર આગળ હોય તે સ્તો!" બિપિનચંદ્ર હસી પડયો

પ્રિયંવદા સમજી ગઇ અને શરમાઇ ગઇ અને બીજી વાત કહાડવાને તે બોલી " લ્યો, ચાલો હવે, રસોઇ તો બધીયે ટાઢી ટપ થઇ ગઇ હશે "

બંને પતિ અને પત્ની આનંદના ઓઘમાં ન્હાતા અને તરબોળાતા પ્રસન્ન ચિત્તથી સાથે સાથે રસોડામાં ગયા એ વખતે તેમના મન, હૃદય, અને આત્મા એક જ વિચારમાં ઉડતા હતા, એક એક ડગલું તે સાથે સાથે જ ભરતા હતા, એક જ વાત તેમના મનમાં, હૃદયમાં અને આત્મામાં ઘોળાતી હતી, બંનેના મુખ ઉપર એક જ પ્રકારના હાસ્યની પ્રભા રમી રહી હતી, બંનેની છટા એક જ દેખાતી હતી, અને બંનેનો આત્મા એક જ બની રહ્યો હતો

નોકર ચાકર છતાં પણ રસોડાનું કેટલુંક કામ પ્રિયંવદા પોતે જાતે જ કરતી ભાડુતી નોકર તે ભાડુતી જ એમ તે કહેતી અને પતિસેવાના કાર્યમાં તે જાતે જ સદા તત્પર રહેતી સર્વ સામગ્રી તૈયાર કરી બિપિનચંદ્રને જમવા બેસાડી પ્રિયંવદા તેની સામે બેશી

અનેક મીઠી અને રસભરી વાતોથી પતિદેવને રીઝવવા લાગી આનંદથી ઉભરાતો બિપિનચંદ્ર શાંત ચિત્તથી જમ્યો અને જમતે જમતે સંસારની ઉપાધિઓને વિસરી જઈ સ્વર્ગસમાન સુખને અનુભવી રહ્યો

જમી પરવારીને બિપિનચંદ્ર પોતાના દિવાનખાનામાં જઇને બેઠો રાજ્યની ચિંતાઓ હવે એક પછી એક તેની માનસિક દૃષ્ટિ આગળ ખડી થવા લાગી અને તે સર્વેનુ મનન કરતો બિપિનચંદ્ર વિચાર પરંપરામાં ડુબી ગયો કેદારસિંહનો વિચાર તેના મનમા આવ્યો તેનુ કાવતરૂ તેના મનમા તરી રહ્યુ, અને એ કાવતરાના વિચારથી બિપિનચંદ્રનુ મગજ ફરી ગયુ, અને જ્યા સુધી કેદારસિંહ પકડાય નહી ત્યાસુધી સુખે કારભાર થાય નહી કે સુખે સુવાય નહી એમ બિપિનચંદ્ર મનમા માનવા લાગ્યો કેદારસિંહને મારી નાખવો એવી એની ઇચ્છા ન હતી કારણ કે તે ઇશ્વરથી ડરતો, પણ ગુન્હેગારને શિક્ષા તો થવી જોઇએ એમ તે કહેતો અને તેથી તેને પકડવાને અનેક યોજનાઓ તે રચતો હતો કેદારસિંહે બ્હારવટુ લીધુ છે એવી વાત તેને કાને આવી હતી અને ઘરબાર વગરનો, સન્યાસી જેવો થઈ રહેલો શત્રુ વધારે ભયકર છે એમ તે ગણતો કેદારસિંહને પકડવાની છાની યોજના ચાલી રહી હતી કેદારસિંહની સામે થવાનો અને તેની સાથે ઉઘાડા મેદાનમા પડવાનો વારો હવે આવ્યો છે એ બિપિનચંદ્રની નજર બહાર નહોતુ રાજેન્દ્રલાલ રાજ્યના સલાહકાર છે એટલે એમને બહુ ભય નથી પણ કારભારીને માથે રાજ્યકાજનો જુમ્મો હોય તેથી તેને માથે શત્રુ ઘણા હોય, અને માથે મોત ભમતુ જ હોય, એવા અનેક વિચારો બિપિનચંદ્ર મનમા કરતો અને ભયગ્રસ્ત થતો કેદારસિંહ પણ એ કાર્યમા કારભારીને જ કર્તાહર્તા અને જુમ્મેદાર ગણતો અને એનુ જ પ્રથમ નિકંદન કહાડવાને મથતો પછીથી રાણીજી, અમલદારો, રૈયતવર્ગ વગેરેનો ઘાણ વાળવાનો તેનો વિચાર હતો રાજ્ય ઉપર આવી રહેલા આવા કટકને દૂર કરવાની ફરજ પોતાની છે એમ બિપિનચંદ્ર માનતો અને એ કર્ત્તવ્યનિષ્ઠાના ભાનથી તેની વૈરબુદ્ધિમા વધારો થતો

સાચાનો બેલી પ્રભુ છે, સાચને આંચ નથી, એવા વિચારોથી તેનુ હૃદય આશ્વાસન અને ધૈર્ય ધરવા લાગ્યુ સાધુઓનો જય અને પાપીઓને થતી શિક્ષાનો જ્વલંત ચિતાર તેના મગજમાં ખડો

થવા લાગ્યો પ્રભુના દરબારમા ગુન્હેગારોને રિબાતા, બળતા, ઝળતા, બિપિનચદ્ર જોઇ રહ્યો અને તેમા કેદારસિહને અગ્નિમા હોમાયલો નિહાળી, પોતાને કનકપુરમાં નિષ્કટક અમલ ચલાવતો જોવા લાગ્યો તે શાત થયો, સાવધ થયો, તેના હૃદયમા ધૈર્ય અને હિમતે વાસ કર્યો, કેદારસિહની સામે થવાને નિશ્ચય કરી, ખોખારો કરી, તે ઉભો થયો, અને મુછ ઉપર હાથ નાખી કઇક ગર્વથી આમ તેમ આટા મારવા લાગ્યો, અને ભૃકુટિ ચ્હડાવી મનમા બોલ્યો "ઠીક છે બચ્ચા કેદારસિહ, મને ઇશ્વરનો ડર છે તેથી તને જીવતો રાખુ છુ, પણ તારા પાપ કૃત્યને માટે તો તને સખત શિક્ષાએ પહોચાડુ ત્યારે જ હુ ખરો!"

બિપિનચદ્ર સ્વભાવે શાત અને નરમ હતો, પણ વખત આવ્યે વિપત્તિમા તે સિંહનુ બળ ધરતો અને જો શત્રુ સામ, દામ, અને ભેદથી વશ ન થાય તો આખરે તેને દડ દેવાનો વિચાર કરતો અને તેમા તે ઇશ્વરની આજ્ઞા અને સહાય છે એમ માની લેતો તેનુ સાત્વિક હૃદય રાજ્યકાજમા છળ, પ્રપચ અને ખટપટને જોતુ અને તેનાથી કટાળી કારભારને પણ લાત મારવાને તૈયાર થતુ પણ એક વાર માથે ઉપાડી લીધેલા કાર્યને **प्रारब्धमुत्तमजना न परित्यजन्ति** એમ ગણીને તે ત્યજતો નહોતો તેમા વળી રાણાજીનો એના ઉપર ભાવ અને પક્ષપાત હતો તેથી તેમના મનને માઠુ લગાડવાને પણ તે કારભારને હાથ ધરી રહ્યો હતો, અને એક વાર કારભારમા પડયા પછી એને પણ કઇંક સચુ પડયા જેવુ થઇ રહ્યુ હતુ છતા પણ એ ઇશ્વરથી બ્હીતો અને બીજા કારભારીઓની પેઠે છળકપટમા ભાગ લેતો નહી પોતાના પ્રમાણિકપણાથી તે બીજા કારભારીઓ અને રાજદરબારીઓમા ભાત પાડતો અને પ્રમાણિકપણે પણ રાજ્યકારભાર ચલાવા શકાય એવો દાખલો બેસાડવાને પ્રયત્ન કરતો

દેશી રાજ્યોમા પેશી ગયેલો સડો હુ કહાડુ અને કારભારને ઉત્તમ ગણાવરાવુ એવુ તેને અભિમાન હતુ પણ દેશીરાજ્યો મુવેલા મુડદા જેવા નિ સત્વ અને નિમાર્ય તેને જણાતા અને તેમા નોકરી કરવા આવનારની બુદ્ધિ પથ્થર સામે પછાડવામા આવતી છરીની બુઠી થતી ધારની માફક કુણ્ઠિત થતી તેને દેખાતી તેમને સુધારવાનો ઉપાય મુવેલા મુડદાને ઓસડ પાવા જેવા તેને લાગતો અને સુધાર-

ગુનની ધુનમા નિખાલસ હૃદયનો કારભારી કોઇ કોઈ વાર અજાણ્યે પ્રપચ જાળને રચી જતો અને કોઈ વાર બીજાની જાળમા ફસાઇ જતો

આવી વખતે તેની આખ ઉઘડતી અને રાજ્યકારભાર છળા કપટ, કે ખટપટ વગર થાય નહી એમ તેનુ હૃદય તેને કહેતુ પણ કારભારના રગે રગાયલી તેની બુદ્ધિ સ્વકૃત્યને છાવરતી અને બિપિનચદ્ર દરેક કાર્યને નિષ્કલક ગણી તેમા ઇશ્વરની મદદની આશા રાખતો કેદારસિંહની બાબતમા પણ હવે તે પોતે પોતાને સમજાવવા લાગ્યો "હવે મારો વાક નથી મે એનુ બગાડયુ નથી સ્વરક્ષણની સલાહ તો કાયદો પણ આપે છે, અને પાપીઓને પ્રભુ પણ છોડતો નથી હે પ્રભુ, હુ ખોટુ કરતો નથી માથે આવી પડેલી વિપત્તિને દૂર કરૂ છુ મારે મને સહાય કરજે, અને બળ આપજે એમા પણ મારી બુદ્ધિ શુદ્ધ જ છે"

બિપિનચદ્ર પોતાનો બચાવ કરવા લાગ્યો "દ્રોણાચાર્યે શસ્ત્ર ધર્યા! જમદગ્નિએ શસ્ત્ર ધર્યા! ભીષ્મપિતામહે શસ્ત્ર ધર્યા!

"અર્જુને પોતાના પિત્રાઇ ભાઇઓ કૌરવોને મારવાને શસ્ત્ર ધર્યા!" એમ તેણે પોતાના મનને મનવ્યુ

"કારભારને અગે આ કરવુ પડે છે" એમ કહીને નિવૃત્તિપરાયણ બિપિનચદ્ર પ્રવૃત્તિપરાયણ થયો

"રાવણનો અહકાર ઉતારવાને શ્રી રામચદ્રજીએ સગ્રામ કર્યો, ઝેનોફન, અલેક્ઝાન્ડર, સીઝર, અને માર્કસ ઑરેલીયસ જેવા વિદ્યાવિલાસી રાજાઓએ પણ સમયને અનુકૂળ વર્તી શસ્ત્ર ધર્યા છે" એમ કહી બિપિનચદ્રે પોતાના નિશ્ચયનો બચાવ કરવા માડયો

વિદ્યાવિલાસી બિપિનચદ્ર સગ્રામવિલાસી થયો અને કેદારસિંહ સામે મેદાનમા પડવાના કાર્યને સ્વરક્ષણ અને પ્રજારક્ષણને બ્હાને કર્તવ્ય સમજવા લાગ્યો

વાચનાર! રાજ્યકારભારના કામ એવા જ હોય! કાજળની કોટડીમા પુરાયલો ભાગ્યે જ કોરો રહે

આ પ્રમાણે બિપિનચદ્ર વિચાર પરપરામા ગોથા ખાતો, અનેક નિશ્ચયો કરતો, અનેક વાર તેમને બદલતો, અને અનેક વાર નવી યોજનાઓ ઘડતો તેનુ મસ્તક ચગડોળે ચ્હડયુ હતુ

બીજે દિવસે સવારમા વ્હેલો બિપિનચદ્ર ઉઠયો, ન્હાયો, ધોયો, અને સ્નાન સધ્યા પરવારી પરસાળમા આવીને એક બીછાના ઉપર

બેઠો, અને તકીયા ઉપર જરા આડો થયો એટલામાં પ્રિયવદા ત્યાં આવી અને પોતાના સ્મિતભર્યાં વદનકમળની સુવાસિત પરાગ-થી જાણે તેને નવરાવતી હોય તેમ હાસ્ય અહીં તહીં પ્રસરાવવા લાગી. તેના માથાના વાળ છુટા હતા સરોવર જેવા શ્વેત અને ભવ્ય કપાળની વચમાં રક્તકમળ સરીખડો કુંકુમનો ચાલ્લો શોભી રહ્યો હતો તેના મુખારવિંદ ઉપર અલૌકિક પ્રભા છવાઈ રહી હતી તેનું રૂપ, સૌંદર્ય, ગૌરવર્ણ, અને હંસ જેવી ઠમક ઠમક ચાલવાની ગતિ, એ સર્વેથી બિપિનચંદ્ર આકર્ષાઈ રહ્યો અને તેના કોમળ અંગોને નિહાળતો ક્ષણવાર તેના ગુણોનો વિચાર કરી રહ્યો તે મનમાં બોલ્યો "મારે ઘેર તું આવી પણ હજી તું નિષ્કંટકપણે સુખી થઈને બેઠી નહી એક વિપત્તિ ગઈ અને બીજી આવીને ઉભી રહી મારો વ્હાલ શા કામનો ' એ તો લુખે લુખોસ્તો ! આ વિપત્તિ દૂર થાય નહી ત્યાં સુધી તેવું સ્તો !"

એમ વિચાર કરતો બિપિનચંદ્ર યૌવનાવસ્થામાંથી પસાર થતી પ્રિયવદાના રક્ત કમળ જેવા લાલ ગાલ તરફ જોઈ રહ્યો તેના ઉપર કોઈ કોઈ કરચલી દેખાતી હતી, તે જોઈ, "હવે તું ઘરડી થઈ," એમ બોલીને તે હસ્યો, અને ચિત્તને હાસ્યવિનોદમાં પરોવવા લાગ્યો પ્રિયવદાએ તેના મુખ ઉપર ચિંતાના ચિન્હ જોયા હતા તેથી તે બોલી ઉઠી "આમ વાતને તમે ફેરવી નાખો છો, પણ હું કંઈ નથી સમજતી ? તમારા મનમાં કંઈક છે અને બહાર બોલો છો કંઈક !"

"ત્યારે કહે જોઈએ, મારા મનમાં શું છે ?"

"હું તો ઘરના કામમાં ગુંથાયલી હોઉં એટલે બધું શી રીતે જાણું ? અને તમે પુરૂષો મીંઢા ઘો જેવા અમને કશું કહો યે નહી પણ અમે સ્ત્રીઓ તમારી વાતનો કંઈક મર્મ તો સમજી લઈએ !"

' ત્યારે કહે, તું શું સમજી છે ?"

"હું તો એટલું જાણું છું કે આજ મારા "ચંદ્ર" કંઈ ચિંતામાં છે "

"તું બહાર જીવ રાખું તો બધુયે જાણું !" બિપિનચંદ્રે મશ્કરીમાં કહ્યું

"અમે સ્ત્રીઓ બહાર જીવ રાખીશું અને બહાર ફરીશું તો તમારા ઘરનું નાવ કોણ ચલાવશે ? તે અટકી પડશે "

"અમે નોકર, રસોઈઆ રાખીશું !" બિપિનચંદ્રે પાછું હસતે હસતે કહ્યું

" ભાડુતી નોકરો ભાડુતી જેવું જ કામ કરશે "

" ત્યારે તને ઘરમાં ભરાઈ રહેવું ગમે છે, એમ જ કહે ને?"

" અમે ઘરનો ધંધો કરીએ અને નવરાશ કહાડીને કંઈ સારૂં વાંચીએ અને પ્રભુનું નામ દઈએ, એ અમારૂં કામ તમારા ઘરને સંભાળીને ચલાવીએ, તમારા દ્રવ્યનો બરાબર ઉપયોગ કરીએ, અને તમારા છોકરાને તમારા જેવા કરીએ તો પછી અમારે બીજું શું જોઈએ? મારા 'ચંદ્ર,' અમે બહાર ફરીશું તો તમારૂં ઘર સ્મશાન જેવું થઈ રહેશે "

" તું તો ભલી બધું સમજી ગઈ છે!"

" સમજી કે ના સમજી મારા 'ચંદ્ર', અમારે પંડિતાઈ જોઈતી નથી અમારે સભાજીત થવું નથી અમે તમારા સંસારને દીપાવીએ તો પછી અમારે બીજું શું કરવાનું રહે?"

" તું તો વગર કૉલેજે બધું શિખી ગઈ છે, હો!"

" કૉલેજમાં જાવ કે ન જાવ, પણ સ્ત્રીથી જો ઘરનું નાવ બરાબર ઠેલાય નહી તો એનું કૉલેજમાં ગયું અને ના ગયું સરખું જ છે"

" તમારે જાહેર કામોમાં ભાગ ન લેવો જોઈએ?"

" હા, તમારૂં ઘર સંભાળ્યા પછી ઘરને છોડીને અમે તે કરીશું તો તમારા ઘરને કોણ સુધારશે? અને તમારૂં ઘર બગડેલું હશે તો તમે ગમે એટલા આગળ જશો પણ પાછા જ પડશો "

" ઘરનું નાવ અમે ગમે તેમ કરીને ચલાવી લઈશું " બિપિનચંદ્ર હસતે હસતે મશ્કરીમાં બોલ્યો

પ્રિયંવદાએ ગંભીરપણે જવાબ આપ્યો ' તમારાથી તે નહી બને સ્ત્રીનું કામ સ્ત્રી જ કરી શકે "

બિપિનચંદ્ર હસતો હસતો પ્રિયંવદા સામે ક્ષણ વાર જોઈ રહ્યો પ્રિયંવદા પાછી બોલી " સ્ત્રી અને પુરૂષનો દરજ્જો સરખો છે, પણ બંને એક નથી બંને એક બીજા વગર અપૂર્ણ છે, પણ બંનેના કાર્યો જુદા છે બંનેના ક્ષેત્રો–સ્થાન નિરાળા છે એમાંથી એક પણ કાર્યભ્રષ્ટ કે સ્થાનભ્રષ્ટ થાય તો સંસારની મીઠાશ જતી રહે

" મારા 'ચંદ્ર'! અમારે મંડળો સ્થાપવા નથી કે સમાજ-સેવા કરવા અહીં તહીં આથડવું નથી એ બધું સોપ્યું તમને પુરૂષોને! ગૃહસેવા એ જ સમાજ સેવાનો પાયો છે એ જ દેશસેવા છે અમે તમારાં વિશાળ જ્ઞાન, બહોળો અનુભવ, અને પુષ્કળ માહિતીના ભાગીદાર

થઇએ, તમને સમજીએ, તમારા બાળકોને નમુનેદાર બનાવીએ અને વીર તથા વિદ્વાન પુરૂષો ઉત્પન્ન કરીએ તો પછી બીજુ શુ જોઇએ ! દેવકીજીએ શ્રીકૃષ્ણને જન્મ આપી, જીજાબાઇએ શિવાજીને ઉત્પન્ન કરી દેશહિત ઓછુ કયુ છે ? ભુવનેશ્વરીએ એક વિવેકાનદ પેદા કરીને અખિલ વિશ્વની સેવા કરી છે આર્યલલનાઓએ વીર પુરૂષોને ઉત્પન્ન કરી સ્વદેશકાર્યમા પોતાનો ફાળો આપ્યો છે પ્રાચીન ઇતિહાસ તેનો પુરાવો છે તેથી ઉલટુ અમારે ચાનવુ નથી અમને તેવી વીર વિદુષી શુદ્ધ આર્ય માતાઓ બનાવો અને અમે વીર પુરૂષો દેશને પુરા પાડીએ, એજ અમારૂ મુખ્ય કર્ત્તવ્ય છે !"

"મારૂ ચાલે તો હજી હુ તને કૉલેજમા મોકલુ કૉલેજમા ગયા વગર જ્ઞાન મળતુ નથી" બિપિનચદ્રે હસવુ ખાળી રાખી મો ઠાવકુ કરીને મશ્કરીમા કહ્યુ તેની આખોમા અને મુખ ઉપર હાસ્ય રમી રહ્યુ

પ્રિયવદાએ ગભીરપણે જવાબ આપ્યો "મારે એવુ ખાલી ખોખા જેવુ પોપટીયુ અક્ષરજ્ઞાન જોઇતું નથી અમાગમા સસ્કાર નાખો અને અમને ઉડા સસ્કારી બનાવો અમારે પરીક્ષાઓ પાસ કરવી નથી યુનિવર્સીટિની ડીગ્રીઓ લેવી નથી અમારે પુરૂષોનુ સ્થાન લેવુ નથી ઇશ્વરે આપણુા ઘાટ જુદા ઘડયા છે એટલે આપણી કેળવણી અને કાર્યો પણુ જુદા જ હોય અમારા સદ્ગુણોને ખીલવે અને અમારા હૃદયને હલાવે એવુ સગીન જ્ઞાન અમને આપો"

"ઘરમા રહ્યે રહ્યે તુ શુ શુ કરીશ ?" બિપિનચદ્રે પુછ્યુ

પ્રિયવદાએ ફરી જવાબ આપ્યો, "અમે આત્મશ્રદ્ધા, ખત, અને નિશ્ચયવાળા થઈ, નિયમીત અને ઉદ્યમી બની, છોકરાને તેવા બનાવીશુ બહાર સમાજોમા ફરી શારીરિક અને માનસિક શક્તિઓને ખાલી કરવા કરતા ઘેર રહ્યે રહ્યે છોકરાને આત્મબળ, શ્રદ્ધા, અને વીરતાના પાઠ શિખવીશુ અમે ઇજનેર, ડાક્ટર અને હિસાબ કિતાબ રાખનાર થઈશુ, અને—"

બિપિનચદ્ર હસતો હસતો વચમા બોલી ઉઠયો "ત્યારે તો મારે નોકરી કરવી નહી પડે !"

પ્રિયવદા પણુ હસી પડી અને બોલી "મારા ચદ્ર ! ઇજનેર એટલે તમારા ઘરની વ્યવસ્થા રાખનારા ઇજનેર દાકતર એટલે સાધારણુ ઘરગથુ દવા જાણુનાર દાકતર અમે તે થઇશુ વળી ઘરમા પૈસાની આવક જાવકનો હિસાબ રાખીશુ અમે પવિત્ર થઇશુ, બીજાને

પવિત્ર બનાવીશુ, અને અમારી આસપાસ પવિત્રતા અને પ્રેમનુ વાતાવરણ ફેલાવીશુ તમારા છોકરાને બળવાન અને ચારિત્ર્યવાન કરીશુ અને તમારા જાહેર કાર્યોમા ઉત્તેજન અને મદદ આપીશુ આટલુ શુ ઓછુ છે ? "

ફરી પાછુ બિપિનચંદ્રે હસતે હસતે કહ્યુ " ઘણુ છે !"

પ્રિયવદા જરા વધારે ગભીર બની ઠાવકુ મો રાખીને બોલી "મારા ચદ્ર ! તમે હસો કે ના હસો જગતને સુધારવુ એ અમારા હાથમા છે અમે ધારીએ તો તમને પુરૂષોને ખરાબ કામ કરતા ઝટ અટકાવી શકીએ જગતમાથી અપવિત્રતા અને દુષ્ટતા અમે ઝટ ટાળી શકીએ, અને અખિલ વિશ્વને સમાન બનાવી મુકીએ "

બિપિનચદ્ર પ્રિયવદાના મુખ સામે જોઇ રહ્યો અને મનમા બોલ્યો

" ખરૂ છે, તમે ધારો તો સામાને ખરાબ કામ કરતા અટકાવી શકો ખરા "

વ્હાલનો ઉમળકો આવવાથી બિપિનચદ્ર હસતો હસતો પ્રિયં-વદાને ભેટી પડયો બન્નેના હૃદય અને આત્મા એક જ વિચાર અને એક જ સૃષ્ટિમા ઉડી રહ્યા અને બિપિનચદ્ર પ્રસન્ન ચિત્તથી એક કાવ્યની કડી મનમા ગાવા લાગ્યા

" ધન્ય ધન્ય અવતાર જગતમા, ગુણવતી જ્યા નાર "

એટલામા પાછી પ્રિયવદા બોલી ઉઠી " પણ તમે પુરૂષો સ્વાર્થી તો ખરા ! મોટા મોટા સ્મૃતિકારો પણ એ કોટિના સ્તો· તમે સદાએ સ્રીઓનો જ વાક અને દોષ દર્શાવ્યા કર્યો છે કોઇએ ભલભલા તમારા સ્મૃતિકારોએ પણ કોઇ પુરૂષનો દોશ દર્શાવ્યો ? દોષ તો અમારા જ કહાડવાના ! પુરૂષો તો બધા ડાહ્યા ડમરા અને સદ્ગુણી !"

એ સાભળીને બિપિનચદ્ર ખડખડ હસ્યો અને જરા મશ્કરીમા બોલ્યો " હવે તુ તારા ખરા સ્વરૂપમા આવી હવે તુ સમજી અત્યાર સુધી હુ એમ ધારતો હતો કે તુ બહુ ભલી છે, પણ-અ—અ—અ— "

પ્રિયવદાએ ધીમે રહીને જવાબ આપ્યો " ભલા તો થઇએ, પણ એવા ભલા શુ થઇએ કે મર્ખમા ગણાઇએ ? અમે સામાની પકાશને સમજીએ તો ખરા, બોલીએ નહી "

" તુ એટલુ સમજતી થઇ, તો હવે વધારે સમજીશ " બિપિનચદ્રે પાછુ હસતે હસતે કહ્યુ

" હુ તો બધુએ સમજુ છુ "

"ત્યારે કહે બીજું શું સમજે છે ?"

"બીજું એ કે તમે પુરૂષોએ અમને જોઇએ તેટલી સ્વતંત્રતા કદિ આપી નથી"

"તારે સ્વતંત્રતા નથી ?"

"મારી વાત તો જુદી છે મારા 'ચંદ્ર' મારે તો તમારે પડખે રહેવામાં સ્વતંત્રતાએ છે, અને સુખ છે"

"ત્યારે એમ જ કહે ને કે પુરૂષોને તાબે રહેવું કેટલાકને પરવડતું નથી ?"

"તમે પારકા ઉપરીઓને તાબે રહો છો, તો પછી અમે અમારા પતિઓને તાબે રહીએ તો તેમાં શું ખોટું ?"

"ત્યારે તારા જેવા બધાને કર અને તેમને સ્વતંત્રતા આપ્યા વગર જો રહે તો મને કહેજે"

"બધા પુરૂષો એવા ઉદાર હાલના હોતા નથી"

"તારે ગમે તેમ કરીને પુરૂષોને માથે દોષ ઢોળી પાડવો છે એમ જ કહે ને!" પણ એટલું યાદ રાખજે કે 'આપ સમાન બળ નહીં ને મેઘ સમાન જળ નહીં' સ્વતંત્રતાને થયું એ સ્ત્રીઓના જ હાથમાં છે"

બિપિનચંદ્ર પ્રિયવદાના મુખ તરફ જોઈ રહ્યો પત્નીની પવિત્રતા, ધાર્મિકતા અને હૃદયશુદ્ધિ તેની નજર આગળ તરી રહ્યા એક પછી એક વિચાર તેના મનમાં ઉદ્‌ભવ્યા આર્યલલનાઓ કેરી ભલી છે તેનો વિચાર કરતો તે મનમાં બોલ્યો, "તમે બૈરાઓ જ ધર્મને જાળવી રાખો છો મોક્ષ તો તમારો છે અમારો નથી તમારી ધાર્મિકતા સાચી છે અમારી પીતળ ઉપર ચ્હડાવેલા સોનાના ઢોળ જેવી છે તે ઢોળ જ છે મનુષ્ય ઇશ્વર અને રાજ્ય કારભાર બંનેને જોડે ભજી શકતો નથી, તેમ કરનારા વિરલા છે, અમે પુરૂષો ધાર્મિકતાનો ગમે તેટલો ડોળ કરીએ પણ અમે અમારા રાજ્ય કાજના રંગે રંગાવાના અને તેના ઓપે ઓપાવાના"

આમ પતિપત્ની વાત કરતા હતા એટલામાં દરબારમાંથી એક સ્વાર આવ્યો અને તેણે બિપિનચંદ્રને કહ્યું "સાહેબ, રાણાજી આપને હાલ બોલાવે છે"

બિપિનચંદ્ર તરત જ ઉઠયો અને દરબારમાં ગયો વાચનાર, ચાલો આપણે હવે જોઇએ કે રાણાજીના દરબારમાં શું બની રહ્યું હતું

---

## પ્રકરણ ૧૧ મુ.

## યુદ્ધની તૈયારી

કેદારસિંહ જેલ તોડીને નાઠો છે એ વિચારથી રાણા પ્રતાપ સિંહનુ મસ્તક હવે ભમી ગયુ તે ઘણો કોપાયમાન થયો અને તેના કોપના ચિન્હ તેના વિસ્તૃત વક્ષસ્થળ અને કમળ જેવા વિશાળ નેત્રોમા જણાઇ આવ્યા પ્રલયકાળ વખતે જેમ સમુદ્રનુ પાણી પોતાની મર્યાદા મુકીને જગતને ડુબાવવાને સર્વત્ર ફરી વળે તેમ તેનુ લોહી હૃદયમાથી ઉછળી આખા શરીરમા ફરી વળ્યુ અને તેનુ અસ્તિત્વ આખો અને મુખના લાલ થવાથી સૌને પ્રત્યક્ષ થયુ

રાણો રાતોપીળો થઇને પાસે બેઠેલા માનસિંહને કહેવા લાગ્યો

' માનસિંહ, કેદારસિંહના ઘરબાર જપ્ત કર્યા વગર છુટકો નથી મારૂ અન્ન ખાધુ અને મને જ દગો દીધો "

' જી મહારાજ, સાપને ગમે તેટલુ દુધ પાવ પણ તે કોઇ દવસ કરડયા વગર રહે જ નહી "

' હા, તુ ખરૂ કહે છે એમ જ થયુ મે એને ધન દોલત આપી, ઉછેરીને મોટો કર્યો, પણ આખરે એ કૃતઘ્ની નીવડયો એણે ક્ષત્રીયોનુ નામ બોળ્યુ "

" મહારાજ, એના ભાઇ ગુમાનસિંહ અને જમાઈ ઇદ્રસિંહથી હજી ચેતતા રહેજો "

માનસિંહે રાણાને જરા ઉશ્કેર્યો અને પ્રતાપસિંહ જરા કરડી નજર કરીને બોલ્યો " હુ એક વાર છેતરાયો હવે છેતરાવાનો નથી એ બનેની હવે ખબર લઉ છુ " રાણો દાત પીશીને બોલ્યો અને તલવારની મુઠ ઉપર એણે હાથ મુક્યો તેની આખોમા ઉડુ ઝેર વ્યાપી ગહલુ જણાયુ

તેને વધારે ઉશ્કેરવાના ઇરાદાથી માનસિંહે પાછુ કહ્યુ " એમના ખોટા કામોની વાત આપને કાને આવી હતી પણ આપે દયા ખાધી પણ, મહારાજ, દયા તો ડાકણને ખાય "

ગુમાનસિંહના કુકર્મો રાણાને સાભરી આવ્યા અને તેની ભ્રકુટિ ચઢી, તેના મુખ ઉપર ક્રોધની છાયા છવાઇ રહી, અને પોતે કરેલી દયાને માટે મનમા પસ્તાતો રાણો બોલ્યો " આવા નીચ માણસો મારા રાજ્યમા ન જોઈએ "

" મહારાજ, એમના કુકર્મોના પુરાવા અહીં હાજર જ છે " એમ કહીને માનસિંહે હાજર રાખેલા માણસોને અંદર બોલાવ્યા અને એક પછી એકની જુબાની રાણાની સમક્ષ અપાવી કોઈની પાસેથી લાંચ લીધાની અને કોઇના ઘરમા પેશીને જાર કર્મ કર્યાની હકીકત તે માણસોએ રજુ કરી રાણાના ક્રોધનો પાર રહ્યો નહી તે બોલ્યો " માનસિંહ, અમલદાર વર્ગ અન્યાય કરે કે જાર કર્મ કરે પણ તેનુ પાપ તો રાજાને જ ભોગવવુ પડે એ બધાને માટે રાજા પોતેજ જવાબદાર છે વળી પ્રજાની સાથે પિતાપુત્ર ભાવ રાખવો અને તેનુ રક્ષણ કરવુ એ અમારા સૂર્યવંશનો શ્રી રામચંદ્રજીના વખતથી ચાલતો આવતો કુળધર્મ છે એટલે અમલદારો અન્યાય કરે તો અમારા કુળધર્મનો ભંગ થાય અને ઇશ્વરને ત્યાં હુ ગુન્હેગાર થઉં તે તો જુદુ આમ રાજાને માથે બેવડુ પાપ આવે એ પાપમાથી હુ ક્યારે મુક્ત થઇશ ! "

રાણો વિચારમા પડ્યો શુ કરવુ તે એને સુઝયુ નહી એકદમ તેણે હુકમ કર્યો " માનસિંહ, આજથી હુ ગુમાનસિંહ અને ઇંદ્રસિંહને દેશનિકાલની સજા કરૂ છુ "

" મહારાજ, તેમને દેશનિકાલ કરશો તો તેઓ બ્હારવટુ લેશે "

" ત્યારે બીજો શો રસ્તો ? "

" તેમના ઘરબાર જપ્ત કરવા એ પણ તેમને વધારે ભયંકર કરવા જેવુ છે "

ફરી પાછો રાણો વિચારમા પડ્યો પાનની લાલાશથી રક્ત થયેલા નીચલા હોઠને દાંતથી દબાવતો રાણો એક હાથ મુછ ઉપર મુકતો બીજા હાથ વડે હુક્કાની નળી હાથમા પકડવા લાગ્યો

એટલામા પાછો માનસિંહ બોલ્યો " આપે દર્શાવેલી દયા જ તેમનો નાશ કરશે "

" તે કેવી રીતે ? "

" શિવજીએ ભસ્માસુરને વરદાન આપ્યુ, પણ તે વરદાનથી તે પોતે જાતે જ મર્યો તેવી રીતે "

" ત્યારે એમજ કહોને કે પાપી પોતાના પાપે જ હણાશે "

" હા, તેમજ "

" પણ એવો ન્યાય રાજાઓને છાજતો નથી "

" સામ, દામ, ભેદ, અને દંડ, એ નીતિ રાજાઓએ ગ્રહણ કરવી જોઇએ હું આપને એમાના દામ અને ભેદ બનેનો અગીકાર કરવાનુ કહુ છુ છેવટે દંડ તો છે જ, મહારાજ "

" ઠીક " રાણો જરા તકીયા ઉપર આડો પડયો અને હુકકો પીતો પીતો ધુમાડાના ગોટે ગોટ મોમાથી બહાર કહાડવા લાગ્યો તેના મનમા કેદારસિંહના વિચાર ઘોળાઇ રહ્યા અને જેમ જેમ તેની વિચારપરપરા આગળ વધવા લાગી તેમ તેમ તેના મુખમાથી વધારે ને વધારે ધુમાડાના ગોટા બહાર નીકળી રહ્યા આખરે તે આકુ જોઇને બડબડયો

" મે દુધ પાઇને સાપ જ ઉછેર્યો "

માનસિહે તે સાભળ્યુ અને તરત બોલ્યો " મહારાજ, શાસ્ત્રોએ અપાત્રે દાન કરવાનુ ના કહ્યુ છે તે એટલા જ માટે "

" મને શી ખબર કે કેદારસિહ આવુ અપાત્ર હશે ! "

" આપનુ નીખાલસ હૃદય કપટીની કપટજાળને સમજી શકયુ નહી "

માનસિહના એ શબ્દોથી રાણો વધારે ઉશ્કેરાયો, તે હુક્કાની નળીને વેગળી કરી હાથમા તલવારની મુઠ પકડીને બોલ્યો " કયા છે એ દુષ્ટ, આ તલવારથી એનો શિરચ્છેદ કરૂ "

" ખમા, મહારાજ, ખમા, આપ તસ્દી લેશો તો પછી અમે શુ કરવાના ? આપના સેવકને હુકમ કરો, સેવક હાજર છે "

" માનસિહ, હવે એને પકડવાને શો ઉપાય કરવો ? તારી સલાહ શી છે ? "

" જે આપનો મત તે મારો મત "

રાણો બારીક દષ્ટિ કરીને માનસિહ સામે તાકીને જોઇ રહ્યો અને પછી બોલ્યો " માનસિહ, હાએ હા, કરવાનો વખત નથી કોપાયમાન થયેલો પુરૂષ ગમે તે કરી બેસે માટે સાચી સલાહ આપ '

" મહારાજ, આપના સેવકને રજા આપો, હુ અને બીજા ભાયાતો એને આમ પકડી લાવીશુ "

રાણાએ કેદારસિહને પકડવાનુ કામ માનસિહને સોપ્યુ, અને પોલીસ કમિશનર પાસેથી જે મદદ જોઇએ તે લેવાનુ કહ્યુ તેને માટે મોટુ ઇનામ વર્તમાનપત્રોમા તેણે જાહેર કર્યું

માનસિહ રજા લઇને ઉઠવા લાગ્યો રાણાએ તેને કહ્યુ "કેદાર-સિહની જે જે બાતમી મળે તે મને વખતો વખત કહેતો રહેજે"

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા કેદારસિહ ન્હાસી ગયાની વાત જુની થવા આવી રાણો પ્રતાપસિહ કઇક ઉદ્યોગ અને કઈક શાતિમા દિવસ ગાળવા લાગ્યો પોલીસ તરફથી તપાસ ચાલી રહી માનસિહ પણ જે બાતમી મળે તે મેળવવા લાગ્યો

એવામા સમાચાર મળ્યા કે કેદારસિહ બ્હારવટે નીકળી પડયો છે કેદારસિહ પોતે અને પોતે રાખેલા ખુનીઓ કનકપુરની આસ-પાસના ગામડાને લુટતા, મારફાડ કરતા, અને રૈયતને બહુ ત્રાસ આપતા આખરે તેણે કનકપુરની આસપાસના રાજાઓને એકઠા કરી કનકપુર ઉપર ચઢાઇ કરાવવાનો ઇરાદો રાખ્યો હતો તેમ કરવાને પ્રથમ તેના સાઢુ રાજા રણમલસિહને તે મળ્યો અને તેણે તે બીડુ ઝડપ્યુ બીજા રાજાઓને કેદારસિહે એ વાતની જાણ કરી પણ કેટલાકે તેમા ભળવાની હા પાડી અને કેટલાકે રાણા પ્રતાપસિહની મહોબતને લીધે કનકપુરના પક્ષમા રહેવાનો પક્કો નિશ્ચય જણાવ્યો શાતિપુરના ઠાકોર અજબસિહને એ વાતની ખબર પડી અને એણે રાણા પ્રતાપસિહને પત્ર લખી સઘળી બીના જાહેર કરી

ઉપર આપણે જોઇ ગયા છીએ કે ઠાકોર અજબસિહ શુદ્ધ દિલનો વીર પુરુષ હતો સાચા ક્ષત્રીને મદદ કરવી એ પોતાનો ધર્મ છે એમ એ સમજતો અને રાણા પ્રતાપસિહને સાચા ક્ષત્રી માની સર્વદા એમની ઓથ લેતો બન્ને શુદ્ધ ક્ષત્રીઓ હોવાથી એક બીજાની સાથે સ્નેહ રાખતા અને વિપત્તિ સમયે એક બીજાને મદદ કરતા બન્નેના સ્વભાવ મળતા હોવાથી બન્ને વચ્ચે સ્નેહ અને મૈત્રી બધાઇ હતા રાણા પ્રતાપસિહ ઉપર આ અણધારેલી આફત આવી પડેલી છે એમ ધારી તેણે તેને આ ખબર મોકલી હતી અને પોતાની મદદની ખાત્રી આપી હતી

અજબસિહનો પત્ર આવ્યો એટલે રાણાએ માનસિહ તથા બિપિનચદ્રને બોલાવ્યા અને પત્ર વચાવવા માડયો

"રાણાજી, કેદારસિહે બ્હારવટુ લીધાની ખબર મળતા મને મનમા ઘણો ખેદ થયો શુ રજપુતાઇ હવે રડાઇ છે? શુ રજપુતો હવે આવા નબળા અધમ અને નીચ પાકયા કે એમને નસીબે હવે બ્હારવટુ આવ્યુ? રાણાજી જમાનો હવે બદલાયો છે, તેની સાથે ક્ષત્રીવટ પણ બદલાયો છે

કેદારસિંહથી ચેતતા રહેજો અને મારા મરણ કામ ને સોપશો હુ સદાએ તમારા પક્ષમા જ છુ એમ માનજો ’

પત્ર વચાતો હતો તેની વચમા માનસિહ બોલી ઉઠયો “વાહ, ધન્ય છે, આવી વખતે જ ખરા મિત્રનુ મિત્રપણુ જણાઇ આવે છે”

એટલામા એક દૂતે આવીને એક કાગળ માનસિહના હાથમા આપ્યો માનસિહે દૂતને પુછ્યુ “ક્યાથી આવ્યો છે ?”

“ વિસલગઢથી ”

“ કોણે મોકલ્યો છે ?”

“ રાણા રણમલસિહે મોકલ્યો છે ”

રાણાજીની આજ્ઞા થવાથી માનસિહે પત્ર વાચ્યો તેમા લખ્યુ હતુ

“ કેદારસિહ ગાદીનો વારસ છે તેથી ગાદી એને આપો, નહી તો યુદ્ધ કરવાને તૈયાર થાવ. ”

રાણો પ્રતાપસિહ ચમકયો તેનુ ક્ષાત્રગણ ઉછળી રહ્યુ તેની ક્ષાત્રવૃત્તિ જાગ્રત થઇ, તેણે તલવાર હાથમા લીધી, અને મુછ ઉપર હાથ ફેરવતો રાણો દઢતા અને શૌર્ય દાખવતો બોલ્યો ‘ માનસિહ, હમણા ને હમણા એને ઉત્તર આપ કે પ્રતાપસિહ લઢવાને તૈયાર છે ક્ષત્રિયોએ કદિ નમ્યુ આવ્યુ જાણ્યુ છે ? ”

માનસિહ વચમા બોલ્યો ‘ ધન્ય છે મહારાજ ”

‘ માનસિહ, ધર્મયુદ્ધ કરી જય પામવો અથવા તો રણમા મૃત્યુને વશ થઇ સ્વર્ગે જવુ એ બેમાના એક માર્ગ વગર ક્ષત્રીયોને માટે બીજો માગ નથી ”

માનસિહે ઉત્તર લખીને દૂતને આપ્યો અને તે ચાલ્યો ગયો એટલામા આસપાસના ગામડામાથી એક જાસુસે આવીને ખબર કહી

“ મહારાજ, કેદારસિહ અને રણમલસિહ મુસલમાનો અને યવનોને મળી ગયા છે અને તેમણે આસપાસના ગામડાને લુટવા માડયા છે તે લોકોને ત્રાસ ઉપજાવે છે ”

એ સાભળીને રાણા પ્રતાપસિહના ગુસ્સાનો પાર રહ્યો નહી પ્રલય સમયે સર્વને ભસ્મ કરવાને જાણે પ્રચડ અગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો હોય તેમ રાણાના ચક્ષુમાથી ક્રોધાગ્નિ ખરવા લાગ્યો અને તેના તાપની અસર મુખ, હાથ, અને આખા શરીર ઉપર પ્રત્યક્ષ જણાવા લાગી રાણો ગાદી ઉપર આડો પડયો હતો તે બેઠો થયો અને છાતી કહાડી, એક હાથથી તલવાર ઝાલી બીજે હાથે મુછને આમળા દેતો

બોલ્યો "હે, બાયલાઓ, તમે બીજુ શુ કરવાના છો? હે, નામર્દ! સામા આવી જાવ નિર્દોષ પ્રજાને પજવવી એ તો બાયલાઓના કામ છે "

" મહારાજ, પાડે પાડા લ્હડે અને ઝાડનો ખોડો નીકળે, એ ન્યાય આપણા કનકપુરના રાજ્યમા કદિ પ્રવર્ત્યો નથી " બિપિન-ચદ્રે ધીમેથી કહ્યુ

" અને જ્યાસુધી દાદો સૂરજ તપેરો ત્યાસુધી અમે સૂર્યવશીઓ એ ન્યાયને કદિ પ્રવર્તવા દેવાના નથી " રાણો મુછ ઉપર હાથ મુકી કઇક ગર્વથી બોલ્યો

" મહારાજ, આપ બેઠે તો એવુ કદિ બને જ નહી " માનસિહે કહ્યુ

' ત્યારે શુ મારા મરણ પછી એમ બનશે? શુ મારો વનરાજ એના પિતાને પગલે પગલે નહી ચાલે? ચાલશે જ માનસિંહ, ખાત્રી રાખજે, સિંહના બચ્ચા સિહ જ હોય "

માનસિહે કઇક મો મલકાવ્યુ રાણાએ તે જોયુ અને તેણે પ્રશ્ન કર્યો

"માનસિહ, તુ કેમ હસ્યો? શુ મારૂ કહેવુ તને ખોટુ લાગે છે?"

" મહારાજ, આપના જેવા સર્વ ક્ષત્રીઓ હોય તો તો આપનુ કહેવુ સત્ય છે પણ યુગ બદલાયો છે, અને હવે સિંહના બચ્ચા સિહ પાકતા નથી "

" ત્યારે શુ મારા વનરાજ વિષે તને શંકા થાય છે?" કઇક આવેશમા આવીને રાણો બોલ્યો

" મહારાજ, ભુડા કૌરવોમા જેમ એક સારા ભીષ્મપિતામહ હતા તેમ સર્વ ક્ષત્રીયોમા આપ એકલા જ શુદ્ધ ક્ષત્રી વિરાજો છો એટલે આપ જેવા સિહનુ બચ્ચુ સિહ જ પાકશે એની તો મને શકા જ નથી "

રાણા પ્રતાપસિહનો આવેશ કઇક શમ્યો, પણ તેના મનનો ઉભરો હજી બરાબર બહાર નીકળ્યો નહોતો તેથી તે આગળ બોલ્યો " મારી પ્રજા મારૂ અગ છે, હુ જીવુ છુ ત્યા સુધી એનો એક વાળ પણ વાકો થવા દેનાર નથી થાય તો પછી આપણ ક્ષત્રીયો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શેના?"

"ખમા, મહારાજ, ઘણી ખમા ક્ષાત્રતેજથી આપ અધિક શોભો છો" બિપિનચદ્રે વચમા કહ્યુ

"માનસિહ, સ્વાર્થબુદ્ધિથી તો સૌએ પ્રજાનુ રક્ષણ કરે પણ નિસ્વાર્થ બુદ્ધિથી તેનુ રક્ષણ કરવુ એમા જ સૂર્યવશીઓની શુદ્ધિ, પ્રજાવત્સલતાથી અને કુળધર્મ જળવાઇ રહેલા છે" રાણો પોતાના કુળનો ગર્વ ધરતો બોલ્યો અને તેના મુખ, લલાટ, અને શરીર ઉપર એ ગર્વની પ્રકાશિત પ્રભા પથરાઇ રહી સર્વે ઉત્સાહમા આવ્યા એટલામા રાણાએ વાત ફેરવી અને કહ્યુ "માનસિહ, રણમલસિહનો દુત પાછો આવ્યો નહી તેથી હુ ધારૂ છુ કે યુદ્ધ નક્કી થશે, માટે હવે યુદ્ધની તૈયારી કરવી એ તારા હાથમા છે"

માનસિહ કઇક વિચારમા પડયો રાણાએ તેની સામે જોયુ અને પુછ્યુ

"કેમ વિચારમા પડયો ?"

"મહારાજ, દુશ્મન એકલા બળથી જ જીતાય તેમ નથી એમા દામનુ પણ કામ પડે છે"

"હુ તારૂ કહેવુ સમજ્યો નહી"

"ચોખ્ખુ કહેતા મારી જીભ ઉપડતી નથી"

"કહી દે, જે કહેવુ હોય તે તુ નિર્ભય છે"

"મહારાજ, દુસ્મનોને કઇક દ્રવ્ય આપીને પાછા વિદાય કર્યા હોય તો ?"

"જા, જા, માનસિહ, નામર્દ! એવી બાયલી વાત શુ કરે છે ? શત્રુઓને યમને દ્વાર મોકલવા એજ ક્ષત્રીયોનો ધર્મ"

"મહારાજ, આપને એ વાત ગમશે નહી એમ ધારીને જ એ કહેતા હું બ્હીતો હતો"

"પણ માનસિહ, એ વિચાર તારા મનમા ઉઠયો એટલાથી જ મને ખેદ થાય છે શુ રજપૂતાઇ હવે રડાઇ છે ? શુ ક્ષત્રીઓ ચુડીઓ પહેરીને બેઠા છે ? હા, હા, એમજ તારા મનમા એ વિચાર એથી જ આવ્યો હવે યુગ બદલાયો છે ક્ષત્રીયો મોજ શોખમા પડી આળસુ, વ્યસની અને યુદ્ધના કાયર બન્યા છે ક્ષત્રીયોની પવિત્ર બુદ્ધિને ત્યજી તમે અધમ મતિને પામ્યા છો તમારામાથી સત્ય અને ન્યાય ગયા, પ્રમાણિકતા ગઇ, અને તેને સ્થાને નીચ બુદ્ધિ આવી છે લોભ અને ઇર્ષ્યાએ તમારા હૃદયમા વાસ કર્યો છે તમે સ્વાર્થને

પોષી, સ્વદેશપ્રીતિને મનમાથી ખસેડી નાખી છે તમે રજપૂતોમાં કુસપ, દુરાચાર, અને અધમ સ્વાર્થ પેઠા છે તે તમારૂ નખોદ વાળશે. તે તમારૂ નિકંદન કહાડશે એથી જ હુ કહુ છુ કે રજપુતાઈ હવે રડાઇ છે "

" મહારાજ, કોઇ વખત કળ પણ વાપરવી પડે દુશ્મન એકલા બળથી જ જીતાય નહી "

" માનસિહ, આજ તમે કોઇને લાચ આપશો તો આવતી કાલે તમે લાચ લેતા થશો જે આપે તે લેજ '

" તેથી શુ થયુ ? એ પણ રજવાડાના ખેલ છે "

" તુ એને ખેલ કહે, પણ હુ તો એને બાયલાપણુ જ કહુ છુ હુ જાણુ છુ કે કળજુગના નામર્દ રાજાઓ એવા ખેલ રમશે અને પોતાની કાયા અને માયાને પરદેશીઓને સ્વાધીન કરશે પણ એવા ખેલ મારે મારા રાજ્યમા નથી જોઇતા મારા રાજ્યમા તો હજી સત્યયુગ જ પ્રવર્તે છે જ્યારે રાજાઓ લાચ આપશે અને લેશે ત્યારે ખરેખરો કળીયુગ પ્રવર્ત્યો એમ સમજજે ત્યારે રાજાઓ પ્રજાને વ્હેતી મુકી મોજશોખ માણશે, અન્ય સ્થળે રખડશે, અને અન્યાયી અને ભ્રષ્ટ થશે તે વખતે રજપૂતાઈ પુરેપુરી રડાશે અને પરાધીનતાને ભોગવશે "

" હા મહારાજ, મારી એક બીજી નમ્ર વિનતિ છે, તે આપ કૃપા કરીને સાભળશો "

" હા, તે ખુશીથી કહે '

" મહારાજ, આપણી આસપાસ આવેલા રાજ્યોના રાજાઓને કહેણ મોકલી તેમની મદદ માગીએ તો શુ ખોટુ ? "

" ખોટુ તો કઇ નહી, પણ આપણી નિર્બળતા જણાય "

" મહારાજ, ન્યાય અને અન્યાય વચ્ચે આ યુદ્ધ છે, એટલે આખરે સત્યનો જય તો છે જ " બિપિનચદ્ર વચમા બોલ્યો રાણાએ ગભીર દેખાવ કરીને જવાબ આપ્યો "સત્ય આખરે તરવાનુ જ મને સપૂર્ણ શ્રદ્ધા છે પણ માનસિહની ઇચ્છા છે તો તેમ કરીશ "

" ત્યારે આ સેવકને આજ્ઞા કરો " માનસિહે કહ્યુ

" માનસિહ, વનરાજને હુ તે કામ સોપીશ એ પણ જરા ભોમીયો થાય તુ એની જોડે જજે આપણા રાજ્યવહીવટ અને રીતરિવાજો એને સમજાવજે જા, વનરાજને બોલાવ "

માનસિંહ ગયો અને વનરાજને તેડીને આવ્યો ક્ષાત્રતેજના ભંડારમાંથી જાણે એક અત્યંત તેજસ્વી કિરણ છુટું પડી, વિકાસને પામી, અન્ય શરીરને ધારણ કરી રહ્યું હોય તેમ વનરાજનું શરીર રાણા પ્રતાપસિંહના જેવું જ તેજસ્વી, ભવ્ય, અને પ્રતિભાશાળી દેખાતું હતું તેના મુખ ઉપર ક્ષાત્ર ધર્મની દિવ્ય પ્રભા પથરાઇ રહેલી હતી પિતાનું વિશાળ વક્ષસ્થળ અને દીર્ઘ ભુજાઓ, માતાનો ગૌર વર્ણ, અને ક્ષાત્રતેજ સાથે મળીને કંઇક કર્કશ થયેલી મૃદુ કાન્તિ તેનામાં જણાઇ આવતા હતા સિંહનું બચ્ચું સિંહ જ હોય તેમ વનરાજ પ્રતાપસિંહ જેવો લાંબો પહોળો અને જુસ્સાદાર જણાતો હતો તેની આંખોમાં પિતામાંથી ઉતરી આવેલી લાલ ખુમારી વ્યાપી રહેલી હતી અને તે ક્ષત્રીયોના બળ, પરાક્રમ, અને નિડરતાનું ભાન કરાવતી હતી તેના ભવ્ય લલાટમાં કુંકુમનું તિલક હતું તે એની ધાર્મિકતા અને પ્રભુપરાયણતાનું સુચન કરતું હતું રાણો પ્રતાપસિંહ સૂર્યવંશી હતો, તેથી તે રવિકુળ ભૂષણ શ્રી રામને પોતાના પૂર્વજ તથા પ્રભુ તરીકે પૂજતો તેમની ભક્તિથી તેનું હૃદય નિર્મળ બનતું, તેની ક્ષાત્રતેજ વધતું, અને રાણો પ્રભુભક્તિ અને ક્ષાત્ર બળના મિશ્રણથી તે સમયના ક્ષત્રીયોમાં વધારે શોભી નીકળતો પિતાનો ભક્તિભાવ પુત્રમાં આવ્યો હતો અને તેમાં જુવાનીનો જુસ્સો ભળવાથી વનરાજ સૌ ક્ષત્રીય કુમારોમાં ભાત પાડતો, અધિક ગાજતો, અને પિતાથી સવાયું કરતો

વનરાજને જોઇને રાણો બોલ્યો ' કુંવર, ક્ષત્રીપણાનું અભિમાન રાખનારા સઘળા રાજાઓને મળીને કહેજે કે પરસ્પર ઇર્ષ્યાથી આપણી હાનિ થવા બેઠી છે ઇર્ષ્યાના બળથી આપણે એક બીજાના ઉપર તરાપ મારવાને માટે તૈયાર થઇએ છીએ, દ્વેષ અને વેર ઉભા કરીએ છીએ, અન્યોઅન્ય વિશ્વાસ અને પ્રીતિના પાયા નબળા કરીએ છીએ, અને વ્હાલાને વેરી કરીએ છીએ એ ઇર્ષ્યા મારો, તમારો, અને સર્વેનો નાશ કરશે આજ મારો વારો તો કાલ તમારો એવા ઇર્ષ્યાળુ મનુષ્યોને શિક્ષા કરવાને સર્વેએ ભેગા થવું તમે જો એકઠા થઇને ન્યાય નહી કરો તો એની લડાઈમાં ત્રીજો ભળશે અને તે બન્નેનું ખાઇ જશે "

" મહારાજ, હા, પ્રથમ ક્ષત્રીયો પંચ થઇને નિકાલ કરે, નહીં તો પછી લડાઇ તો છે જ "

" હા, જો પંચ મારફત કામ સરતુ હોય તો પછી નકામી કાપાકાપી શા માટે કરવી "

" હા, ખરૂ કહો છો, મહારાજ "

" લડાઈ કરવી પડે તો પણ હુ તો એકલો જ કેદારસિહ સાથે યુદ્ધ કરૂ અને હારૂ તો આ ગાદી સોપી દઉ સેનાઓનો નકામો ઘાણ થતો અટકાવુ "

વનરાજ અને માનસિહ ગયા અને સઘળા રાજાઓને મળી આ તકરારનો ન્યાય કરવાનુ કહેવા લાગ્યા, પણ મોજશોખ અને મદમા ગરક થઈ ગયેલા રાજાઓએ બરાબર ઉત્તર આપ્યો નહી અને વનરાજ તથા માનસિહ નિરાશ થઇને પાછા આવ્યા રાણાને હવે લડાઇ કર્યા વગર બીજો ઉપાય રહ્યો નહી

સર્વ ભાયાતોને તેડાવવાનો નિશ્ચય કરીને રાણો એક વિશાળ ખડમા ગાદી તકીયે બેઠો અને એક હાથમા હુક્કાની નળી રાખી, બીજા હાથમા તલવારની મુઠને પકડીને ઉડા વિચારમા ગરક થઇ ગયો લડાઇના વિચાર તેને આવ્યા અને તે વિચારની પરપરામા રાણો અનેક સુખ અને દુખના અનુભવો અનુભવવા લાગ્યો પવનના આવવાથી સમુદ્રની સપાટી ઉપર જેમ ક્ષણ ક્ષણમા વિવિધ પ્રકારના ફેરફારો થઇ રહે તેમ રાણાની મુખમુદ્રા ઉપર ક્ષણમા ચિંતાની અને ક્ષણમા ભાવી જયના આનદની ઝાયાઓ છવાઇ રહેવા લાગી અને જાણે વિચાર કરવાથી ઘણો શ્રમ પહોચ્યો હોય તેમ પરસેવાના ટીપા તેના ભવ્ય લલાટ ઉપર બાઝી રહ્યા રાણો ઉડા વિચારમા પડયો

એટલામા એક જાસુસે આવીને રાણાના હાથમા પત્ર આપ્યો તે પત્ર તેના એક વિશ્વાસુ સરદારનો હતો તેમા લખ્યુ હતુ " કેટલાક રાજાઓએ કેદારસિહને મદદ કરવાનુ વચન આપ્યુ છે, અને તે આવીને કેદારસિહને મળ્યા છે "

રાણાના કોપનો પાર રહ્યો નહી તે બોલ્યો " ચોરનો ભાઇ ઘટીચોર ! કેદારસિહને રાજ્ય મળે તો તેમાથી એ રાજાઓને પણ કઇ ભાગ મળે એ આશાથી તેમણે મદદ કરવાનુ વચન આપ્યુ હશે ! પણ—

" મહારાજ, એ તો સાપને ઘેર સાપ પરોણો રાજ્યનો લોભી કેદારસિહ તેમ કરે ખરો ! જો શત્રુઓનો જય થાય તો રાજ્ય માટે તેમનામા પરસ્પર યુદ્ધ જાગે " બિપિનચદ્ર વચમા બોલી ઉઠયો

"ત્યારે તો કપટનું ખરેખરૂ બેસે ચપટ" માનસિંહે કહ્યું

"પણ, માનસિંહ, એ બાયલાઓ તે શું જીતવાના હતા? ક્ષત્રીયો આવા સ્વાર્થી અને અન્યાયી પાક્યા છે! ન્યાય કરવો તેમને ન ગમ્યો અને અન્યાયું રાજ્ય તેમને લેવું ગમે છે ધિક્, ધિક્" રાણાએ દાંત પીશીને ઉત્તર આપ્યો આ વખતે રાણાની ભ્રકુટિ ચ્હડી અને અત્યંત ક્રોધમાં આવીને તે પાછો બોલ્યો "માનસિંહ, તું હવે બીજી બધી વાત મુકી દે અને આપણા ભાયાતોને એકઠા કર"

માનસિંહ એકદમ બધે ફરી વળ્યો અને સઘળા ભાયાતોને તેડી લાવ્યો જે વિશાળ ખંડમાં પ્રતાપસિંહ બેઠો હતો ત્યાં ભાયાતો એક પછી એક આવવા લાગ્યા કનકપુરની રાજ્યશ્રીના તેજપુંજના કિરણોથી આખો ખંડ ઉભરાતો હોય તેમ ભાયાતોના આગમનથી આખો ખંડ ઉભરાવા લાગ્યો અને તે સર્વની વચમાં બેશી અધિક પ્રતાપ અને તેજથી શોભતો સૂર્યવંશી રાણો પ્રતાપસિંહ મધ્યાન્હ સમયે સર્વ કિરણોને પ્રસારી પ્રતાપી સૂર્ય ઝળકતો હોય તેમ અધિક તેજસ્વી દેખાવા લાગ્યો ભાયાતોને જોઇને રાણાને શૂર ચ્હડયું અને તે બોલ્યો "મારા વીરાઓ, ક્ષત્રીયો સત્ય અને ન્યાયના રક્ષક છે ગૌ, બ્રાહ્મણ, સ્ત્રી, સત્ય, અને ધર્મનું રક્ષણ કરતા તમે આવ્યા છો અને હજી પણ કરશો એમ મને ખાત્રી છે જતું જતું પણ ક્ષાત્ર-વીર્ય હજી તમારા જેવાઓમાં ટકી રહ્યું છે મારા શૂરાઓ, ઉઠો, તૈયાર થાવ, અને દુષ્ટોનો સંહાર કરો"

રાણો સર્વેને પાણી ચ્હડાવવા લાગ્યો

"મારા શૂરાઓ, તમે રાજ્યના સ્તંભો છો આ કનકપુરને માથે જ્યારે જ્યારે આફત આવી છે ત્યારે ત્યારે તમે તમારૂં શૂરાતન દાખવ્યું છે આ રાજ્યને તમે પ્રાણ કરતાંયે અધિક ગણ્યું છે મારા વીરાઓ, તમારા બળ અને પરાક્રમ દશે દિશામાં ગાજી રહ્યા છે આ કનકપુરના તમે કોટ અને કિલ્લા છો મારા વીરાઓ ઉઠો, તૈયાર થાવ, અને તમારા બાપદાદાની કીર્તિને અધિક ઉજ્જ્વળ કરો"

રાણો આમ બોલતો હતો એટલામાં એક દૂત આવ્યો અને તેણે સમાચાર કહ્યા "મહારાજ, દુશ્મનો મોટું લશ્કર લઇને આવી પહોંચ્યા છે તે છેક પાસે આવ્યા છે કનકપુરથી લગભગ બે ગાઉને છેટે તેમણે મુકામ કર્યો છે અનાજ, ઘાસ, વગેરેને માટે તેઓ રૈયતને ત્રાસ આપે છે"

એ સાભળીને રાણો બોલ્યો “ ધિક્, ધિક્, બાયલાઓ ! રજપુતોનુ શૂરાતન શુ રૈયતને પીડવામાજ હવે આવી રહ્યુ ? એમ કરવાથી આ પ્રતાપસિંહ કદી નમ્યુ આપવાનો નથી સૂર્યવંશના તેજસ્વી રાજાઓએ કદિ નમ્યુ આપ્યુ નથી તેમણે કદિ ટેક છોડ્યો નથી, અને કદિ છોડશે પણ નહી શ્રીરામ, ભરત, અને હરિશ્ચંદ્રનો આ વંશજ તેમના નામને કલંક લગાડશે નહી રાજ્ય જાય, કુટુબના માણસો રણમા રોળાય, તેથી પણ હુ ડગવાનો નથી ક્ષત્રીઓ એટલા માટેજ જન્મ ધારણ કરે છે ક્ષત્રીઓને નેક, ટેક, અને કીર્તિ પ્રાણથી પણ વધારે વ્હાલા છે ”

“ હા મહારાજ ક્ષત્રીઓનો ટેક ગયો તો પછી બાકી શુ રહ્યુ ? રાજ્યપાટ, લક્ષ્મી, સૌ એની આગળ તુચ્છ છે ટેક વગરના મનુષ્યની મનુષ્યમા ગણના નથી બિપિનચંદ્રે કહ્યુ

“ અને રૈયતને પીડનારા રજપુતોની રજપુતોમા ગણના નથી ” માનસિંહે કહ્યુ

“ પણ માનસિંહ, હવે વાર કરવી ઠીક નથી રૈયત રીબાય અને રાજા જોઈ કેમ રહે ? ક્ષત્રીયોને પ્રજા પ્રાણથી પણ અધિક વ્હાલી હોય પ્રજા વડે રાજા અને રાજા વડે પ્રજા બનેનો સબંધ પ્રાણ અને શરીર જેવો છે પ્રજાનુ રક્ષણ કરવુ એ મારો પ્રથમ ધર્મ છે ”

“ આપના રાજ્યમા રૈયતનો કદિ વાકો વાળ પણ થયો નથી આપે પ્રજાને અનેક લાડ લડાવ્યા છે ”

“ માનસિંહ, એ તો મે મારો ધર્મ બજાવ્યો છે પ્રજાનુ પાલન ન કરે તે રાજા શેનો ! ”

“ મહારાજ, વખત બદલાયો છે, અને હવે એવા પ્રાચીન સમયના પ્રજાપાલક રાજાઓ ભાગ્યે જ જોવામા આવે છે ” બિપિનચંદ્રે ગભીરપણે કહ્યુ

“ ત્યારે, કારભારી, નક્કી સમજજો કે હવે ક્ષત્રીયોનો સૂર્ય અસ્ત થવા બેઠો છે તેમના પાસા હવે સવળા પડનાર નથી, અને ક્ષત્રીયો સ્વતંત્રતાને ત્યજી ગુલામીની બેડી પહેરશે ”

“ હા મહારાજ, આપ ખરૂ કહો છો ”

એટલામા પાછો રાણો વચમા બોલી ઉઠ્યો “ માનસિંહ, હવે વાતો કરવાનો સમય નથી મારી રૈયત પીડાય છે તેથી મને ચેન પડતુ નથી ઝટ કર તુ સઘળા સરદારોને લઈને આગળ થા ”

એટલામા એક દૂતે અદર આવવાની વરધી કહાવી એ દૂત રણુમલસિહ તરફથી વિષ્ટિ કરવાને આવ્યો હતો રાણાએ કહ્યુ "એને સુખેથી અદર આવવા દ્યો વિષ્ટિ કરવા આવનાર મર્યદા નિર્ભય છે "

દૂતે અદર આવીને કહ્યુ " મહારાજ રણુમલસિહે કહાવ્યુ છે કે અડધુ રાજ્ય આપશો તો પણ અમે સતોષ પામીશુ "

રાણો ગાદીયે પડયો હતો તે બેઠો થયો તેની ક્ષાત્રવૃત્તિ જાગૃત થઈ, ચચળ થઇ, અને સતેજ થઇ એક હાથે તલવારની મુઠ પકડી મહા ક્રોધ કરીને તે બોલ્યો " એક તસુ પણ જમીન નહી મળે, આ તલવારથી એ મેળવેલી છે "

" હા, મહારાજ, અને એ તલવારથી એનુ રક્ષણ કરીશુ " એક વૃદ્ધ સરદાર બોલી ઉઠયો

રાણો તેના તરફ જોઈ રહ્યો અને તેના બોલને અનુમોદન આપતો હોય તેવો દેખાવ કરીને બોલ્યો "શાબાશ,મારા વીરાઓ, જ્યા સુધી આપણા-મા શૌર્ય અને સ પ છે ત્યા સુધી દુશ્મન ફાવી શકનાર નથી હિદુસ્તાન-ના ક્ષત્રીય રાજાઓ જ્યારે પરસ્પર સપીને રહેતા હતા ત્યારે કોઇ પરદેશી હિદ ઉપર નજર પણ કરી શકતો નહોતો જ્યારે તેઓ પરસ્પર દ્વેષ અને કલહથી નબળા પડયા ત્યારે જ મહમદ ગીજની અને શાહબુદીન ઘોરી જેવા પરદેશીઓએ હિદ ઉપર ચઢાઇઓ કરી "

દૂતે જવાબ આપ્યો " એ દ્વેષ અને કલહને દૂર કરવાને માટે તો મને વિષ્ટિ કરવાને મોકલ્યો છે "

રાણો જરા આગળ આવીને ક્રોધ કરીને બોલ્યો " પણ જે વાતનુ મૂળ જ નથી તેની વિષ્ટિ શી ! "

" હા, મહારાજ, **नास्ति मूल कुत शाखा** "

એટલામા બીજો જાસુસ આવ્યો અને તેણે કહ્યુ " મહારાજ, દુશ્મનો આસપાસના ગામડાને ખૂબ ત્રાસ આપે છે હવે બેશી રહે-વાનો વખત નથી "

એ સાભળીને બીજો એક વૃદ્ધ સરદાર આગળ આવ્યો અને રાણાના પગ આગળ તલવાર મુકી મસ્તક નમાવી સર્વની વતી બોલ્યો " મહારાજ, દેશની ખાતર અમ અમારા શસ્ત્રો અને મસ્તક આપને અર્પણ કરીએ છીએ રાજ્યને માથે આફત તે અમારે માથે જ આફત મહારાજ, અમારૂ સર્વસ્વ તમને સોપી દઇએ છીએ રાજ્યના રક્ષણને માટે આપ તેને ગમે તેમ વાપરો "

રાણો ક્ષણવાર એ સરદાર સામે ટગર ટગર જોઇ રહ્યો અને પછી ઉલ્લાસમા આવીને સૌને પાણી ચ્હડાવતો હોય તેમ બોલ્યો

"મારા શૂરા સામતો ! તમારા બાપદાદાઓએ રાજ્યના રક્ષણને માટે અનેક ભોગ આપ્યા છે અનેક ત્યાગ તેમણે કર્યા છે એક વાર આ કનકપુરના રાજ્યના અનેક ભાગ પડી રહેલા હતા અનેક ઠાકોર ઠકરાઓ, માડલીકો, અને ખડીયા રાજાઓ વચ્ચે આ મુલક વહેચાઇ રહેલો હતો પરદેશીઓના હુમલા તેના ઉપર થતા હતા તમારા બાપદાદાઓએ કનકપુરની ભાવી પડતી જોઇ પોતાની ભાવી અવદશાનુ સ્વરૂપ તેમણે જાણે જોયુ હોય તેમ તે ડાહ્યા ડમરા થઇને ચેતી ગયા તે જાગૃત થયા કનકપુરમા અનેક મુખી રાજ્ય હતુ પરદેશીઓનુ દર્શન થતા જ સઘળી પ્રજા સાવધ થઇ ગઇ ઐક્ય, એક સત્તા, અને બધુત્વથી રાજ્યની અને પ્રજાની આબાદી છે એમ તેમના મગજમા ઠસવાથી એકતા સ્થાપવામા જ મથન આરભાયુ તેઓએ રાજ્યનીતિ અને ગજનીતિ બને હાથમા લીધા અમે કઇ કરવાને માટે સરજાયલા છીએ એમ તે માનવા લાગ્યા અણહદ સ્વાત્મભોગ તેમણે આપ્યો તેમણે વિચાર્યુ કે સમગ્ર પ્રજાના કલ્યાણાર્થે સ્વાર્થનો પહેલો ભોગ તેમણે આપવો જોઇએ દેશોદયના જુદા જુદા યજ્ઞોમા સ્વાર્થભોગ રૂપી બલિદાનમા તે ઉભા રહ્યા એ યજ્ઞના કુડમા નાના નાના પ્રકારના સઘળા સ્વાર્થ તેમણે હોમી દીધા અપ્રતિમ સ્વદેશાભિમાન તેમણે દર્શાવ્યુ વર્ષોના વર્ષો થયા વશપરપરાથી ભોગવતા આવેલા હક્ક તેમણે છોડી દીધા પરદેશીઓના આવવાથી પોતાનો માનમરતબો ખડીત થયેલો તેમણે જોયો દેશોન્નતિને માટે એકજ રાજાના હાથ નીચે સર્વેએ રહેવુ એમ તેમને વાસ્તવિક લાગ્યુ તે રાજસત્તા અમારા બાપદાદાઓને સોપાઇ તે દિવસથી કનકપુરનો સૂર્ય પૂર્ણ પ્રકાશમા તપવા લાગ્યો તમે તે વીરપુરૂષોના વશજ છો મને તમારામા વિશ્વાસ છે"

એ સાભળીને ભાયાતોને કઇક પાણી ચ્હડયુ અને તેઓ પોતાના બાપદાદાની ઉજ્વળ કીર્તિને સભારતા બોલી ઉઠયા "અમે અમારા બાપદાદાઓનુ નામ બોળીશુ નહી

ગણો રાજી થઇને સાભળી રહ્યા અને મુખ ગભીર કરી વિચાર કરતો કરતો મુછને આમળા દેવા લાગ્યો પાસે પડેલા હુક્કાની નળી તેણે પાછી હાથમા લીધી અને વિચારમા ને વિચારમા ધુમાડાના ગોટેગોટ મુખમાથી કહાડવા લાગ્યો થોડીવાર થઇ એટલે તેને વિચાર

આવ્યો અને તે બોલ્યો "માનસિંહ, તું લશ્કરની તૈયારી કરજે અને હું જરા અંતઃપુરમાં જઈ રાણી તથા સગાસ્નેહીઓને મળી યુદ્ધસંબંધી વાતચિત કરી, તેમના વિચાર જાણી, તેમની સંમતિ તથા શુભ આશિષ લઈને પાછો આવું છું."

સઘળા ક્ષત્રીયો બેઠા હતા તેમાંથી જાણે ક્ષાત્રતેજનું પુંજ છુટું પડીને બહાર જતું હોય તેમ તેજસ્વી રાણો પ્રતાપસિંહ દિવાનખાનામાંથી બહાર નીકળ્યો અને અંતઃપુરમાં ગયો. તેના ગયા પછી દિવાનખાનામાં સઘળું શાંત અને નિસ્તેજ થઈ રહ્યું. જાણે તેમના શરીરમાંથી આત્મા બહાર નીકળી ગયો હોય તેમ સર્વે ભાયાતો શાંત, નિસ્તેજ અને જડ બનીને એક બીજાની સામે જોઈ રહ્યા અને રાણાને પાછા આવવાની રાહ જોવા લાગ્યા.

અંતઃપુરમાં રાણી સત્યવતી, કુમાર વનરાજ, અને પુત્રવધૂ રંભા વગેરે ભરાઈને બેઠા હતા અને રાજ્ય સંબંધી વાતો કરતા હતા, એટલામાં છડીદારનો અવાજ સંભળાયો "આસ્તે કદમ, આસ્તે કદમ, ઘણી ખમા મહારાજાધિરાજને !"

રાણી સત્યવતી એકદમ ચમકી અને દાસીને કહેવા લાગી "જોને, મહારાજ અત્યારે ઓચીંતા ક્યાં પધારે છે ?"

દાસી બહાર આવી અને છડીદારને પુછવા લાગી "મહારાજ, અત્યારે ક્યાં પધારે છે ?"

"મહારાજ અત્યારે અંતઃપુરમાં આવે છે."

"કેમ અત્યારે ઓચીંતા ?"

"તે તો મહારાજ જાણે."

દાસી ઉતાવળી ઉતાવળી પાછી ગઈ અને તેણે રાણીને કહ્યું "બા સાહેબ, મહારાજ અહીં પધારે છે."

એટલામાં તો આગળ છડીદાર અને પાછળ મહારાણો પ્રતાપસિંહ એમ બંને જનાનખાનામાં આવી પહોંચ્યા. હમેશની માફક પતિવ્રતા રાણી સત્યવતીએ પોતાને હાથે જ રાણાને બેસવાની ગાદી પાથરી અને તેની પાછળ એક સુંદર તકીયો મુક્યો અને રાણાને તેના ઉપર બેસાડ્યો. પછી બહુ નમ્ર થઈને જરા હસતે વદને રાણીએ પુછ્યું "આજ અત્યારે ઓચીંતું જ કેમ પધારવું થયું ?"

"રાણી, રાજકાજના કામ જ એવા છે. મસ્તક તેમના ક્ષત્રીયોના ધડ ઉપર છે પણ નથી જ સમજવા. ગૌ, બ્રાહ્મણ, સ્ત્રી અને પ્રજાને માટે જ

આ શરીર છે કઇ વખતે આ મસ્તક આપવુ પડશે એ કહી શકાતુ નથી ક્ષત્રીયોના મસ્તક બીજાને માટે જ છે ”

“ એમ બોલીને આપ શુ કહેવા માગો છો તે સમજાતુ નથી કૃપા કરીને કહો કે એચીતુ કેમ આવવુ થયુ ? ” રાણી અધીરી થઈ ને વચમા બોલી ઉઠી

“ રાણી, કેદારસિંહે બ્હારવટુ લીધુ છે અને તે બીજા રાજાઓને લઇને કનકપુર ઉપર ચઢી આવ્યો છે આપણી રૈયતને તે ત્રાસ આપે છે, તેથી હવે મારાથી એક ક્ષણવાર પણ ઢીલ ન કરાય ”

“ ખમા, બાપુ, ખમા રૈયતને માટે તો બાપુએ ઘણાએ તલવારના ઝખમ સહ્યા છે, એ કોનાથી અજાણ્યુ છે ! ” દાસી વચમા બોલી ઉઠી અને સર્વે તેની તરફ જોઇ રહ્યા

રાણો ક્રોધથી લાલચોળ આંખો કરીને બોલી ઉઠયો “ એ નામર્દ, એ બાયલો, રૈયતને પીડે છે લડવુ હોય તો આવી જાય મારી સ્હામે ! ” રાણો ગાજી ઉઠયો “ઓ નામર્દ ! સેંકડો વર્ષથી નિષ્કલંક રહેલા ક્ષત્રીયોના નામ ઉપર તે ધૂળ ફેરવી છે તેમનુ પવિત્ર લોહી તે આજ ભ્રષ્ટ કર્યુ છે સૂર્યવંશી રજપૂતોના મો હમેશને માટે તે કાળા કર્યા છે કોઇ ક્ષત્રીય વીરો હવે પોતાને ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવડાવવાને પોતાનુ માથુ ઉંચુ કરી શકવાના નથી. આવા કલંકનો બદલો ક્ષત્રીયોની પડતીમા અને ગુલામગીરીમા જ આવવાનો ! ”

રાણો બોલતો બંધ થયો અને ક્ષત્રીયોના કપટ અને નામર્દાઇનો ચિતાર મનમા ખડો કરવા લાગ્યો અને તે ચિતાર જોયો નહી જવાથી તેણે પોતાના બે હાથમા મુખ છુપાવી દીધુ. રાણી સત્યવતી વગેરે હજી પણ રાણાના આગમનનુ કારણ નહી સમજવાથી ચુપચુપ થઇને તેની સામે જોઇ રહ્યા

એટલામા પાછો રાણો બોલ્યો “ રાણી, હવે હુ શા માટે આવ્યો છુ તે તમને કહુ છુ કેદારસિંહે ચઢાઇ કરી છે, અને તેની સાથે ઘણા ક્ષત્રી રાજાઓ પણ આવ્યા છે તે સર્વે આપણને હરાવી આપણી પાસેથી રાજ્ય છીનવી લેવાનો ઇરાદો રાખે છે ”

“ અને પછી આખુ રાજ્ય માંહમાંહે વહેંચી લેવાનો ” રાણીએ હસતે હસતે કહ્યુ

"હા, વાટમા જ પડ્યુ છે તો !" લાલચોળ આખો કરી, તલવાર ઉપર હાથ મુકી, સિહની માફક ગર્જના કરતો વનરાજ વચમા બોલી ઉઠયો

"ત્યારે સર્વે લઢવાને માટે તૈયાર થાવ હુ લઢવાને જાઉ છુ. મને શુભ આશિષ આપીને વિદાય કરો રાજાએ યુદ્ધને પ્રસંગે રાણીની રજા લેવી એવી શાસ્ત્રની આજ્ઞા અને ક્ષત્રીયોની રૂઢિ છે તે રૂઢિ પ્રમાણે હું અહી આવ્યો છુ, મને રજા આપો, આશિષ આપો, અને આપણો સૌનો જય ઇચ્છો"

શુદ્ધ ક્ષત્રીયાણી સત્યવતીએ જવાબ આપ્યો "હા, સુખેથી પરવરો દુશ્મનો ઉપર જય મેળવીને પાછા ફરો ક્ષત્રીયાણી કદિ યુદ્ધની આડે આવતી નથી દેશને માટે લઢવુ એ આપણો ક્ષત્રીયોનો ધર્મ છે એ કાર્યથી આઘા ખશીને જે મો છુપાવે છે તે નામર્દ છે, બાયલા છે રાણાજી સુખેથી પરવરો, અને આ દાસીને આજ્ઞા કરો કે બખતર પહેરીને આપની સાથે આવે"

ક્ષત્રીયાણી પુરેપુરૂ શૂરાતન દાખવીને બોલી અને ક્ષાત્રબળ તેની આખો, શરીર અને રૂવે રૂવે વ્યાપી રહ્યુ સિંહણની સામે સિંહ જોઇ રહે તેમ રાણો વિચાર કરતો કરતો રાણીની સામે જોઇ રહ્યો ક્ષણવાર પછી પાછી રાણી રાણાને કહેવા લાગી "રાણાજી, કહો તો બખતર પહેરીને આવુ અને દુશ્મનને હરાવુ"

એ સાભળીને રાણો કઇક હસ્યો, અને રાણીના શૂરાતનનો વિચાર કરતો આમ તેમ જોવા લાગ્યો એટલામા એક જાસુસે આવીને બહારથી સમાચાર કહાવ્યા "મહારાજ, દુશ્મનો બહુ પાસે આવી પહોચ્યા છે, માનસિહ યુદ્ધમા જવાની ઉતાવળ કરે છે"

એ સાભળીને રાણી બોલી ઉઠી "રાણાજી, ટોળ કરવાનો આ વખત નથી હુ ખરૂ કહુ છુ મને આજ્ઞા આપો"

"રાણી, તમે સુખેથી અહી રહો હુ રણમા જઉ ત્યારે તમે રાજ્યનો કારભાર ચલાવજો યુદ્ધમાથી પાછો આવુ તો તો ઠીક છે, નહીં તો આ કનકપુરનો વહીવટ તમારા હાથમા સોપુ છુ, તેને આપણા સૂર્યવંશના કુળધર્મ અને સપ્રદાય પ્રમાણે બરાબર ચલાવજો અને વનરાજને એ ધર્મોથી વાકેફ કરજો. તમે સિહણ છો, તમારા સ્તનનુ દુધ એની નસોમા વહી રહ્યુ છે બાળપણમા સ્તનનું પાન કરાવીને તમે તેનામા જેમ ક્ષાત્રબળને રેડ્યુ છે તેમ જ

તેની યુવાવસ્થામા કુળધર્મ અને ક્ષાત્રધર્મ બન્નેને તમારા શિક્ષણદ્વારા તેના હૃદયમા રેડજો અને એને શુદ્ધ સૂર્યવશી ક્ષત્રીય બનાવજો, અને આપણા પૂર્વજ શ્રી રામની કીર્તિને ઉજ્જ્વલ કરજો રાણી, આપણી પ્રજાને પુત્રવત્ પાળજો, એ કુળધર્મને સૂર્યવશીઓએ કદિ છોડયો નથી અને એ ધર્મના પાલનમા જ તેમનુ ગૌરવ, તેજ, અને કલ્યાણ જળવાઇ રહેલા છે ”

“ રાણાજી, એવા અશુભ અવસરની વાત ન કરો જય આપણો જ છે સુખેથી યુદ્ધમા જાવ અને જય મેળવીને પાછા આવો ક્ષત્રીના મુખમાથી કદિ કાયરતાનુ વચન નીકળવુ ન જોઇએ ” વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલી પણ શુદ્ધ ક્ષત્રીયાણી સત્યવતીએ સિહણ જેવુ શુરાતન દાખવી પૂર્વના રજપૂતોની વટ અને આબરૂ સાચવવાનો વિચાર કરીને રાણાને ઉશ્કેર્યો અને તેને હિમત આપી

પાસેના ઓરડામા વનગાજની વડુ રભા બેઠી હતી શૂરવીર રાજાની પુત્રી રાજારાણીની વાતો સાભળતી હતી, અને તેનુ સિહણ જેવુ હૃદય યુદ્ધની વાતોથી ઉછળતુ હતુ રભા અને ગજારાણી વચ્ચે એક પડદો હતો એ પડદામા રહ્યે રહ્યે રભા સત્યવતીના વચનોને સાભળીને બોલી ઉઠી “ માતાજી, આપણા દેશનુ રક્ષણ કરવાને અને ક્ષત્રીયોનો વટ અને આબરૂ જાળવવાને હુ લડાઈમા જવાને તૈયાર છુ એ માટે મારા પ્રાણની પણ મને દરકાર નથી ”

એ સાભળીને રાજા અને રાણી બને આશ્ચર્ય પામ્યા અને પડદા તરફ આનદથી જોઇ રહ્યા ગણો વણો હર્ષ પામતો પામતો બોલી ઉઠયો “ શાબાશ, બેટા, શાબાશ ”

રાણીએ જવાબ આપ્યો “ બેટા, તમે બાળક છો, સુકુમાર પુષ્પની કળી છો, સગ્રામના સપાટા તે તમારાથી શી રીતે ખમાય બાપુ ? ”

રભાએ કહ્યુ “ બા, શુદ્ધ ક્ષત્રીયાણીએ આવુ બોલવુ એ શરમાવા જેવુ છે માતા, તમારા જેવી શૂરવીર પિતાની શૂરવીર પુત્રી, દેશની ખાતર પોતાનુ લોહી રેડનાર મારા સમરાજીના ઘરમા રહીને મને આવો બોધ કરે તો મારા શૂરવીર સમરાજીની સાતે પેઢીઓ કલકિત થાય, અને આપણી કીર્તિને ડાઘ લાગે ” રભાએ ભ્રકુટિ ચ્હડાવી અને રાણીના મહેલની બારીમાથી દેખાતા આઘે આવેલા વૃક્ષોની ઘટાઓ અને આકાશ તરફ પોતાની દૃષ્ટિને ચોટાડી

સત્યવતીએ ધીમે રહીને જવાબ આપ્યો "બેટા, હુ એ બધુ સમજુ છુ શૂરવીર તાતની હું શૂરવીર પુત્રી છુ, વિરાંગના છુ, ક્ષત્રીયાણીનુ શૂરાતન મારી નસે નસમા વ્યાપેલુ છે, અને આ મારો હાથ દુશ્મન સામે હથિઆર ચલાવવા સળવળી રહ્યો છે પણ, બેટા, તમે બાળક છો, તમારા જેવુ કુમળુ પુષ્પ સગ્રામમા કચડાઇ જાય એ મારાથી સહેવાતુ નથી મારૂ હૃદય એ વાતને વેઠી શકતુ નથી "

રાણી સત્યવતીનો મહેલ ગામની ભાગોળે, જ્યા ગામનો અને સીમનો લગભગ ભેટો થતો હતો, ત્યા આગળ બધાવેલો હતો તેની આગળ પાસે જ એક ભવ્ય સરોવર બાંધેલુ હતુ તેના કિનારા ઉપર આ મહેલ વસતવિલાસની ભવ્ય મૂર્તિ જાણે ઉભી ઉભી સરોવરના જળમા ડોકીયા કરતી હોય તેમ જણાતી હતી મહેલની ડાબી, જમણી, અને પાછલી બાજુએ અરધાક માઇલ સુધી ખુલ્લુ, અને કઇ કઇ રમણીય વૃક્ષોની ઘટાવાળુ મેદાન રાખવામા આવ્યુ હતુ તે મેદાનની પાછળ સરીઆમ રસ્તાઓ, પછી ખેતરોની લાબી લાબી હારો અને તેની પછી આઘે રળીયામણા ડુગરોના સુદર સમહો અહી તહી નજરે પડતા હતા મહેલની છેક નજદીકની બાજુ શિવાય સરોવરની બીજી ત્રણે બાજુએએ છાયાવાળા વૃક્ષો ઉગાડેલા હતા સરોવરની આસપાસ ફરવાનો સરીયામ રસ્તો હતો સરોવરનુ નિર્મળ પાણી કમળપુષ્પ, અને કમળપત્રથી લગભગ સઘળુ આચ્છાદિત થઇ રહેલુ હતુ

વસતવિલાસની એક પાછલી અટારીએ રાજવધૂ રભા ઉભી ઉભી વિચાર કરવા લાગી વધુવત્સલ સાસુજીએ કહેલા શબ્દો મનમા ને મનમા તે ઉથલાવી રહી સમય સૂર્યાસ્તનો થયો ભગવાન સૂર્યનારાયણ પોતાના કિરણોને સમેટી લઇ અસ્તાચળ પર્વતની પાછળ સંતાઇ જવાની તૈયારી કરવા લાગ્યા. જાણે કે એક લોહી જેવો રક્ત અને તેજસ્વી ગોળો આઘે આવેલા પર્વતોની હારો પરથી ધીમે ધીમે નીચે ગરબડી જતો હોય તેમ તે ધીરે ધીરે નીચે ઉતરતા દેખાતા હતા તેમના છુટા છવાયા કિરણો ડુગરોના શિખરોને પોતાના રંગે રગી રહ્યા હતા આકાશમા પક્ષીઓ કિલકિલાટ કરતા પોતાના માળાઓ તરફ પાછા ફરતા જણાતા હતા સરોવરમા સૂર્યકમળ બીડાતા હતા અને ચદ્રકમળ ખીલવાની તૈયારી કરતા હતા રસ્તા

ઉપર ગોવાળીયાઓ ગાયો ભેંસોને લઈને પાછા ફરતા દેખાતા હતા પાસે ગામમાંથી આવતો લોકોનો કલબલાટ રંભાના કાનમાં અથડાતો હતો

શ્રીસૂર્યનારાયણના પ્રકાશથી પ્રકાશિત થયેલા આગે આવેલા પર્વતોના શિખરો, શિલાઓ, વૃક્ષો, નદીઓ, અને મેદાનો ઉપર આર્યભૂમિના ગત ગૌરવનો અને વીરત્વનો ઇતિહાસ જાણે વાંચતી હોય તેમ રાજવધૂ રંભા ઘડીકમાં ડુંગરો તરફ, ઘડીકમાં આગળ આવી સરોવરના કમળ તરફ, ઘડીકમાં પાછી પાછલી અટારીએ જઈ આઘેના નદી, નાળા, અને ખીણો તરફ પોતાની દૃષ્ટિ નાખતી હતી કવચિત્ ક્ષણવાર અસ્ત થતા રવિરાજ તરફ તે પોતાનાં હરિણી સરખા ચપળ નેત્રો ચોટાડતી અને તેના કુંકુમ સરીખા રક્ત બિમ્બમાંથી છુટતા અનેક ભભકાદાર અને વિવિધ રંગનું જાણે કે તે પૃથક્કરણ કરતી હોય તેમ એકાગ્રતાને ધારણ કરતી સમય સાયંકાળનો થયો, ડુંગરો ઉપરથી રવિતેજ ખસવા લાગ્યું, અને રાજવધૂ રંભા આગળની અટારીએ આવી સરોવર ઉપર દૃષ્ટિપાત કરતી વિચારમાં ગોથા ખાવા લાગી આ વખતે તેના મુખ ઉપર છવાઈ રહેલી કુંકુમ સરીખી લાલ સુરખી જાણે સરોવરના કમળને પોતાના ભભકાભર્યા રક્ત વર્ણથી શરમાવતી હોય તેમ સરોવરના સઘળા કમળ સંધ્યા સમયના અંધકારનો શ્યામ વર્ણ ધારણ કરતા જણાતા હતા

પરદેશી રાજાની ચઢાઈ, તેનું સૈન્યદળ, સંગ્રામની યોજના, સમરાંગણભૂમિ, વીર પુરૂષોના પરાક્રમ, અશ્વ, હસ્તી, પદાતિ, વગેરેનું ચલનવલન, યોદ્ધાઓની દોડાદોડ, શૂરવીર સસરાજીનું શૂરાતન, અને હસ્તમાં ખડગ, ભાલાનું ગ્રહણ, આ સર્વ ચિતાર રંભાના મનમાં એક પછી એક આવવા લાગ્યા. તેનું શુદ્ધ ક્ષત્રીયાણીનું હૃદય ઉછળવા લાગ્યું સંગ્રામમાં જવું જ એમ નિશ્ચય થયો મારા દેશની ખાતર, મારી જન્મભૂમિની ખાતર, અને મારા સસરાજીની ખાતર, મારૂં શરીર રણભૂમિમાં રોળાશે તો તેના જેવું બીજું યશસ્વી અને તેજસ્વી કાર્ય કયું છે, એમ તેનું હૃદય તેને કહેવા લાગ્યું.

આ પ્રમાણે જાણે નાટકના પડદા એક પછી એક ઉપડતા હોય અને નવા નવા ચિતારો તેની દૃષ્ટિ આગળ થઈને પસાર થતા હોય તેમ રાજવધૂના માનસિક પટ ઉપર થઈને વિચારરૂપી અનેક

વાદળા પસાર થતા હતા કોઇ ક્ષણવાર રહેતા, કોઇ પોતાનો ભાવ પુરેપુરો ભજવતા, અને તેને ચિતાગ્રસ્ત કરતા કોઇ તેને જાગૃત કરી આવેશમા આણી દેતા, તેના યુવાન લોહીને ઉછાળના, અને તેને રૂવે રૂવે શૂરાતનને જગવતા આ સર્વ ચિતા, માનસિક વ્યથા, આશા અને નિરાશા રૂપી વ ટોળીયામા લપટાતુ, વળી આગે ખશી જતુ, વળી તેમા ઝપટાતુ રભારાણીનુ ચિત્ત વિવિધ વિચારોમા ઉડી રહ્યુ હતુ એટલામા દેશ ઉપર આવી પડેલી આફતથી આકુળ વ્યાકુળ થઇ રહેલી સત્યવતીએ આવીને રભાના વિચારોમા ભગ કર્યો

"બેટા, ચાલો, વખત બહુ થયો, તમારે શુભ હસ્તે રાણાજીને તિલક કરો અને તેમને વિદાયગીરી આપો મારે દિકરી નથી, તમે મારા દિકરી છો, ચાલો બેટા " રાણી સત્યવતીએ બહુ ગભીર-તાથી કહ્યુ

કેડે કટાર બાધી, હાથમા તલવાર લઈને સજ્જ થઇ રહેલી રભાએ જવાબ આપ્યો "પિતાજી વૃદ્ધ છે, મને રજા આપો, હુ જવાને તૈયાર છુ "

"બેટા, હજી ક્ષત્રીયોનો સૂર્ય અસ્ત થયો નથી ઘરડા ઘરડા પણ ક્ષત્રીયો પોતાનુ પાણી ખુવે એવા નથી ક્ષત્રીય પુરૂષો એવા કમ-તાકાત થયા નથી કે આપણે સ્ત્રીઓને યુદ્ધમા જવુ પડે."

" પુરૂષોને યુદ્ધમા મદદ કરવી એ શુદ્ધ ક્ષત્રીયાણીઓનુ કર્તવ્ય છે "

"બેટા, ક્ષત્રીયો નામર્દ કે બાયલા થઇ ગયા હોય એવો વખત હજી આવ્યો નથી એવો વખત આવે ત્યારે જ આપણી સહાયની જરૂર પડે, અને એવો વખત આવશે ત્યારે રજપુતાઇ રડાઇ છે એમ પણુ નક્કી સમજજો "

"પણ, બા, આ એક વાર કેડે બાધેલી કટારને પાછી છોડવી મને ગમતી નથી મને યુદ્ધમાં જવા દ્યો "

"બાધેલી છે તો રહેવા દ્યો, ક્ષત્રીયાણીઓના શીયળનુ એ રક્ષણ છે શીયળ આપણો શણગાર છે અને તેને જાળવવાને કટારીની જરૂર છે "

" ઠીક, ત્યારે બા ચાલો, પિતાજી ખોટી થતા હશે "

"હા, ચાલો

રાણી સત્યવતી અને રંભા નીચે આવ્યા એક ચાંદીની

થાળમા દાસીએ કેસર, કુકુમ, શ્રીફળ, સોપારી વગેરે આણ્યા અને રાણી સત્યવતીએ રંભાને કહ્યુ "બેટા, તમારા સસરાજીને આ કેસરનુ તિલક કરો અને આ શ્રીફળ અને સોપારી તેમના હાથમા આપો."

રંભા રાણાજીને તિલક કરી શ્રીફળ વગેરે આપવા લાગી. રાણી સત્યવતી પાસે ઉભી ઉભી ક્ષત્રીયાણીને છાજે તેવુ શૂરાતન દાખવીને ઉત્સાહથી ગાવા લાગી –

( માઢ )

કેસરનો કરાવુ ચાલ્લો, કથ જાઓ રણમોઝાર,
શુભ શકુન જોઇ સચરો, કરવા શત્રુ તણો સહાર—કેસ૦

મ દેહ કોઇ નવ રાખશો, રહે નિશ્ચયમા ઘણુ બળ,
ડગમગતો નહીં જીતશે, કહે શાસ્ત્ર નિશ્ચયનુ ફળ—કથ૦

સુખે સચરો પતિ માહરા, દેવા શત્રુદળને માર,
શીયળભગનો વ્હેમ હોય તો, શીર્ષ લીઓ આ વાર—કથ૦

આમ કહીને રાણી સત્યવતીએ પોતાનુ માથુ આગળ ધર્યું અને રાણાની તલવાર લઇ ડોકા ઉપર મુકી રાણાએ તે એકદમ પાછી ખેચી લીધી રાણી સત્યવતી પાછી આગળ બોલી

"કેમરભીના પતિ માહરા, જાઓ સુખથી રણ મોઝાર,
પાછે પગે જો આવશો તો, કરૂ ભસ્મ અગ તે વાર—કથ૦

કાયરનુ મુખ જોઉ નહી, ભલે હોય મમ ભરથાર,
કાષ્ટ ચૈયામા જઇ પડુ, કરૂ દેહ તણો ઓધાર—કથ૦

બીને હસ્તે કથજી, લઉ દુ ખડાનો ઓવાર,
શુદ્ધ ક્ષત્રાણી હોઉ તો, હરિ ચઢશે તમારી વાર—કથ૦

સિધાવો મારા નાથજી, ન કરશો વાર લગાર,
શીયળ મારૂ સાચુ હશે, તો હરિ કરશે જયજયકાર—કથ૦

"રાણાજી, હવે વિદાય થાવ, ચોઘડીયુ સારૂ છે, શુકન સારા થાય છે પેલી ચાર પાચ કુવારિકાઓ સામેથી આવતી જણાય છે. પણ ધ્યાનમા રાખજો કે રણમા પાછી પાની કરનારનુ મુખ હું જોતી નથી "

રાણો સાભળી રહ્યો તેની આખો લાલચોળ થઇ ગઇ તેના મગજમા ખુન્નસ વ્યાપી રહ્યુ એના એજ વિચારો તેના મનમા

ઘોળાયા કર્યા, અને રાતે પણ એના એજ વિચાર કરતો રાણો ઘડીક વાર સુતો પણ ઉંઘમા પણ એ એનુ એ જ લવ્યો "કેદારસિંહને તો ઠાર મારૂ"

લશ્કરને તૈયાર થવાનો હુકમ રાણાએ રાતથીજ છોડયો હતો તેથી સવારના ચાર વાગતા આખુ લશ્કર રાજમહેલ આગળ એકઠુ થવા લાગ્યુ સેનાપતિઓ, સરદારો, દરફદારો, બંદુકવાળાઓ, ભાલા-વાળાઓ, ઘોડેસ્વારો, તોપચીઓ વગેરે પણ ત્યા હાજર થયા

પ્હો ફાટતા રાણો સગ્રામે ચ્હડયો રણશીંગા, ઢોલ, શરણાઇઓ, વગેરેનો સાદ ગગનને ભેદી રહ્યો આખુ લશ્કર સ્વારીના રૂપમા ગોઠવાઇને ચાલ્યુ તેની પાછળ એક હાથી ઉપર રાણો અને બીજા ઉપર વનરાજ બેશીને નીકળ્યા

કનકપુરના રાજમાર્ગની બને બાજુઓ લોકોથી ભરાઇ ગઇ ઠેર ઠેર લોકોની ઠઠ બાઝી પોતાના લોકપ્રિય રાજાને શુકન કરાવવાને ઉત્સાહિત નગરજનો ઠામ ઠામ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા રસ્તાની બને બાજુએથી ઘરની બારીઓ અને ઓટલા ઉપરથી સૌભાગ્ય-વતી યુવતિઓ અને કુવારિકાઓએ કુકુમ અને અક્ષત છાટયા કનકપુરનો આખો રાજ માર્ગ કુકુમ, પુષ્પ, અને અક્ષતથી સોહાઇ રહ્યો

ભાટ, ચારણો, અને કવિઓ કવિત ગાતા ગાતા રાણાનો જય ઇચ્છવા લાગ્યા બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યો, અને વૃદ્ધ નારીઓએ તેના ઓવારણા લીધા

રસ્તામા જતે જતે રાણાએ બ્રાહ્મણોને દાન આપ્યા ગરીબોને માટે તેણે પૈસા, પાવલીઓ, અડધા, રૂપીઆ વગેરે ઉછાળ્યા, અને કોઇને વસ્ત્રદાન પણ કર્યું

રસ્તામા એક સ્થળે વીસ પચીસ કુવારિકાઓ હાથમા કુકુમ અને શ્રીફળ લઇને ઉભી હતી તેમણે તેનો માર્ગ રોકયો તેમની લાગણીઓ અને ભાવને માન આપીને રાણો હાથીએથી નીચે ઉતર્યો કુવારિકાઓએ તેને કુકુમનુ તિલક કર્યું અને હાથમા શ્રીફળ આપ્યા રાણાએ દરેકના હાથમા અકેકી સોના મહોર મુકી રાણો પાછો હાથી ઉપર બેઠો અને સ્વારી આગળ ચાલી

આગળ જતા કેટલાક શેઠીઆઓ રાજમાગ ઉપર ઉભેલા રાણાની દષ્ટિએ પડયા તેમના હાથમા એક ચાદીની પેટી હતી તે પેટી સુવર્ણમહોરોથી ભરેલા હતી શેઠીયાઓની અરજથી રાણાએ

હાથીને ઉભો રખાવ્યો નગરશેઠ હાથી ઉપર ચ્હડયો અને હાથમા રાખેલી ચાંદીની પેટી રાણાની પાસે મુકીને બોલ્યો "રાણાજી, આ અમારી નજીવી ભેટનો સ્વીકાર કરો"

પ્રસન્ન થઈને રાણાએ હસતે વદને જવાબ આપ્યો "ક્ષત્રી કોઈ દિવસ હાથ ધરતો નથી"

નગરશેઠે હાથ જોડીને કહ્યુ "આ કઈ દાન નથી, એ તો અમે નગરજનો તરફથી તમારી સેવા છે સગ્રામે જતા તમને અમે અમારા તન, મન, અને ધન અર્પણ કરીએ છીએ રાણાજી, હથિયાર કેમ ધરવા એ તો અમને વાણીયાઓને આવડતુ નથી, એટલે અમારી પાસે જે કઈ છે તે આપને અર્પીએ છીએ માટે આનો સ્વીકાર કરો"

રાણો વધારે પ્રસન્ન થઇને બોલ્યો "મારે તમને આપવાનો આ વખત છે લેવાનો નથી"

"આપે ઘણુએ આપ્યુ છે, ને હજી આપશો આપના પ્રતાપે જ અમે ધનસપત્તિ ભોગવીએ છીએ"

"ત્યારે આ પણ ભોગવો" રાણાએ પેટી હાથમા લીધી અને તેને નગરશેઠના હાથમા પાછી મુકવા માડી

"મહારાજ, સગ્રામને વખતે અમે તમને શી સહાય કરીએ! આ ફુલ નહી ને ફુલની પાખડી લાવ્યા છીએ સ્વીકારો!"

"શેઠજી, તમારો સૌનો ભાવ છે એ મારે લાખો રૂપિયા છે આપ્યુ લીધુ કોઇનુ પહોચતુ નથી"

"ત્યારે શુકનની પાચ મહોરો લઇને આપ વિદાય થાવ મારો હાથ આપ પાછો ઠેલશો નહી પ્રભુ આપને જય આપે! અમારી આપને આશિષ છે"

બોલતે બોલતે નગરશેઠના અતરની લાગણીઓ અને ભાવ ઉભરાઇ રહ્યા રાણો તેનો હાથ પાછો ઠેલી શકયો નહી ક્ષત્રી છતા પણ રાણાએ પાચ મહોરોનો સ્વીકાર કર્યો

"મહારાજ, ન કરે નારાયણ, પણ જરૂર પડે તો આ સેવકોને સભારજો અમે તમારા છીએ અમારૂ સર્વસ્વ તમારૂજ છે" એમ કહી નગરશેઠ નીચે ઉતર્યો સ્વારી આગળ જવા લાગી, અને તે બિપિનચદ્રના બગલા આગળ આવી પહોચી

બગલાના છજામા પ્રિયવદા, બિપિનચદ્ર, હૃષીકેશચદ્ર વગેરે બેઠા હતા તેમણે રાણાને પ્રણામ કર્યા અને પુષ્પથી વધાવ્યો

નીચે બગવાના ઓટલા ઉપર હાથમા મોતીની થાળ, કુકુમ, અને રાખડી લઈને ગુલાબની કળી સરીખડી મૃણાલિનિ ઉભી હતી તેણે ફુલગુલાબી રગનો સાળુ પહેર્યો હતો તેનુ સુશોભિત લાલાશથી ભરેલુ અને જરા ઉત્રડેલુ મુખારવિદ પ્રભાત સમયના આછા પ્રકાશમા કિચિત્ ખીલેલા રક્ત કમળ જેવુ દીસતુ હતુ મોતીની બગડીઓથી અલકૃત થયેલા તેના હાથ પુષ્પવાળા જુઇના વેલા સમાન શોભતા હતા

રાણાએ અને વનરાજે પોતાના હાથી ત્યા ઉભા રખાવ્યા મૃણાલિનિએ મોતીની થાળથી તેમને વધાવ્યા પછી વનરાજ હાથી ઉપરથી નીચે ઉતર્યો મૃણાલિનિએ તેને તિલક કયુ અને હાથે રાખડી બાધીને ઓવારણા લીધા વનરાજે પચાસ મહોરો પસલીમા આપી પછી સ્વારી આગળ ચાલી આમ કનકપુરની સઘળી વસ્તીની શુભ આશિષ લેતો લેતો રાણો રણસગ્રામને માર્ગે પરવર્યો

જતે જતે રાણાએ હુકમ કર્યો કે રાજ્યના સઘળા કેદીઓને છોડી મુકવા, ગરીબોને ભોજન આપવુ, મદિરોમા ગાયોના દાન કરવા, અને સાધુ જનોને સતોષવા

તે આખો દિવસ કનકપુરમા ઉત્સવ તરીકે પળાયો ઘેર ઘેર ભજન કીર્તન થયા, ગરીબોને દાન અપાયા, અને રાણાનો જય ઇચ્છી પ્રજાજનોએ પોતાની ફરજ અદા કરી તે દિવસે કનકપુરની ભૂમિએ આર્યપ્રજાની રાજ્યભક્તિની પરિસીમા નિહાળી

સઘળુ લશ્કર રણસગ્રામ ઉપર જઇ પહોચ્યુ રાણો અને વનરાજ એક તબુમા બેઠા અને ત્યાથી એક જાસુસને મોકલી રણમલસિંહ તથા કેદારસિહને કહાવ્યુ કે કાલે સવારે પ્હો ફાટતા લઢવાને તૈયાર થવુ નહાસતા ભાગતા લઢવુ એ તો બાયલાઓના કામ છે શૂરાઓએ તો સામસામા આવી જવુ

બીજે દિવસે પ્હો ફાટતા બને બાજુના લશ્કર સામસામે ગોઠવાઇ ગયા નોબતો ગડગડી, ઢોલ અને રણશીંગાનો અવાજ ગગનમા પહોચ્યો મસ્તક જાય પણ પાછી પાની ન કરવી એવો રાણાનો સકલ્પ હતો તેથી તે સૌને મોખરે ધસ્યો અને દુશ્મનોની છાવણી આગળ આવી પહોચ્યો હાથી, ઘોડા, પાયદળ, ડકા, નિશાન, સૌ તેની પાછળ આવ્યુ

વનરાજ અને રાણો પ્રતાપસિહ હાથમા તલવારો લઇને લશ્કરને માખરે ઉભા હતા, પણ રણમલસિહ અને કેદારસિહ લશ્કર-ને આગળ કરી તેનો આશ્રય લેતા હતા

રાણા પ્રતાપસિહે તેમને બહુ શોધ્યા પણ તે જડયા નહી આખરે તેણે કહાવ્યુ કે આમ લશ્કરનો વાણુ કઢાવવો એ તો બાયલા ઓના કામ છે આગળ આવી જાવ અને જાતે યુદ્ધ કરો પણ તેને કઇ જવાબ મળ્યો નહી

રાણાની આખ હવે વિફરી હાથમા તલવાર લઇને તે એકલો રણમા ઘુમ્યો તેને એકલો આગળ આવતો જોઇને દુશ્મનનુ લશ્કર કઇક તિરસ્કારથી હસવા લાગ્યુ પણ જ્યારે તેણે એક પછી એક દુશ્મનોના માથા ઉડાવવા માડયા ત્યારે કેદારસિહના લશ્કરમા હાહા-કાર થઇ રહ્યો કનકપુરના લશ્કરે ખુશાલીનો પોકાર કર્યો અને દુશ્મનો પણ તેને મનમાથી શાબાશી આપ્યા વગર રહ્યા નહી

આમ બે ચાર દિવસ યુદ્ધ ચાલ્યુ લશ્કરનો ઘાણ વળવા માડયો

રાણા પ્રતાપસિહે હવે વધારે ગુસ્સે થઇને કેદારસિહને શોધી કહાડવાનો યત્ન કર્યો તે આગળ ધસ્યો તેની પાછળ વનરાજ ગયો બાપ દિકરાએ મળીને કેદારસિહ તથા રણમલસિહને શોધી કહાડયા રાણાએ તલવારથી કેદારસિહનુ મસ્તક ઉડાની દીધુ "હે બાયલા !" કનકપુરના લશ્કરમા મોટો જયઘોષ પ્રસરી રહ્યો.

રણમલસિહ નાસી ગયો દુશ્મનના લશ્કરમા ફરી હાહાકાર થઈ રહ્યો તેમા ભગાણુ પડયુ અને જેમ નસાય તેમ સર્વે નાઠા

કેદારસિહનુ મસ્તક લઇને રાણો પાછો ફર્યો, છાવણીમા આવ્યો, અને લશ્કરને શાબાશી આપવા લાગ્યો પછી બપોરે તેણે કોઇને શાલ, કોઇને પાઘડી, કોઇને સુવર્ણ મહોરો, અને કોઇને ગામ ગરાસ બક્ષિસ આપી સૌના શુરાતનની કદર કરી

કનકપુરમા જયની વધામણી ફેલાઇ રહી લોકોના હર્ષનો પાર રહ્યો નહી બમણા પ્રેમથી તેઓ પાછા રાણાને વધાવવાની રાહ જોવા લાગ્યા

કેદારસિહની સ્ત્રી કુવરબા એના મૃત્યુની વાત જાણી રણમા આવી તેણે શબને ખોળી કહાડયુ જુવે છે તો મસ્તક મળે નહી ધડને ખોળામા લઇને તે ચોધાર આસુએ રોવા લાગી અને બોલી

" મારા નાથ ! તમને આ શુ સુઝયુ ? બળીયા સાથે બાથ ભીડવી એમા મૃત્યુ જ હોય મે તમને પહેલેથી જ કહ્યુ હતુ "

કુવરબાએ માથાના વાળ છુટા કર્યા તેની આખો રોઇ રોઈને રાતી થઇ ગઇ હતી હવે તે દુખ અને ડરની મારી ફાટી ગઇ સતી પતિનુ મસ્તક ખોળવાને આમ તેમ જોવા લાગી મુખથી તે બોલી " ઓ મારા પતિ ! મારાથી આમ શુ રીસાયા ! છેવટની ઘડીએ પણ મુખ જોવાનો મને અધિકાર નહી ? "

એક જાસુસને તેણે પ્રતાપસિહ પાસે મોકલ્યો અને કહેવરાવ્યુ " સાચા ક્ષત્રી થઇને મસ્તક આપી દ્યો મારે સતી થવુ છે "

રાણાએ છાવણીમા બેઠે બેઠે કહાવી મોકલ્યુ ' મસ્તકની ચિતા કરશો નહી કાલે તે તમારે ત્યા પહોચાડવામા આવશે "

એટલામા રાણાના હુકમથી છાવણીમા રણશીગા, શરણાઇઓ વગેરેનો ઘોષ થઇ રહ્યો થોડા લશ્કરને પાછા ફરવાનો હુકમ મળ્યો રણમલસિહને છાનો પકડવાનુ કામ રાણાએ વનરાજને સોપ્યુ તેણે કહ્યુ ' રણમલસિહ પકડાય નહી ત્યાસુધી જય અધુરો છે '

રાણો પ્રતાપસિહ આગળથી કનકપુરમા આવ્યો વનરાજ લશ્કર સાથે છાવણીમા રહ્યો

રાણો ઘેર આવીને એકદમ જનાનામા ગયો અને રાણી સત્યવતીને કહેવા લાગ્યો " લ્યો આ કેદારસિહનુ મસ્તક ! હવે થયુ ? "

" હવે હુ તમારૂ મુખ જોઇશ '

" પણ રાણી, દુશ્મન થવુ, પણ દાના થવુ

" એમ કેમ ? "

" કેમ તે હવે આ મસ્તકને કુવરબાને પહોચાડવુ એ ખરા ક્ષત્રીનુ કર્તવ્ય છે "

" હા, ત્યારે તેમ કરો "

" તે તમારે કરવાનુ છે "

" હા, હું તે કરીશ "

" પણ દુશ્મનને ઘેર જવાશે ? હલકુ તો નહી લાગે ? "

" ક્ષત્રીવટ સાચવવી એમા હલકુ શુ ? "

" ક્ષત્રી કદિ પડયા ઉપર પાટુ દેતો નથી "

" હા, મહારાજ, અને ક્ષત્રાણી કદિ ટેક છોડતી નથી "

" ઠીક ત્યારે, લ્યો. "

' થોડીવાર તો એને રાજમહેલને દરવાજે મુકાવો કે લોકો એને જુવે "

" રાણી, દુસ્મન ગમે તેવા હોય પણ તેના મસ્તક કે શબની અવગણના કરવી એ ખરા ક્ષત્રીને છાજતુ નથી "

" ત્યારે જેમ મહારાજની આજ્ઞા "

" આજ્ઞા તો એજ કે એને કુવરબાને આપી આવો "

" માણસ સાથે મોકલુ તો !"

" એ તો એનુ અપમાન થાય "

' ત્યારે ? "

" તમે જાતે જઇને માનથી આપી આવો સાથે રંભાને લઇ જજો "

" ઠીક, તેમ કરીશ "

" કાલે કુવરબા એની માગણી કરશે "

" માગતા પહેલુ પહોચાડવુ એમા જ આપણી ક્ષત્રીયોની શોભા "

" ત્યારે એ કામ તમને જ સોપુ છુ "

" મહારાજ, હવે એ બાબતમા નિશ્ચિત રહેજો ક્ષત્રાણી પોતાનો ધર્મ નહી ચુકે "

બીજે દિવસે રાણી સત્યવતી અને રંભા મસ્તક લઇને કુવરબા પાસે ગયા એક અધારા ઓરડામા કુવરબા બેઠી હતી તેના માથાના વાળ છુટા હતા રોઇ રોઇને તેની આખોમા અશ્રુ ખુટયા હતા નિસાસા નાખતી અને સામે પડેલા ધડ સામે જોતી તે વારવાર બોલતી હતી " મારા નાથ ! "

સત્યવતી અને રંભા ત્યા આવી પહોચ્યા એક દાસી તેમને કુવરબા પાસે લઇ ગઇ કોઇ પુરૂષનો સચાર થયો એમ જાણી કુવરબાએ ઘુમટો ખેચ્યો અને એક આખને જરા ઉઘાડી કરીને જોયુ

સત્યવતી બોલી "બીજુ કોઈ નથી એ તો હુ સત્યવતી છુ "

કુવરબાએ તેમને ઓળખ્યા અને તેની આખમા રોષ ભરાઇ આવ્યો દુશ્મનની સ્ત્રીને જોઇને તેના વિશાળ નેત્રો લાલચોળ થયા તેણે મુખ ખુલ્લુ કર્યું સભ્યતાની ખાતર પોતાના વેરીની પણ સ્ત્રીને માન આપવાને તે તૈયાર થઇ સત્યવતી અને રંભા તેની પાસે ગયા અને નમીને પગે લાગ્યા

કુવરબા કઇક આશ્ચર્ય અને કઇક શકાથી તેમની સામે

જોઇ રહી, તેના મનમા વિચાર થયો “ કોઇ દિવસ નહી અને આજ કેમ આવ્યા હશે ! ”

“ માતાજી તમારૂ કલ્યાણ કરે ” એમ કહીને તેણે દુશ્મનની સ્ત્રીને પણ આશિર્વાદ આપ્યો

પછી ધડ સામે જોઇને તે પાછી બોલી “ મારા નાથ ! ”

તેની આખો ફાટી ગઇ ધડમાથી લોહી ટપકતુ હતુ તે તેણે પોતાના લુગડામા ઝીલી લીધુ તેનુ લુગડુ લોહીથી ભીજાઇ ગયુ તેને વારેવારે જોઈને કુવરબા ચોધાર આસુએ રોવા લાગી

સત્યવતી અને રભાથી ગેવુ ખાળી શકાયુ નહી તેમની આખો-માથી પણ અશ્રુ ટપકવા લાગ્યા

થોડીવારે કુવરબા છાની રહી તેણે ચિત્તને કઇક સ્વસ્થ કર્યુ અને પતિના ધડને અગ્નિદાહ કરવાના વિચારમા તે પડી

એટલામા સત્યવતીએ હાથ લાબો કર્યો અને લુગડામા વીટાળેલા બાળકને આપતી હોય તેમ મસ્તકને તેના ખોળામા મુકયુ અને બોલી:

“ આ લ્યો ”

કુવરબાએ લુગડુ ખસેડયુ અને પતિના મસ્તકને ખોળામા રાખી તેના તરફ એક ટહશે જોઇ રહી અને “ મારા નાથ ” એમ બોલતી બોલતી ચોધાર આસુએ રોઇ પડી

સત્યવતી અને રભા હજી સામે ઉભા જ હતા તેમને કુવર-બાએ બેસો પણ કહ્યુ નહી તેની આખો દુખ અને ગભરાટથી છળી ગઇ હતી તે પોતાનુ ભાન ભૂલી ગઇ હતી થોડી વાર પછી તેની આખોમા અશ્રુ સુકાયા તેને કઇક ભાન આવ્યુ તેણે ઉચુ જોયુ સત્યવતી તરફ જોઇને તે બોલી “ આ ઉપકારનો બદલો હુ કયે ભવ વાળીશ ? ”

“ બ્હેન, એમા ઉપકાર શો ? સ્ત્રી જ સ્ત્રીના હૃદયને સમજે ” સત્યવતીએ ધીમેથી જવાબ આપ્યો

“ પણ દુશ્મન હજો પણ દાના હજો ” એમ બોલીને કુવરબાએ સત્યવતીને માન આપી પોતાની પાસે બેસાડી

“ પોતાનો ધર્મ ન બજાવે તે ક્ષત્રાણી નથી ”

“ શાબાશ, વીર રાણાની વીરાગના તને શાબાશ છે ”

“ પડેલાને પાળવુ એ ક્ષત્રીયોનો વટ છે ”

“ એવા ક્ષત્રીયો તો હવે વિરલા જ છે ”

“ એટલાયે છે ત્યાસુધી રજપુતાઇ રડાઇ નથી ”

"તમારો હું શો બદલો વાળું !"

"બદલો હવે એ જ કે અમારા લાયક કંઇ સેવા અમને સોંપો"

"ધન્ય છે, ધન્ય છે !"

"મહારાજની આજ્ઞા છે કે સતી માતાની સેવામાં હાજર રહેવું, માટે કંઇ આજ્ઞા કરો"

"અંબે મા તમારૂં સારૂં કરો"

"પણ સતી માની આજ્ઞા સાંભળવાને અમે આવ્યાં છીએ"

"કાલે સવારે હું સતી થઇશ તે વખતે કંઇ મદદ કરજો"

"બહુ સારૂં" કહીને સત્યવતી અને રંભા ગયાં

કુંવરબા આખી રાત ત્યાંની ત્યાંજ બેશી રહી સવારના ચાર વાગ્યા કે આખા કનકપુરમાં ગોર બકોર થઇ રહ્યો કે કુંવરબા સતી થાય છે

લોકો હાથમાં કુંકુમ, શ્રીફળ, પુષ્પ વગેરે લઇને બહાર નીકળ્યા. રાણાએ ડંકા, નિશાન, રણશીંગાં, વાદ્ય વગેરે મોકલ્યાં અને કુંવરબા મસ્તક લઇને વાજતે ગાજતે સ્મશાન તરફ ચાલી મુખથી તે "જય અંબે, જય અંબે" બોલતી જતી હતી

રસ્તામાં લોકો તેનો આશિર્વાદ લેવાને પગે પડતા સતી તેમને માથે હાથ મુકતી રસ્તાની બંને બાજુએ લોકોની ઠઠ બાઝી રહી જય અંબેના પોકાર આખા ગામમાં ગાજી રહ્યા લોકોએ સતીને પુષ્પ, કંકુ અને ચોખાથી વધાવી કેટલાકે શ્રીફળ વધેર્યાં કેટલાકે બાધા લીધી આખા કનકપુરનો રાજમાર્ગ પુષ્પ, કંકુ અને ચોખાથી છવાઇ રહ્યો

ગામની બહાર રાણાએ સુખડનાં કાષ્ઠની ચિતા કરાવી મસ્તક લઇને સતી તેના ઉપર ચઢી મસ્તક તેણે ખોળામાં મુક્યું રાજગોરે તેને તિલક અર્ચા કર્યાં બ્રાહ્મણો મંત્રો બોલવા લાગ્યા, ડંકા અને ઢોલ ગડગડયા, શરણાઇ અને રણશીંગાં ફુંકાયાં, અને સૌનો એકઠો મળેલો નાદ ગગનને ગજાવી રહ્યો

ગુમાનસિંહે અગ્નિસંસ્કાર કર્યો અગ્નિની જ્વાળા ચારે બાજુએ પ્રસરી ચારે પાસ ફુલ અને કંકુની વૃષ્ટિ થઇ. કુંવરબાનો દેહ બળવા લાગ્યો બળીને ભસ્મ થયો લોકો પાછા ફર્યા અને પાછા જતે જતે બોલ્યા "ધન્ય છે કુંવરબાને ! આ તો ઉકરડામાં રત્ન પાક્યું ! ક્યાં કેદારસિંહ અને ક્યાં કુંવરબા !"

## પ્રકરણ ૧૨ મું.

## વિજયી વનરાજ.

બીજે દિવસે સવારમા પ્હો ફાટતા જ પાછી લડાઇ શરૂ થઇ

વનરાજ હવે એકલો છે એમ ધારીને રણમલસિહ સઘળી સેનાને એકઠી કરી મોખરે આવ્યો મધ્યાન્હ થતા સુધી યુદ્ધ ચાલ્યુ લશ્કરનો ઘાણુ વળવા માડયો આખરે વનરાજ એકલો હાથમા તલવાર લઇને આગળ ધસ્યો રણમલસિહ તેની સામે આવ્યો બનેનુ પરસ્પર યુદ્ધ ચાલ્યુ રણમલસિહે આખરે કુદીને ઘણા જોરથી એક ઘા વનરાજ ઉપર કર્યો તેણે તે ઢાલ ઉપર ઝીલી લીધો રણુ-મલસિહની તલવારના કકડા થયા

પછી વનરાજે એકદમ કુદીને તેના ઉપર એવો તો સખત ઘા કર્યો કે તેની તલવાર રણુમલસિહના મસ્તકને છેદીને આરપાર એક વેત નીકળી ગઇ રણમલસિહ નીચે પડયો કનકપુરની સેનાએ ખુશાલીનો પોકાર કર્યો વનરાજે તેને જીવતો બધાવ્યો અને છાવણીમા આણ્યો

બીજે દિવસે સવારમા લશ્કરને પાછા ફરવાનો હુકમ મળ્યો, વનરાજ જય પ્રાપ્ત કરીને પાછો આવે છે એવા સમાચાર આખા કનકપુરમા ફેલાઈ રહ્યા કુવરને ઘણી ધામધુમથી નગરમાં લાવવો એવો રાણાનો વિચાર હતો તેથી તે ભાયાતો સરદારો વગેરેને લઇને નગરથી ત્રણ ગાઉ દૂર સુધી સામે લેવાને ગયો નગરજનો પણ આ તકનો લાભ લઇને તેની સાથે ગયા ત્યા રાણાએ એક બે કલાકનો મુકામ કર્યો આસપાસના રાજા રજવાડાઓએ પણ તેને માન આપ-વાને પોતાના કારભારીઓને મોકલ્યા હતા કેટલાક તો જાતે જ આવ્યા હતા સર્વેની આગતા સ્વાગતા કરતો રાણો એક મોટા ભવ્ય મડપમા બેઠો હતો એટલામા વનરાજની સ્વારી આવી પહોચી રાણાને જોઇને વનરાજ હાથી ઉપરથી નીચે ઉતર્યો અને પિતાને પગે પડયો, રાણાએ તેને આશિર્વાદ આપ્યો

પછી બધાએ ભેગા મળીને કનકપુર જવાને નીકળ્યા સર્વેને સ્વારીના રૂપમા ગોઠવવામા આવ્યા અને ઘણી ધામધુમ સાથે વનરાજ નગર પાસે આવી પહોચ્યો

દરવાજામા પેસતા લોકોની નજરે પહેલા તો ઘોડા ઉપર ડકા વાગતા

માલમ પડયા ડંકાની પાછળ જરીપટકાના વાવટાઓ ઉડી રહ્યા હતા. તેમની પાછળ લશ્કરી દબદબા સાથે પાયદળ ચાલી રહ્યું હતું પાયદળ પાછળ પાચેક હજાર ઘોડેસ્વારો જરીના પોશાક પહેરી રંગબેરંગી ઘોડાઓ નચાવતા ચાલતા હતા તેઓની પાછળ કનકપુરના ભાયાતો ડોલતા હાથી ઉપર બિરાજમાન થઈ મુછો ઉપર તાલ દેતા પ્રેક્ષકોને પોતાનો ભપકો બતાવતા હતા

તેમની પાછળ એક બ્રહ્મદેશથી મંગવેલો ધોળા રંગનો મોટો હાથી, રંગબેરંગથી રંગેલો, હીરા મોતીથી જડીત ઝુલો સાથે પોતાની સુશોભિત સુંઢ આમતેમ હલાવતો અને વખત બેવખત ઉંચી કરતો લોકોના જોવામા આવ્યો તે હાથી ઉપર ગોઠવેલી સોનાની અંબાડીમા વિજયી વનરાજ બેઠો હતો. તે પચીસેક વર્ષની ઉમરે પહોચેલો હતો લશ્કરી પોશાકમા જાણે દસેરાની સ્વારીમા ચ્હડયો હોય એવી ઢબથી બિરાજમાન થએલો તે દેખાતો હતો તેનો પોશાક ઘણોજ સુશોભિત હતો તેણે માથે જે મંદીલ બાધેલું હતું, તેનો રંગ ગુલાબના ફુલને ઝાંખુ પાડી નાખે એવો હતો તે મંદીલમા એક હીરો બાધેલો હતો તે તેના ભવ્ય લલાટ ઉપર મધ્ય ભાગમા આવી તેની શોભામા વધારો કરતો હતો, અને તેના ઉપર પડતા સૂર્યના પ્રકાશને પાછો ફેકીને લોકોની આખોને આજી નાખતો હતો ઉંચા લીલા રંગના મખમલનો ઝભ્ભો તેણે પહેર્યો હતો એ ઝભ્ભામા જડેલા હીરા મોતી પન્ના વગેરે જવાહીરથી તેના મ્હોનો ચ્હેરો ઘણો સુશોભિત દેખાતો હતો અને એક બહાદુર રજપુતનું ચૈતન્ય તેની આખ અને મુખ ઉપર ઉભરાઈ જતુ માલમ પડતુ હતુ

વનરાજના હાથીની પાછળ બીજા કેટલાએક હાથીઓ ચાલી રહ્યા હતા તે ઉપર રાણો પ્રતાપસિંહ, અન્ય રાજાઓ, તથા જુદા જુદા રાજ્યોના કારભારીમંડળ બેઠેલા નજરે આવતા હતા પાછળ પણ ઘણા ઘોડેસ્વારો તથા પાયદળ ચાલતુ હતુ, તેમજ નગરના શેઠ શાહુકારોના વાહનોની હાર જોવામા આવતી હતી

ગામની ભાગોળે એક બાગમા થોડીવાર મુકામ કરવાનો હતો. ત્યા જુદા જુદા રાજ્યો તરફથી નજરાણા અને ભેટ થવાના હતા બાગના દરવાજામા પેસતા જ, વનરાજનો હાથી આવ્યો કે તરતજ લોકોએ તેના ઉપર પુષ્પ, ગુલાલ, અને ચોખાની વૃષ્ટિ કરી

બાગની પાસે જ એક મહાદેવનુ મોટુ દેવળ હતું રાણાની

આજ્ઞાથી કુવર ત્યા દર્શન કરવાને ગયો તેના હાથી પછવાડે હજારો માણસોના ટોળા ગયા અને તેના ઉપર પાછો ફુલ અને ગુલાલનો વરસાદ વરસાવ્યો કેટલાએકે મુખેથી મોટો ઘોષ કરી મુકયો "હર હર મહાદેવ! શ્રી રામચંદ્રકી જય! પ્રતાપસિંહ ઘણુ જીવો! વનરાજ ઘણુ જીવો!"

મહાદેવનુ દેવાલય આવ્યુ એટલે મ્હાવતે હાથીને બસાડી વનરાજને હાથી ઉપરથી ઉતરવાને એક સોનાની સીડી મુકી દીધી વનરાજ શિવાલયમા દાખલ થયો ઉમાપતિ શ્રી શંકરને તે હર્ષપૂર્વક નમ્યો. બ્રાહ્મણોએ વેદોચ્ચાર કર્યો, અને મહાદેવને ચ્હડાવેલા પુષ્પ, બીલીપત્ર તથા નમણુ તેની આગળ ધર્યા વનરાજે પુષ્પ અને બીલીપત્ર લઇને મસ્તક ઉપર ધર્યા અને નમણથી આખના પોપચા ભીના કર્યા

દર્શન કરીને કુવર પાછો ફર્યો અને બાગમા ઉભા કરેલા એક ભવ્ય અને વિશાળ મંડપમા દાખલ થયો નગરજનોને પણ તેમા પ્રવેશ કરવાની છુટ રાણાએ આપી હતી તેથી ઘણાખરા મંડપની શોભા જોવા, ઘણાખરા ખાસ વનરાજને જોવા, અને કેટલાક ખાસ રાજ્યભક્તિ દર્શાવવાને આવજાવ કરતા હતા એ મંડપમા જે જતુ તેના ઉપર કેસરીઆ રંગનો તથા ગુલાબજળનો વરસાદ વરસતો હતો નગરમા પણ આજરોજ દરેક જગ્યાએ રંગ ગુલાલ વરસી રહ્યા હતા અને જ્યા ત્યા ગાનતાન ચાલી રહ્યુ હતુ

સાજના ચાર વાગ્યે સ્વારી નગરમા પ્રવેશ કરવાની હતી લોકોએ રાજાના મહેલથી તે ઠેઠ ગામના દરવાજા સુધી સઘળો રસ્તો શણગારી મુકયો આખા નગરમા આનંદ વર્તી રહ્યો રસ્તાની બને બાજુએ લોકોની ઠઠ સ્વારી જોવાને ભરાઈ ગઇ ત્યા આવેના મકાનોના ઝરૂખા અને બારીઓમા અગણિત માણસો આ શુભ પ્રસગનો દેખાવ જોવાને બેઠા

ચાર વાગ્યે સ્વારી નીકળી અને તે રાજમાર્ગે થઇને રાજમહેલ તરફ આવવા લાગી રસ્તે તેમજ ત્યા આવેલા મકાનોમાથી વનરાજ ઉપર પુષ્પ, કંકુ, અને ચોખાની વૃષ્ટિ તથા ગુલાબજળની રેલમછેલ થઇ રહી કનકપુરનો આખો રાજમાર્ગ પુષ્પ અને કુકુમથી ફરી સોહાઇ રહ્યો

ચાલતા ચાલતા શહેરના નગરશેઠનુ ઘર આવ્યુ ત્યા હાથીને ઉભો

રાખવો પડ્યો નગરશેઠ તથા તેની સ્ત્રી સારા આભૂષણ પહેરી સોનાની થાળ લઈને ઘરમાથી આવ્યા અને બન્નેએ વનરાજને મોતીથી વધાવ્યો પછી ફુલનો હાર તેને પહેરાવ્યો અને એક અમૂલ્ય હીરાના કડાનો નજરાણો કર્યો

આ પ્રમાણે કોઇના મુજરા, કોઇના નજરાણા, કોઇના માત્ર આશિર્વાદ લેતો લેતો વનરાજ રાજમહેલ આગળ આવી પહોચ્યો ત્યા મોટો દરબાર ભરવાની તૈયારી થઇ રહી હતી શહેરના આબરૂદાર ગૃહસ્થો તથા સરકારી અમલદારો ત્યા હાજર હતા વનરાજ જેવો હાથી ઉપરથી નીચે ઉતર્યો તેવો જ તેને સોના રૂપાના ફુલોથી સર્વેએ વધાવ્યો કેટલાકોએ ફુલોના હાર તેના ગળામા પહેરાવી દીધા, તથા તેના ઉપર ફુલનો વરસાદ વરસાવ્યો પછી વનરાજ ભાયાતોને ભેટયો તથા જે હાજર હતા તેમના નમન લઇ દરબારમા જઇને એક સિહાસન ઉપર બેઠો

એટલામા રાણો પ્રતાપસિહ અને બીજા રાજાઓ આવી પહોચ્યા વનરાજ ઉભો થયો અને સર્વેને પ્રણામ કરીને બાજુ ઉપર આવેલા એક બીજા સિહાસન ઉપર રાણાની જોડે બેઠો

થોડીવાર વારાગનાઓએ નૃત્ય કર્યુ તથા ગવૈયાઓએ ગાયન કર્યુ ભાટ, ચારણો અને કવિઓએ કવિત બોલીને રાણાના યશોગાન ગાયા પછી પાનસોપારી, અત્તરગુલાબ થયા અને દરબાર બરખાસ્ત થયો ત્યાથી વનરાજ જનાનામા ગયો અને રાણી સત્યવતીને પગે લાગ્યો તેણે તેને હૃદયપૂર્વક આશિર્વાદ આપ્યો

બીજે દિવસે રાણાએ પાછો દરબાર ભર્યો, અને તેમા રાજ્યના સર્વ ભાયાતો, સરદારો, અમલદારો તથા મુખ્ય નગરજનોને બોલાવ્યા હૃષીકેશચન્દ્રને પણ તેણે આમંત્રણ મોકલ્યુ દરબાર ભરાયા પછી રાણાએ જાહેર કર્યું " કેદારસિહે જેના જાનમાલનુ નુકશાન કર્યુ હશે તેને રાજ્ય ભરી આપશે "

નગરશેઠ આગળ આવીને બોલ્યો " મહારાજ, આપની કૃપાનો પાર નથી "

રાણાએ ઉત્તર આપ્યો " મારા રાજ્યમા એક કુતરૂ પણ ભુખ્યુ હશે ત્યા સુધી હુ અન્ન લઇશ નહી "

બિપિનચદ્ર વચમા બોલી ઉઠયો " ખમા મહારાજ, ખમા ! આવી ભીષ્મપ્રતિજ્ઞા ન લેશો "

"ડારભારી, પ્રજાનુ પોષણ અને રક્ષણ કરવુ એ જ સૂર્યવશીઓનો ધર્મ છે "

" મહારાજ, શસ્ત્રથી તો આપે રક્ષણ કર્યું છે, અને હવે–"

" અને હવે અન્નવસ્ત્રથી પોષણ કરવુ "

કેટલાક નગરજનો બોલી ઉઠયા " ઘણુ જીવો મહારાજ ! "

" રાજા પ્રજાનો સબધ પિતાપુત્રનો છે " રાણાએ ગભીર-પણે કહ્યુ

" આપે અમને આજ સુધી પુત્રવત્ પાળ્યા છે "

" એમા કઈ નવાઇ કરી નથી આ દેહ છે ત્યાસુધી રવિકુળનો એ જ ધર્મ થઇ રહે છે "

" ખમા મહારાજ, ખમા ઘણુ જીવો " નગરજનો પાછા વચમા બોલી ઉઠયા

" માટે કહો કે તમારૂ શુ શુ નુકશાન થયુ છે ?"

કેટલાકે જવાબ આપ્યો " મહારાજ, આખા રાજ્યને માથે આફત આવે ત્યારે સૌનેએ કઇ કઇ નુકશાન વેઠવુ પડે "

રાણો મુછને આમળતો આમળતો બોલ્યો " રાજ્ય ઉપર આફત આવે તો તે રાજાએ ભોગવવી, પણ રૈયતને બચાવવી "

હૃષીકેશચદ્ર ઘણા ઉલ્લાસથી વચમા બોલ્યો " હા મહારાજ, સૂર્યવશીઓ તેમજ કરતા આવ્યા છે આખો રઘુવશ તેનો પુરાવો છે "

રાણો સિહાસન ઉપરથી જરા ઉભો થયો અને મનમા ગર્વ આણી લાબો હાથ કરીને બોલ્યો

" ત્યારે હુ પણ શ્રી રામચદ્રજીનો વશજ ખરો કયારે કે તેમનાથી પણ કઇક અધિક કરૂ ત્યારે ! "

નગરજનો સામટા બોલી ઉઠયા ' શાબાશ, શાબાશ, રાજ-પિતા શાબાશ "

રાણો આગળ બોલ્યો " પ્રજા ગાય છે, ગાય ઉપર ઘા પડતો હોય તો ધણીએ તેને ઝીલી લેવો જ જોઇએ "

બિપિનચદ્રે વચમા કહ્યુ " આપે એવા ઘા બહુ ઝીલ્યા છે "

રાણો કઇક કુલાભિમાનથી બોલ્યો " સૂર્યવશીઓનો તો એ ધર્મ જ છે "

રાણાએ હૃષીકેશચદ્રને પાસે બોલાવ્યો અને તેને તથા બિપિન-ચદ્રને કહ્યુ· " હવે હું વૃદ્ધ થયો છુ. થોડા વખતમા હુ રાજપાટ

વનરાજને સોપી વાનપ્રસ્થાશ્રમને ગ્રહણ કરીશ તમે રાજ્યની પુનર્ઘટના કરો યુદ્ધથી તેમા ઘણી અવ્યવસ્થા થઇ રહી છે જેનુ જે ગયુ હોય તે તેને રાજયના ખજાનામાથી ભરી આપજો કેદારસિહના છોકરાને પણ ભૂલશો નહી તેમની મિલકત પાછી આપજો કારભારી, યાદ રાખજો કે સાચો ક્ષત્રી પડેલા દુશ્મનને પણ પાળે છે, તેના ઉપર પાટુ દેતો નથી

એટલુ બોલીને રાણો ઉઠ્યો દરબાર બરખાસ્ત થયો બિપિનચદ્ર અને હૃષીકેશચદ્ર ઘેર આવ્યા અને પોતપોતાને કામે વળગ્યા હૃષીકેશચદ્રે પોતાની ઓરડીમા બેઠે બેઠે વર્તમાનપત્રમા મોકલવાના કેટલાક 'આર્ટિકલો' લખવા માડયા, એટલામા એક માણસે આવીને વરધી આપી "મનહરપુરથી કોઇ આવ્યુ છે ને તમને મળવાને પૂછે છે"

"હા, તેને અદર આવવા દો"

હૃષીકેશચદ્રનો મુનિમ મનહરપુરથી આવ્યો હતો તે અદર આવ્યો તેને જોઇને હૃષીકેશચદ્ર બોલી ઉઠયો "અહો મુનીમજી, તમે એકાએક અહી કયાથી?"

"ભાઇ, કઇ કામને માટે આવ્યો હતો"

"શુ કામ છે?"

"ભાઇ, કઇ કહેવાની વાત નથી"

"એમ કેમ બોલો છો?"

"કહેતા મારી જીભ ઉપડતી નથી"

"માતા પિતા તો ખુશીમા છે ને?"

"હા, તે તો ખુશીમા છે"

"ત્યારે જે હોય તે કહી દો"

"આપણી પેઢીએ દેવાળુ કહાડયુ છે, અને આપણુ ઘરબાર જપ્ત થવાની તૈયારીમા છે પિતાજી ઘણા ગભરાય છે, પણ મે તેમને શાત કર્યા છે, અને તમને બધી ખબર કહેવાને આવ્યો છુ"

"મુનીમજી, શુ કહુ, પિતાજી ભોળા છે મે એમને કહ્યુ હતુ કે હવે પેઢી બેઠીની ઉપાધિ જવા દો પણ એમણે માન્યુ નહીં"

"હા ભાઇ, એ તો અમારા જેવા વાણીયાના કામ પિતાજી તો બિચારા સાદા ભોળા છે"

" મે એમને કહ્યું હતુ કે એ શેઠીયાઓ જોડે ધધો ન કરશો પણ એમણે માન્યુ નહી "

" ભાઇ, તમારે ભાગે પદર હજાર આપવાના આવે છે તેમે માટે વારટ નીકળશે, અને પિતાજીને વખતે કેદમા જવુ પડશે "

" તેને માટે આપણા ખેતરા પાતરા વેચી નાખો અને લહેણુ-દારોને પાઇએ પાઇ ચુકવી આપો મુનીમજી, કોઈની પાઇ પણ રાખવી એ મારે તો હરામ છે "

" ખેતરા પાતરા લેવાને તો તમારા પિત્રાઇ કાકાઓએ ક્યારનોએ દાવો માડયો છે "

" હે, શુ કહો છો ! "

હૃષીકેશચદ્ર આશ્ચર્ય પામ્યો, જરા હસ્યો, અને મનમા કઇક ખેદ કરવા લાગ્યો પણ પાછો ધીરજ ધરીને તે બોલી ઉઠયો "ખેર, મનુષ્યને માથે આફત આવે છે, કઇ ઢોરને માથે આવતી નથી એમા પણ પ્રભુનો હાથ હશે પ્રભુ જે કરતો હશે તે સારૂ જ કરતો હશે "

હૃષીકેશચદ્ર ખડખડ હસ્યો અને પાછો બોલ્યો " મુનીમજી,

'ભલુ થયું ભાગી જજાળ, સુખે ભજીશુ શ્રીગોપાળ '

સસારની જજાળથી છુટો થવાને હુ ઇચ્છતો હતો અને પ્રભુએ મને છુટો કર્યો "

આમ બોલતે બોલતે હૃષીકેશચદ્ર પાછો ખડખડ હસ્યો

" પણ માતાપિતાનો કઇ વિચાર કર્યો ?" મુનીમે પુછ્યુ

" હા, તેમના ભરણપોષણ જેટલુ ગમે ત્યાથી લાવી આપીશ, અથવા, તેમને ખાધે લઇને ફરીશ મારા પેટની મને ફીકર નથી " હૃષીકેશચદ્રે જવાબ આપ્યો

" ભાઇ, આવા બોલ શુ બોલો છો ? તમે હજી નાના બાળક છો તમારે અત્યારથી આ સસારત્યાગ શો ! "

" મુનીમજી, બીજા શા સમાચાર છે ? માતાપિતા ખુશીમા છે ને ? " હૃષીકેશચદ્રે વાત ફેરવીને પુછ્યુ.

" હા, ખુશીમા છે, પણ ભાઇ હવે લગ્ન કરો તો ઠીક. વૃદ્ધ માતાપિતા કઇક લ્હાવો લે. "

" મુનીમજી, શી ઉતાવળ છે ? "

" તમે ભણેલાઓ એકલપેટા તો ખરા તમે તમારા સુખનો જ વિચાર કરો. તમને બીજાના સુખની દરકાર ન હોય."

"મુનીમજી, એમ કેમ બોલો છો ?"

"ભાઈ, માતાપિતા વૃદ્ધ થયા હવે તમારૂ લગ્ન કરી, તમારો સંસાર જોઇ, તે સ્વર્ગવાસ કરે તો ઠીક એમને મન તો એ મોટો લ્હાવો છે"

"એમા તે મોટો શો લ્હાવો ?"

"નાનકડી વહુ ઘરમા હરેફરે એ એમને મન તો મોટો લ્હાવો"

એ સાભળીને હૃષીકેશચંદ્ર વિચારમા પડયો એક બાજુએ વૃદ્ધ માતાપિતાની ઇચ્છા સંતોષવાની ફરજ અને બીજી બાજુએ સ્વદેશ-કાર્યમા પ્રવૃત્ત થવાની ઉત્કટ જીજ્ઞાસા, એ બંને વચ્ચે હૃષીકેશચંદ્રનુ ચિત્ત અથડાવા લાગ્યુ એટલામા મુનીમ પાછો બોલી ઉઠયો "માતા-પિતાની ઇચ્છા પુરી પાડવી એ શુ તમારી ફરજ નથી ?"

"ફરજ તો પહેલી" હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો

"ત્યારે શુ તેમના મરી ગયા પછી લગ્ન કરશો ?"

શો જવાબ આપવો તે હૃષીકેશચંદ્રને સુઝયુ નહીં

મુનીમ પાછો બોલ્યો "તમે તત્ત્વજ્ઞાન અને સ્વદેશભક્તિની મોટી મોટી વાતો કરો છો, પણ માબાપનો કઇ વિચાર કર્યો ?"

"શુ મારા લગ્નમાજ એમનુ સઘળુ સુખ આવી રહ્યુ છે ?"

"એમની છેલ્લી ઇચ્છા હવે એટલીજ છે"

હૃષીકેશચંદ્ર ફરીથી વિચારમા પડયો શો જવાબ આપવો તે એને સુઝયુ નહી

મુનીમ પાછો બોલ્યો "આટલે વર્ષે હવે લગ્ન કરશો તો તે તમારા કાર્યમા અંતરાયરૂપ નહી થાય"

"મુનીમજી, હવે પિતાજી શુ કરે છે ?" હૃષીકેશચંદ્ર વચમા બોલી ઉઠયો

મુનીમ સમજી ગયો અને તેણે જવાબ આપ્યો "એમ પુછીને તમે લગ્નની વાત ઉડાવી દ્યો છો"

હૃષીકેશચંદ્રે ધીમેથી કહ્યુ "મુનીમજી, બાળલગ્નથી આપણી ખરાબી થઇ છે"

"ખરૂ, પણ તમે હવે નાના નથી" મુનીમે જવાબ આપ્યો

"જ્યાસુધી કઇ કમાતા નથી ત્યાસુધી નાનાજ"

"ત્યારે કમાવ અને પરણો"

"મુનીમજી, દેશને બ્રહ્મચારીઓની જરૂર છે"

મુનીમ વિચારમા પડયો અને હૃષીકેશચંદ્ર સામે જોઈ રહ્યો તેનુ હૃદય તેને પુછી રહ્યુ "શુ આવુ અમૂલ્ય રત્ન સંસારને ત્યાગશે ?"

એટલામા પાછો હૃષીકેશચદ્ર બોલ્યો "મુનીમજી, સ્વદેશકાર્ય કર્યા પછી લગ્નનો વિચાર"

"ત્યારે હુ તો આજે પાછો મનહરપુર જઇશ, અને પિતાજીને તમારી હકીકત કહીશ"

"એક બે દિવસ રહી જાવ, આપણે જોડે જ જઇશુ"

"એટલામા તમે લગ્ન વિષે ઉડો વિચાર કરજો"

"મુનીમજી, મને જલદી પરણાવીને તમે શુ કરશો ? મારો ભવ બગાડશો"

"આ અમે નાનપણથી પરણ્યા છીએ, શુ અમારો ભવ બગડયો ?"

"તમારો જમાનો જુદો હતો, હવે વખત બદલાયો છે"

"એમ કેમ ?"

"પરભાષામા અપાતી કેળવણીના અસહ્ય બોજાથી બાળકોના શરીર શોષાય છે બાળલગ્ન તેમા ઉમેરો કરે છે, અને પ્રજાના હાડમાંસ આમ બે બાજુએથી ચુસાય છે"

મુનીમ સાભળી રહ્યો અને ક્ષણવાર ઉડા વિચારમા પડયો, એટલામા પાછો હૃષીકેશચદ્ર બોલ્યો "મુનીમજી, જે પ્રજાનુ સત્ત્વ આમ હણાયુ છે, હિર બળી ગયુ છે, નૂર ઉડી ગયુ છે, તે ગમે તેટલા દ્રવ્યને પ્રાપ્ત કરે કે ગમે તેટલી સત્તાની ટોચે ચઢે, પણ આખરે તેની પાયમાલી જ છે દ્રવ્ય એ કઈ પ્રજાનુ ખરૂ દ્રવ્ય નથી શારીરિક બળ, નૈતિક બળ, આધ્યાત્મિક બળ—એ જ પ્રજાનુ ખરૂ દ્રવ્ય છે"

મુનીમ પાછો સાભળી રહ્યો અને વિચાર કરતો કરતો હૃષીકેશચદ્રની સામે જોઇ રહ્યો હૃષીકેશચદ્રના કથનમા તેને સત્ય લાગ્યુ અને વણિકજનનુ હૃદય ક્ષણવાર સ્વાર્થમય વિચારોને ત્યજી સ્વદેશની ભાવનાઓના લાબા વિસ્તારમા આમતેમ ઉડી રહ્યુ

જરા વિચાર કરીને પાછુ મુનીમે કહ્યુ "ભાઇ, હવે વાર ન કરો જલદી મનહરપુર ચાલો, નહી તો સઘળી બાજી બગડી જશે પિતાજી ઘણા ગભરાટમા છે અને તે વરસાદની રેલાની માફક તમારી વાટ જોયા કરે છે"

પિતાની વૃદ્ધાવસ્થા અને તેમા આવી પડેલી આફત એ સઘળાના વિચારથી હૃષીકેશચદ્રનુ હૃદય ચિરાયુ, અને તે એકદમ બોલી ઉઠયો "મુનીમજી, ચાલો, હુ હમણા જ આવુ છુ સૌ કામ પડતા મુકીને હુ પહેલો પિતાજીની સેવામા હાજર થઇશ"

સાયકાળનો સમય થયો એટલે બન્ને મનહરપુર જવાને નીકળ્યા.

# પ્રકરણ ૧૩ મું.

## વિપત્તિનું દર્શન

હૃષીકેશચંદ્ર મનહરપુર પાછો આવ્યો અને તેના માતાપિતાને મળ્યો ચારૂચંદ્રે કુટુંબ ઉપર આવી પડેલી મહા આફત વિષે તેને વાત કરી. ચારૂચંદ્રને કેટલાક વીઘા જમીન હતી તેને તે દાણે આપતા અને તે દાણમાથી કુટુંબનો નિર્વાહ ચલાવતા તે નાના સરખા વતનદાર હતા અને જમાનો સારો એટલે તે પોતાનો મોભો બરાબર જાળવી શકતા વતનદારોને સરકાર દરબારમા માન હતુ અને લોકોમા તેમની પ્રતિષ્ઠા હતી વળી ચારૂચંદ્રના બાપદાદાઓએ સારૂ નામ મેળવ્યુ હતુ અને કુટુંબને સારૂ નાનુ સરખુ વતન પેદા કરી રાખ્યુ હતુ ચારૂચંદ્ર નોકરી કરતા અને પોતાનો પગાર તથા વતનની આવક વડે ઘર ચલાવતા અને તે બંનેથી કુટુંબનો નિર્વાહ થઈ રહેતો એટલી આવકથી તે એક સારા આબરૂદાર ગૃહસ્થ તરીકે પોતાનુ જીવન ગાળતા, નોકર-ચાકર રાખતા, અને વંશપરંપરાથી ચાલતા આવતા માન પ્રતિષ્ઠાને સાચવી રાખતા સરકાર દરબારમાથી નોકરો, અમલદારો, સિપાઇ સપરાઓ વગેરે તેમને ઘેર આવતા જતા અને ચારૂચંદ્ર પોતાના મોભા અને શક્તિ પ્રમાણે તે સર્વેને સંતોષતા, તેમની આગતા-સ્વાગતા કરતા અને સિપાઇઓને દિવાળી દસેરાએ સલામીનુ કંઇ કંઇ આપતા એથી ચારૂચંદ્રની પ્રતિષ્ઠા વધતી પણ આવકનો થોડો ભાગ તેમા ખરચાઇ જતો

ચારૂચંદ્ર ઘણા શ્રીમંત નહોતા પણ મધ્યમ વર્ગનો ગૃહસ્થ હતા ન્યાતજાતમા, ગામમા, અને દેશપરદેશમા પ્રમાણિક-પણુ, મિલનસાર સ્વભાવ, અને ઉદારતા માટે પ્રખ્યાતિ પામેલા અને સરકારદરબારમા વગવસીલો ધરાવનારા મધ્યમ વર્ગના વતનદાર ગૃહસ્થોમાના તે એક હતા તેમને ઘેર આવેલુ મનુષ્ય પોસાતુ અને ઉમદા આતિથ્ય સત્કારને પામતું ન્યાતના ઘણા માણસોને ચારૂચંદ્ર યથાશક્તિ દ્રવ્યની મદદ કરીને ઉત્તેજન આપતા અને રાંડીરાંડોને છાનોમાનો દાણો પહોચાડતા વિદ્યાર્થીઓને વિદ્યાદાન, અનાથને અન્ન વસ્ત્ર અને નિરાશ્રિતને આશ્રય આપવાનુ તે કદિ ચુકતા નહી—

તેમનો આવો ઉદાર સ્વભાવ હોવાથી કુટુબને સારૂ ભવિષ્યને માટે તે કઇ બચાવી શકતા નહી પોતાની કમાણી અને વતનથી તે કુટુબનો ભાર વહેતા અને જીદગીના પાછલા દિવસોમાં જ્યારે દ્રવ્યની તાણ પડતી ત્યારે કરકસર અને સાદાઇથી ખોટ પુરી કરતા આમ કરવાથી તેમને દ્રવ્યનો સંકોચ કદિ વેઠવો પડતો નહી અને એક આબરૂદાર ગૃહસ્થ તરીકે તે પોતાનુ જીવન ગાળી શકતા હતા

હૃષીકેશચદ્રના કુટુબની સમૃદ્ધિનો સૂર્ય આ પ્રમાણે પ્રકાશી રહ્યો હતો પણ તેનો મધ્યાન્હ કાળ હવે વીતી જવા આવ્યો તેને અસ્ત થવાનો સમય પાસે આવતો હતો જે કુટુબ એક વખત મનહરપુરમા પોતાની મખાવત અને ઉત્તમ આતિથ્યને માટે નામાકિત થઇ ગયુ હતુ તેને પોતાને જ અન્નને ને મતને વેર થવાનો સમય પાસે આવતો હતો

પ્રભુની લીલા અદ્ભૂત છે ! ક્ષણમા ર ક તે રાય અને રાય તે ર ક બની રહે છે જગતમા એક વખત વિખ્યાત થયેલા રોમ અને ગ્રીસ જેવા રાજ્યોના નામ કે નિશાન પણ અત્યારે જણાતા નથી ઉદય અને અસ્ત સર્વનો છે જ ચઢતી, પડતી, સપત્તિ, વિપત્તિ, જન્મ, મરણ, મનુષ્યના દેહ સાથે સરજાયલા જ છે જાયુ તે જવાનુ, ચઢયુ તે પડવાનુ, આ ન્યાય જગતમાં સર્વત્ર પ્રસરી રહ્યો છે જે સૂર્ય ઉદય થાય છે, તે જ સૂર્ય અસ્ત પામે છે દિવસ પૂર્ણ પ્રકાશમા આવે છે, પણ અતે રાત્રિ તેને ઘેરી લે છે આ પ્રમાણે પૃથ્વી ઉપર વસ્તુ, પ્રાણી, મનુષ્ય, પ્રજા, મહાપ્રજા, સર્વને માટે ઉદય અને અસ્તનો નિયમ પ્રવર્તી રહેલો છે.

ચારૂચદ્રના પિતાના વખતથી એક નાણાની પેઢી ચાલતી આવતી હતી એ પેઢીમાથી લોકોને ધીરધાર થતી ને તે ધમધોકારે ચાલતી. પોતે એકલા નહી પહોચી વળવાથી ચારૂચદ્રે કેટલાક ભાગીયાઓ ઉભા કર્યા હતા અને તેમની સલાહ અને મદદથી તે પેઢી ચલાવતા હતા પણ ભાગીયાઓની બદદાનતથી તે પેઢી તુટી અને ચારૂચદ્રને માથે દેવાનો પાર રહ્યો નહીં તેમણે પોતાના ઘરબાર, ખેતરો, વાડી, વજીફો વગેરે વેચીને દેવુ ચુકવી આપવાનો વિચાર કર્યો પણ એટલામા તેમના પિત્રાઇઓએ તેમની જમીન ખુંચાવી લેવાને દાવો કર્યો. ચારૂચદ્રની આબરૂ અને ગૃહસ્થાઇ તેમનાથી ખમી શકાતા નહી

તેથી જેમ તેમ કરીને તેમને નિર્ધન અને બેઆબરૂ કરવાનો તેમણે ઇરાદો રાખ્યો હતો

સામાન્ય રીતે એવુ બને છે કે પરતત્ર પુરૂષોમા નવુ પેદા કરવાની કે કમાવાની શક્તિ હોતી નથી અને તેથી તેઓ અદેખાઇ-થી બીજાઓને હલકા પાડી પોતાની પાયરીએ લાવવાનો પ્રયત્ન આદરે છે તેઓ અનેક યુક્તિઓ રચે છે અને સારાસારનો વિચાર કર્યા વગર સામાને ખરાબ કરવાનો ઇરાદો મનમા ધરે છે ચારૂચદ્ર-ના પિત્રાઇઓએ પણ તેમજ કર્યુ હતુ કેટલાક પ્રયાસોમા તેઓ નિષ્ફળ થયા હતા અને તેથી આખરે તેઓએ જુઠો દસ્તાવેજ ઉભો કરી ચારૂચદ્ર ઉપર દાવો માડીને સઘળી જમીન પડાવી લેવાનો વિચાર કર્યો હતો હિંદના કમનસીબે જમીનદારો, વતનદારો, સર-દારો, ફરકદારો, આસામદારો વગેરે આ પ્રમાણે પરસ્પર દાવાઓ લઢે છે, વકીલો, બારીસ્ટરો વગેરેના ગજવા ભરે છે, અને પોતે ખુવાર થઇ બીજાઓને ખુવાર કરે છે દાવો લઢવામા કેટલો ખરચ થાય છે તેનો તેઓ વિચાર કરતા નથી, તકરારનો ઘરમેળે નિકાલ કરતા નથી, કઇપણ ઘરછોડ કરવાનુ મોટુ મન તેમનામા હોતુ નથી પરિણામ એ આવે છે કે મમતના માર્યા તેઓ દાવો લઢે છે અને આખરે દાવાખર્ચના દેવા ભર્યા કરે છે

ચારૂચદ્રના પિત્રાઇઓએ તેમના ઉપર દાવો કર્યો તેમા તે હાર્યા અને તેમને માથે દાવાખર્ચનુ મોટુ દેવુ થઇ ગયુ કુટુબને માથે આ મોટી આફત આવી પડી હતી હૃષીકેશચદ્રે માતાપિતાને ધીરજ આપી વૃદ્ધાવસ્થાને લીધે શારદાદેવી અને ચારૂચદ્ર હરભડી ગયા, પણ તેમના પુત્રે તેમને દિલાસો આપી તેમના ચિત્તને શાત કર્યા પણ ઘરમા પૈસાની તાણ પડવા લાગી અત્યારસુધી સુખમા ઉછરેલા કુટુબને દ્રવ્યની ઘણી ખોટ પડી ઘરમા સર્વે શોકાતુર બની ગયા. શારદાદેવી અને ચારૂચદ્ર હૃષીકેશચદ્ર તરફ જોવા લાગ્યા તેની કમાણી-ની તેમણે હવે આશા રાખી કુટુબના નિર્વાહનો ભાર હૃષીકેશ ચદ્રને માથે પડયો પણ હૃષીકેશચદ્ર હિમતવાન હતો વિપત્તિથી તે ડરે તેવો ન હતો તે વિપત્તિની સામે થયો પોતાના મનોબળને તેણે આફતની સામે ધર્યું, અને જ્ઞાનથી તેણે ચિત્તને શાત કર્યું

હૃષીકેશચદ્રે હૃદયને વજ્ર જેવુ કઠણ કર્યું પણ સિહણ જેવી વિકરાળ વિપત્તિ તેની સામે આવીને ઉભી હતી તે ઘણીએ તેના

મનને સમજાવે, મનાવે, પણ તેનુ મન ક્ષણવાર શાંત થાય અને પાછુ ચિંતાતુર બની રહે પુસ્તકપંડિત અનુભવની કસોટિએ ચ્હડયો વિપત્તિનુ દર્શન થયુ મોટા મોટા વિચારો કંઇક શિથિલ થવા લાગ્યા. ઉચ્ચ આદર્શો ગળી જવા લાગ્યા તેનુ મન તેને કહેવા લાગ્યુ

"એ જ્ઞાન મુજને ગમતુ નથી રૂપિરાયજીરે, બાળક માગે અન્ન જો"

દેશનાયકો, લોકનાયકો, વગેરેને પગલે પગલે ચાલવાના તેના અડગ નિશ્ચયો ડગવા લાગ્યા બુદ્ધની માફક જગતનું કલ્યાણ કરવાના મનોરથો અસ્તવ્યસ્ત થવા લાગ્યા વિપત્તિએ તેનુ મસ્તક ચગડોળે ચઢાવ્યુ ઘોર અંધકારથી ભરેલી કાળી રાત્રિરૂપી વિપત્તિ તેની આસપાસ ચારે બાજુએ ફરી વળી ઘરનો સુખી સદ્‌ગૃહસ્થ તે પોતાની જાતને ગરીબ ગણવા લાગ્યો અને પોતાને દીન, દુખી ધારવા લાગ્યો હૃષીકેશચંદ્ર મનમા બોલ્યો "ખરૂ છે, ખરૂ છે, સમય બળવાન છે

સમય સમયનો વારોફેરો, સમય નાચ નચાવે રે
સમય હરાવે, સમય જીતાવે, સમય લાજ લુટાવેરે–સમય
સમય થકી દ્રૌપદી તણી જો, દુષ્ટે લાજ લુટાણીરે,
સમયે તે સૈરંધ્રી બનાવી, કીચક દષ્ટિએ આણી રે–સમય
સમય થકી નેપોલિયન જીત્યો, સમયે હાથ બધાવ્યા રે,
એ અર્જુન એજ બાણુ ધનુષ પણ, સમયે તે છોડાવ્યા રે–સમય.

"શિવ! શિવ! પ્રભુ! પ્રભુ! મોટા મોટા ઋષિમુનિઓ પણ તારી માયાનો પાર પામ્યા નથી તો મારા જેવા પામરનો શો હિસાબ! શિવ! શિવ! મનુષ્ય ધારે છે કંઇક અને પ્રભુ કરે છે કંઈક! ખરૂ છે ભક્તકવિ! તમે પણ ખરૂ જ કહ્યુ છે,

"હુ કરૂ હુ કરૂ એજ અજ્ઞાનતા, શકટનો ભાર જ્યમ શ્વાન તાણે"

હૃષીકેશચંદ્રે ઉંડો નિશ્વાસ મુકયો શુ કરવુ તે તેને સુઝયુ નહી. "પ્રભુ કરે તે ખરૂ!" એમ કહીને તે મનને કંઈક આશ્વાસન આપવા લાગ્યો

વિપત્તિ એક મહાન શિક્ષક છે જેણે વિપત્તિનુ દર્શન કર્યું નથી તે ભાગ્યહીન છે વિપત્તિ વગર ચારિત્ર્ય ઘડાતુ નથી અને મનુષ્યના સદ્‌ગુણો ખીલતા નથી. મનુષ્યમા અનેક શક્તિઓ ગુપ્તપણે વાસ કરીને રહેલી છે તે શક્તિઓને બહાર લાવવાને વિપત્તિ જરૂરની

છે વિપત્તિ ન હોય તો મનુષ્ય મનુષ્ય રૂપે સર્વાંશે ખીલી રહે નહી, તેની બુદ્ધિ, હૃદય અને આત્માનો સંપૂર્ણ વિકાસ થાય નહી, અને મનુષ્ય પોતાના ખરા સ્વરૂપમા પૂર્ણપણે પ્રકાશી રહે નહી વિપત્તિ વગર મહત્તા પ્રાપ્ત થતી નથી મહાપુરૂષોમા જેમની ગણના થયેલી છે તેમનો હૃદયવિકાસ વિપત્તિએ જ કરેલો છે વિપત્તિથી જ તેમના ચારિત્ર્ય ઘડાયલા છે વિપત્તિથી ઘડાઇને જ તેઓ જગતમા વિજયી નીવડવાને ભાગ્યશાળી થયેલા છે

દાવામા હારવાથી કુટુબને ઘણી હાડમારી વેઠવી પડી ઘોડાગાડી-મા બેશીને ફરનારાઓને પગે ચાલીને જવુ પડયુ જે કુટુબ પગમા કિંમતી જોડા પહેરીને ફરતુ હતુ તેને હવે ઉઘાડે પગે ફરવાનો વખત આવ્યો સાદા અને જાડા કપડા તેને શરીરે ધારણ કરવાં પડયા બે વાર મિષ્ટ ભોજનને બદલે એક વાર સાદુ ભોજન તેને મળવા માડ્યુ.

કુટુબને વેઠવી પડતી હાડમારી જોઇને હૃષીકેશચદ્રનુ હૈયુ ભરાઇ આવતું ઘણીવાર તો તે ભૂખ્યો ને ભૂખ્યો જ બહાર ચાલ્યો જતો કોઇવાર સગાસ્નેહીઓ પાસેથી તે કઇ ઉછીનુ લઇ આવતો અને કુટુબની હાજતો પુરી પાડતો કોઇવાર નોકરી નહી લેવાનો તેનો સકલ્પ શિથિલ થતો, પણ તે મનને રોકી રાખતો, અને બીજે રસ્તે દ્રવ્ય કમાવાની યોજનાઓ ઘડતો કુટુબને માટે તે અનેક સ્વાર્થત્યાગ કરતો, કરકસર અને સાદાઇથી પોતાનુ જીવન ગાળતો, અને જેમ તેમ કરીને કુટુબની હાજતો પુરી પાડવાને તે અહી તહી ફાફા મારતો

સદ્‌ભાગ્યે હૃષીકેશચદ્રનું હૃદય ધાર્મિક હતું માતાએ અર્પેલી ધાર્મિકતા આ વેળાએ તેના હૃદયમા ખડી થઇ

દુ ખમાં ધર્મ મોટો સાથી છે ધર્મપરાયણ મનુષ્યો દુ:ખથી ડગતા નથી. પ્રભુના ભક્તોને વિપત્તિ કશુ કરી શકતી નથી નિષ્ફળતા, નિરાશા, નિર્ધનતા અને એવા એવા ઘણા સકટો ભક્તોને માથે આવી પડે છે, પણ તેઓ દૃઢ રહી તેમના ઉપર જય મેળવે છે અને ચારિત્ર્યને ઘડી જીવનપ્રવાહને ઉચ્ચ દિશામા વહેવરાવે છે પામર જીવો વિપત્તિથી દબાય છે, પણ મહા પુરૂષો તેનાથી ઘડાય છે

હૃષીકેશચદ્ર વિપત્તિથી ક્ષણવાર ડગ્યો પણ પોતાના ધાર્મિક બળને તેની સામે ધરીને તે વધારે સાવધ થયો અને વધારે દૃઢ થયો. તેનામા હિંમત આવી હૃદય બળવાન થયુ પિતાએ અર્પેલી ક્ષાત્ર-

શક્તિએ તેને ધૈર્ય આપ્યું હૃષીકેશચન્દ્ર જાગૃત થયો, ટટાર થયો, અને ખરી પવિત્રતામાં રહેલું ચેતન તે હવે દાખવવા લાગ્યો. પ્રભુનું શરણુ ગ્રહીને સંસારના ભયને જીતવાને તે તૈયાર થયો. તે નિર્ભય બન્યો વિપત્તિમાં પણ પ્રભુનો હાથ છે એમ તેના મનમાં વિચાર થયો. ભક્તકવિ નરસિંહ મહેતાની નીચેની લીટીઓ તેને સાભરી આવી

" સુખદુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડીયા,
ટાળ્યા તે કોઇના નવ ટળે, રઘુનાથના જડીયા—સુખ "

હૃષીકેશચન્દ્રે પ્રભુનું શરણ ગ્રહ્યું અને કુટુંબને માથે આવી પડેલી મોટી આફતને દૂર કરવાને તે સજ્જ થયો

શારદાદેવીએ પણ સાધ્વી જેવું જીવન ગાળવા માંડયું વૈરાગ્યવૃત્તિ ધારણ કરીને તે અનેક વ્રત અપવાસાદિ કરવા લાગ્યા અને માથે આવી પડેલી વિપત્તિને માટે પ્રાયશ્ચિત્ત કરીને પ્રભુની કૃપા સંપાદન કરવાને તેમણે વધારે વધારે ભક્તિ કરવા માંડી પોતાના પુત્રના હૃદયમાં તેમણે ધૈર્ય અને ઉત્સાહ રેડયા દુઃખમાં પડેલા એક મહાન ભક્તનું અલૌકિક ધૈર્ય તેમણે ધર્યું, ઇશ્વરના શરણમાં આશ્રય લીધો, અને અત્યંત પવિત્રતા, ધાર્મિકતા અને આત્મબળને વિપત્તિની સામે ધરી એ કષ્ટમય દિવસોને પસાર કરવાને શારદાદેવી તૈયાર થઇ રહ્યા વિપત્તિમાં પણ પોતાની ઉત્કટ ધાર્મિકતા અને ઉચ્ચ આશયોને ટકાવી, જે કર્તવ્યબુદ્ધિથી તેમણે હૃષીકેશચન્દ્રનું ચારિત્ર્ય ઘડયું તે અત્યંત સ્તુતિપાત્ર હતી ક્ષમા અને ધૈર્યની મૂર્તિ બની, જીવનરૂપી સંગ્રામમાં સંકટ સામે કમ્મર કસી તેમણે જે શૌર્ય દાખવ્યું, વિપત્તિને લાત મારી જે સહનશીલતાથી કષ્ટમય દિવસોને વેઠયા, અને જે ઉદાર બુદ્ધિથી પોતાના પુત્રને સ્વાર્થ ત્યજી પરમાર્થ ખેડવાને પ્રેર્યો, તે સર્વે પ્રશંસનીય હતા

આ મોટી આફતથી શારદાદેવી પ્રથમ તો જરા ગભરાયા પણ જલદીથી તે સાવધ થયા અને હિંમત ધરી પુત્રને હિંમત આપવા લાગ્યા

હૃષીકેશચન્દ્રને મન તેની મા તો કંઇક અપૂર્વ માનનું પાત્ર હતી તેના તરફનો એનો પ્રેમ અવર્ણનીય હતો તેના શિક્ષણમાં શારદાદેવીએ આપેલો હિસ્સો પણ અપૂર્વ જ હતો પુત્રને પ્રભાવશાળી બનાવવાને તેનામાં મહત્ત્વાકાંક્ષા, દયાળુતા વગેરેના બીજ રોપવામાં, તેને સત્યાગ્રહી કરવાને નીતિ પવિત્રતા અને ધર્મનાં

ઉંડા તત્ત્વો તેના મન ઉપર ઠસાવવામા, અને સ્વદેશપ્રેમ સ્વધર્મનિષ્ટા શુદ્ધ આર્યત્વ વગેરે તેનામા જાગૃત કરવામા શારદાદેવીએ પોતાના ચારિત્ર્યનો અને બોધનો જે અપ્રતિમ પ્રભાવ દર્શાવ્યો હતો તે થોડીકજ માતાઓએ દર્શાવ્યો હશે આ વખતે પણ શારદાદેવી હૃષીકેશચદ્રને કહેવા લાગ્યા "બેટા, સુખદુ ખ આવે છે અને જાય છે દુ ખમા દઢતા રાખવી, ઉચા વિચાર કરવા, સત્યને માર્ગે ચાલવુ, અને પોતાના નિશ્ચયોમા અડગ રહેવુ પ્રભુ સાચા વ્હાલાની જ કસોટિ કરે છે વિપત્તિમા પ્રભુ ગખે તેમ રહેવુ અને દુઃખમા શુરાતન દાખવવુ એમા જ પુરૂષનુ પુરૂષાતન રહેતુ છે"

રામાયણ અને મહાભારતમાથી અનેક દાખલાઓ શારદાદેવી આપવા લાગ્યા હૃષીકેશચદ્ર પોતાની હિમતથી અને શારદાદેવીના પ્રોત્સાહનથી વિપત્તિની સામે થવા લાગ્યો મા અને દિકરો બને એ દુ ખની સામે બાથ ભીડવાને તૈયાર થયા માતાના ચારિત્ર્યને છાજે તેવુ જ વર્તન પુત્ર દર્શાવવા લાગ્યો તે જરાક પણ ડગ્યો નહી અને આવી પડેલી વિપત્તિમાથી છુટવાનો માર્ગ શોધી રહ્યો તેમનુ જીવન એક દુ ખમય અગ્રામ બની રહ્યુ જીવનના એ દિવસો ઘણા ભયકર હતા પણ ધૈર્યશીલ માતા અને શૂરવીર પુત્રે લાત મારીને તેને નિનાવી દીધા

ચારૂચદ્ર દાવામા હાર્યા પણ તેમની બધી જમીન જતી રહી નહોતી પણ રહેલી જમીનની આવક કુટુબના પોષણને માટે પુરતી નહોતી વળી દાવામા દેવુ થયુ હતુ તેથી કુટુબના ભરણપોષણમા પૈસાની ઘણી તાણ પડવા લાગી જે જમીન રહેલી હતી તેને હૃષીકેશચંદ્રે ભાગે વવરાવી અને કુટુબને માટે અન્નનુ સાધન કર્યું

ગમે તેમ થાય પણ નોકરી લેવી જ નહી એવો તેનો દઢ નિશ્ચય હતો પ્રભુ સાચાનો ટેક રાખે છે તેમ તેનો પણ ટેક રહેવા લાગ્યો પરતુ તે સ્થિતિ પણ સતોષકારક નહોતી તેથી કુટુબને માત્ર સાદો અને હલકો ખોરાક મળ્યો ખેતરની આવક વધારવાને હૃષીકેશચદ્રે બહુ પ્રયાસ કર્યો. તે અનેક યોજનાઓ ઘડે, સખત મહેનત કરે, અને ટાઢ કે તડકો વેઠીને અહી તહી ફરે આખરે ઘણી મહેનતથી તેણે જમીનને સુધરાવી અને પ્રભુની ઇચ્છાથી તે જમીનમા પુષ્કળ અનાજ પાકયુ અને કુટુબને અન્ન તથા જાડા પાતળાં વસ્ત્ર મળ્યા આમ પ્રભુએ તેનો ટેક સાચવ્યો.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. પછી પ્રભુની ઇચ્છાથી

ખેતરની આવક દિનપ્રતિદિન વધતી ગઇ અને હૃષીકેશચન્દ્રના કુટુંબ-ની સ્થિતિ કંઇક સુધરવા લાગી

એ પ્રમાણે કેટલાક દિવસ વહી ગયા પછી એક દિવસ સવારમાં હૃષીકેશચન્દ્ર પોતાના ઘરમાં બેઠો હતો, એવામાં ઓચીંતો દીનબંધુ ત્યાં આવી પહોંચ્યો તેને જોઇને હૃષીકેશચન્દ્ર ઉભો થયો અને બહુ પ્રેમથી તેને ભેટી પડયો. હૃષીકેશચન્દ્ર ઉપર આવી પડેલી વિપત્તિ વિષે સાંભળીને એકદમ દીનબંધુ તેને દિલાસો આપવાને અને કંઇક મદદ કરવાને આવી પહોંચ્યો હતો થોડીક વાર બંને બેઠા પછી હૃષીકેશચન્દ્રે તેને પુછ્યું "દીનબંધુ, તું ઓચીંતો કેમ આવ્યો ? કંઇ કાગળ નહી ને પત્તર નહી "

" તમારી સ્થિતિએ મને અહીં ઘસડી આણ્યો " દીનબંધુએ ધીમેથી જવાબ આપ્યો

" તું આવ્યો તે તો સારૂં થયું, પણ પ્રભુની ઇચ્છાથી અમારા કષ્ટમય દિવસો ગયા છે અને પ્રભુએ અમને કંઇક સુખની ઘડી દેખાડી છે " હૃષીકેશચન્દ્રે કહ્યું.

" તમને હજી પણ નાણાની ભીડ પડતી હશે ! તમે નોકરી કેમ લેતા નથી ? " દીનબંધુએ પુછ્યું

હૃષી૦—આ ઉમ્મરે નોકરીનો વિચાર કરવો એ ઘણું વિચિત્ર કહેવાય જે દેશના જુવાનીઆઓ ભણીને નોકરી લેવાનો જ વિચાર કરે તે દેશ હતભાગ્ય જ ગણાય

દીન૦—નાણાની ભીડ હોય તો શું કરે ?

હૃષી૦—ઉદ્યોગ કરે, વેપાર કરે ભાઇ, સ્વતંત્રતા અને નિસ્પૃહાથી મેળવેલો થોડો પૈસો પણ જે સુખ અને શાંતિ આપે છે તે પરતંત્રતાથી મેળવેલા લાખો રૂપિઆ પણ આપી શકતા નથી

દીન૦—બધાની પાસે સાધન કયાંથી હોય ?

હૃષી૦ સાધન તો આવી મળે પણ સ્વતંત્ર ધંધાની તમને કિંમત નથી, અને નોકરી ન જ લેવી એવો તમારો દૃઢ નિશ્ચય નથી નિશ્ચય હોય તો પ્રભુ ટેક રાખે જ પણ એમ કહો કે ભણીને નોકરી કરવી એજ તમારો ઉદ્દેશ છે તમારે ખુરશીએ ચઢીને બેસવું છે સર કે સી આઇ ઇ થવું છે તમને તમારા દેશની, ન્યાત-જાતની કે સમાજની કંઇ પરવા પડી નથી જે લોકો ઉદયને શિખરે પહોંચ્યા છે તેઓ દેશેદેશ ભટકયા છે નિરાશા, નિષ્ફળતા

અને કષ્ટોની ખીણોમા તે રખડયા છે ત્યારે જ તેમનો ઉદય થયો છે તમે તમારૂ કર્ત્તવ્ય સમજો છો? દેશની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરો, તેના ઉદ્યોગોને ખીલવો, અને વધારે જ્ઞાન મેળવો જ્ઞાનની અનેક શાખાઓ છે, તેના અનેક માર્ગો છે, તેમાના એકાદને પુરેપુરો ખેડો પરદેશ જાવ, નવુ નવુ શિખો અને દેશમા નવુ જ્ઞાન અને નવા ઉદ્યોગને વસાવો

દીન૦—એ તો શરીરે સબ્ધા હોય તેમનુ કામ, અમે તો શરીરે નબળા છીએ

હૃષી૦—તમને શુ થયુ છે? માદા કે નબળા છો એમ માનવુ એ તમારા મનની જ નબળાઇ છે મોજશોખ મારવાથી અને આહારવિહારના નિયમો બરાબર નહી પાળવાથી એ નબળાઇ ઉત્પન્ન થયેલી છે અફસોસ! હિંદમા આવી નબળાઇથી અનેક જણુ પોતાને નબળા માની બેઠેલા છે. પરદેશીઓએ તમને શિખવ્યુ છે કે તમે કંઈ પણુ કરવાને લાયક નથી, અને તમે માની બેઠા છો કે તમે કંઇ પણુ કરી શકો તેમ નથી બીજાઓએ તમને સમજાવ્યુ છે કે તમારો પ્રાચીન સુધારો મિથ્યા વ્હેમ છે, તમે તે વાતનો પણુ સ્વીકાર કરી બેઠા છો ભાઇઓ જાગો આપણા શાસ્ત્રો કહે છે કે તમે દેવો છો, સિહના બાળકો છો આત્માનાં સ્વરૂપો છો આપણુ વેદાન્ત કહે છે કે આત્મા સર્વશક્તિમાન છે, તમે સર્વ શક્તિમાન છો! તમારૂ ભાગ્ય તમારા હાથમા છે, તમે જ તમારા ભાગ્યના સૃષ્ટા છો જાગો, ઉઘ આળસને ત્યજો, એટલે કાર્યસિદ્ધિ તમારા હાથમા છે

દીન૦—અમારા નિર્વાહને માટે પણુ અમારે નોકરી કરવી નહી?

હૃષી૦—દીનબધુ, મારી પાસે આવી બાયલી વાત શુ કરે છે? સુખ દુખ તો આવે છે ને જાય છે, પણુ ખરા પુરૂષો પોતાના સિદ્ધાતમાથી ડગતા નથી તમે ચાર ભેગા મળીને વેપાર કરો, કપની કહાડો, દેશના ભાગી પડેલા ઉદ્યોગોને સજીવન કરો પારકી તાબેદારી કરવી તમને કેમ ગમે છે? નોકરી, નોકરી, શું કરો છો?

દીન૦—કપનીઓ ભાગી જાય છે અને વેપારીઓ દેવાળા કહાડે છે

હૃષી૦—દીનબધુ, એમા વાક કોનો છે? એમાં વાક તમારો છે. તમારામા ચારિત્ર્યની ખામી છે તમારામા પ્રમાણિકતા નથી અને તમે ઇર્ષ્યાથી ભરેલા છો ચારિત્ર્ય વગર તમેં હજારો કારખાનાં

કહાડો, હજારો કંપનીઓ ઉભી કરો, હજારો સંસ્થાઓ સ્થાપો, પણ પળવારમા તે સઘળી નાશ પામશે આપણામા ચારિત્ર્યવાન્ પુરૂષોની ખોટ છે તમે કારખાના ઉભા કરો છો પણ તમારી દાનત માત્ર તમારો સ્વાર્થ સાધવાની જ હોય છે આવી સ્વાર્થવૃત્તિ જ્યા ચાલી રહેલી છે ત્યા ઉદયની આશા જ શી !

આખો દિવસ બને મિત્રોએ આમ વાતો કરી પછી રાત પડી એટલે વાળુ કરીને બને મિત્રો સુઇ ગયા દીનબધુએ મનમા વિચાર કર્યો કે હૃષીકેશચદ્ર એની પાસેથી એમ ને એમ તો કઇ પણ લેનાર નથી માટે એક પચાસ રૂપિઆની નોટ તેના ગજવામા મુકી દેવી એકદમ તે ઉઠયો અને હૃષીકેશચદ્રને ઉંઘતો જોઈ તેણે એક પચાસ રૂપિઆની નોટ પોતાના ખીસ્સામાથી કહાડી અને તેને હૃષીકેશચદ્રના ખીસ્સામા મુકી દીધી સવારે હૃષીકેશચદ્ર ઉઠયો અને દાતણપાણી કરીને બહાર જવાને કપડા પહેરવા લાગ્યો એકાદ કાગળને માટે તેણે તેનો હાથ ગજવામા ઘાલ્યો અને કાગળો બહાર કાઢીને જોતા પચાસ રૂપિઆની નોટ તેની નજરે પડી હૃષીકેશચદ્રે જાણ્યુ કે એ કામ દીનબધુનુ હશે તેથી તે એને કહેવા લાગ્યો “ દીનબધુ, ચોરી કરવી એ જેમ ગુન્હો છે, તેમ રોટલી નાખીને ભિખારીઓ ઉત્પન્ન કરવા એ પણ ગુન્હો છે ”

દીનબધુ ખડખડ હસ્યો અને પછી બોલ્યો “ ભાઇ, એમ કેમ બોલ્યા ?

“ આ નોટ મારા ગજવામા આવી શી રીતે ? ” હૃષીકેશચદ્રે પુછ્યુ

દીનબધુ પાછો ખડખડ હસ્યો અને બોલ્યો “મારા ગજવામા મુકવાને બદલે તમારા ગજવામા મુકાઇ ગઇ હશે મારૂ ને તમારૂ એક જ છે કની ! ”

“ મારૂ અને તારૂ એમા કઇ ભેદ ન હોય તો આ નોટ તારા ગજવામા રહેવા દે, અને હુ માનીશ કે તે મારા ગજવામા છે તારૂ ગજવુ તે મારૂ જ ગજવુ છે ” હૃષીકેશચદ્રે જવાબ આપ્યો અને નોટ લઇને દીનબધુના ગજવામા મુકી.

દીનબધુ સાભળી રહ્યો શુ બોલવુ તે એને સુઝયુ નહી હૃષીકેશચંદ્રે પાછુ એને કહ્યુ “ ભાઇ, જાતમહેનત વગરનો એક પૈસો પણ મારે નકામો છે આવી વિચાર વગરની સખાવતથી જ હિંદમા ભિખારીઓ વધતા જાય છે એવી સખાવત કરનારા પ્રજાના શત્રુ

છે તે તેને આળસુ અને નિરૂદ્યમી બનાવે છે મારે નિરૂદ્યમી થવુ નથી ”

કામ હોવાથી હૃષીકેશચંદ્રે બહાર જવાની તૈયારી કરી દીનબંધુ તેની દઢતા અને અડગ નિશ્ચય ઉપર વિચાર કરતો અને આશ્ચર્ય પામતો ત્યા જ બેશી રહ્યો દીનબંધુ તેના મિત્રને મદદ કરવાને આવ્યો હતો પણ હૃષીકેશચંદ્રનો નિશ્ચય હતો કે કોઇની મદદનો સ્વીકાર કરવો નહી અને માત્ર જાતમહેનતથી અને પ્રમાણિકપણાથી જે મળે તે મેળવવુ અને તેનાથી ગુજરાન ચલાવવુ વાતચિત ઉપરથી દીનબંધુ એ બધુ સમજી ગયો હતો છતાપણ તેણે હૃષીકેશચંદ્રને કહ્યુ “ તમે આફતમા આવી પડેલા છો એમ સાભળીને હું અહી આવ્યો છુ મારા લાયક કંઇ કામકાજ હોય તો કહેશો ”

હૃષીકેશચંદ્ર દીનબંધુના કહેવાનો અર્થ સમજી ગયો, અને નિસ્પૃહાથી તેણે જવાબ આપ્યો “ પ્રભુ વગર કોઇ કોઇને મદદ કરી શકતુ નથી પ્રભુના આપ્યા વગર કોઇનુ ભગાતુ નથી જાતમહેનતમા પ્રભુનો હાથ છે, અને જાતમહેનતનો સુકો રોટલો પણ ઘણો મીઠો લાગે છે જાતમહેનત કરનારને પ્રભુ કદિ નાગો ભુખ્યો રાખતો નથી ”

દીનબંધુ મનમા સમજી ગયો કે હૃષીકેશચંદ્ર તેની એક પાઇનો પણ સ્વીકાર કરનાર નથી પણ મિત્રને ગમે તે રસ્તે મદદ તો કરવી એવો એનો દઢ નિશ્ચય હતો તેથી તેણે બીજી યુક્તિઓ શોધવા માડી હૃષીકેશચંદ્ર બહાર જવાને તૈયાર થયો એટલે દીનબંધુ પણ તેની સાથે ગયો રસ્તામા અનેક દુકાનો આવતી હતી તે દુકાનોએથી માલ લેવાનો અને હૃષીકેશચંદ્ર પાસે કોઇ વસ્તુ પસદ કરાવી તે તેને લઇ આપવાનો દીનબંધુએ મનમા વિચાર કર્યો ઘણી દુકાનો ઉપર તે તેને લઇ ગયો પણ હૃષીકેશચંદ્ર એક પણ વસ્તુને પસદ કરે નહી એક દુકાન ઉપર એક સુદર નકશીદાર ચાદીનો પ્યાલો બતાવીને દીનબંધુએ હૃષીકશચંદ્રને કહ્યુ “ આ તો તમને પસદ પડશે જ ! ” હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો “ એમા પસદ પડવા જેવુ શુ છે ! ”

દીન૦— શુ એ સુદર અને નકશીદાર નથી ?

હૃષી૦— જગતમા માત્ર કુદરતના કાર્યો જ સુદર છે તેમની નકશી ઓર છે મને તેમના જેટલુ સુદર બીજુ કઇ લાગતુ નથી

દીન૦— તમે તો જગતની બહારના માણસ દેખાવ છો સૌને ગમે તેયે પણ તમને ના ગમે

હૃષી૦— હા, તેમજ અને મને ગમે તે જગતને ના ગમે તે પણ કહે ને!

દીન૦— તમને શુ ગમે છે તે તો કહો ?

હૃષી૦— મને ગમે છે તે તુ મને આપીશ ?

દીન૦— હા, કહો, આપીશ

હીરા જેવી અમુલ્ય વસ્તુ હૃષીકેશચદ્રને ગમશે અને તેનાથી તે લલચાશે એણુ જાણીને દીનબધુએ એક સુદર હીરાની વીટી તેને બતાવી અને કહ્યુ "લ્યો, આ તમને ગમશે"

હૃષીકેશચદ્રે જવાબ આપ્યો "મારી પાસે એક ઘણો કિમતી હીરો છે તે મારા હૃદયમા બેઠેલો છે તે મારો આત્મા છે જગતના લાખો હીરા કરતા પણ હું તેને વધારે મુલ્યવાન ગણુ છુ, તેથી જગતના હીરા મને લલચાવી શકે તેમ નથી"

દીનબધુ આશ્ચર્ય પામ્યો અને હસતો હસતો બોલી ઉઠયો "ભાઇ તમે જબરા છો, તમારી આગળ નબળા પોચાનુ કામ નથી. તમારૂ હૃદય કોણ જાણે શેનુ બનેલુ છે!"

દીનબધુ ક્ષણવાર હૃષીકેશચદ્રની સામે જોઈ રહ્યો અને પછીથી થાકીને તે પાછો ઘર ભણી વળ્યો હૃષીકેશચદ્રના ખીસ્સામા રૂપિઆની નોટો છાનેમાને મુકી દેવાને તેણે ઘણીએ યુક્તિઓ કરી પણ તેમા તે ફાવી શકયો નહી તેની ખાત્રી થઇ કે હૃષીકેશચદ્ર તદ્દન નિસ્પૃહી છે અને તે તેની મદદનો સ્વીકાર કરનાર નથી બને જણુ ઘેર પાછા આવ્યા અને જુવે છે તો ચારૂચદ્રના ઉપર દાવો કરનાર તેમના પિત્રાઈ ભાઇઓ ઘરમા બેઠેલા તેમની નજરે પડયા

હૃષીકેશચદ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહી જે પિત્રાઇઓએ બોલવા વહેવાર પણ નહોતો રાખ્યો તે આજે ઘરમા આવીને બેઠેલા છે તે જોઇને તેને ઘણી નવાઇ લાગી હૃષીકેશચદ્રે મનમા વિચાર કર્યો અને તેમના આવવાનુ કારણ શુ હશે તે તેણે શોધવા માડયુ પણ તે કઈ કળી શકયો નહી, તેથી તેમના બોલવાની રાહ તે જોઇ રહ્યો

ભકતોએ ઘણી વાર કહેલુ છે **हे प्रभो ! कर्तुमकर्तुमन्यथा-कर्तुं समर्थोऽसि ॥** સુદામાની જ્યા ઝુપડી હતી ત્યા મોટો મહેલ

બંધાઈ રહ્યો હતો માંજારીના બચ્ચા નિમાના અગ્નિમા પણ એક ખુણે સહીસલામત રહ્યા હતા પ્રભુની ઘટના અજબ છે સાચને આચ નથી. પાપીઓ ખાડો ખોદે છે અને પોતે જ તેમા પડે છે

ચારૂચંદ્રના પિત્રાઇઓએ લુચ્ચાઇથી તેમની જમીન પડાવી લીધી હતી પણ પ્રભુનુ કરવુ એવુ થયુ કે તે જમીનમા તેમને બીલકુલ પાક થયો નહી અને જેમ જેમ તેની પાછળ તેઓ પૈસા ખરચતા ગયા તેમ તેમ તે વધારે ને વધારે બગડતી ગઇ તેઓ અનેક ઉપાયો કરે પણ કુદરત એવી એમની સામે થવા લાગી કે એકે બાબતમા તેઓ ફાવી શકે નહી આખરે તેમને માથે ઘણુ દેવુ થઇ ગયુ નોકરો પગાર નહી મળવાથી નાસી ગયા ખેડુતો જમીનમા પુરો પાક નહી ઉતરવાથી પડતી મુકીને ચાલતા થયા તેથી તેમની સ્થિતિ ઘણી નબળી થઇ ગઈ પોતાના પાપકર્મને માટે તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા તેઓ જમીનને વેચવાને અહી તહી ફર્યા પણ ગામના બધા લોકો ચારૂચંદ્રની તરફેણુમા હતા, તેઓ જાણુતા હતા કે તે જમીન જુઠથી પડાવી લેવામા આવેલી છે, તે ચારૂચંદ્રને પાછી મળે તો સારૂ એવી તેઓ ઇચ્છા રાખતા હતા, તેથી તે જમીન નહી રાખવાનો બધાએ નિશ્ચય કર્યો હતો ચારૂચંદ્રના પિત્રાઇઓ બધે ફરીને થાકયા પણ તેમની જમીન કોઇએ રાખી નહી આખરે તેઓ થાકીને પાછા ચારૂચંદ્રને પેગ આવ્યા હતા અને એ જમીન તે રાખે એમ કહેવાના હતા

હૃષીકેશચંદ્ર અપકારને બદલે પણ ઉપકાર કરે તેવો હતો તેના પિત્રાઇ કાકાઓને તેણે આદરમાનથી સારે સ્થાને બેસાડયા અને પછી તેમને આવવાનુ કારણ પુછયુ તેઓ સર્વે બોલી ઉઠયા "અમારે માથે ઘણુ દેવુ થઇ ગયુ છે અમારે અમારી જમીન વેચવી છે તમે તેને રાખો તો અમે તેને આપી દઇએ "

પિત્રાઇ કાકાઓ મનમા સમજતા હતા કે તે જમીન ચારૂચંદ્રની છે અને તે પાછી તેમને જાય તો સારૂ પણ શરમથી તેઓ મોઢે કહેતા નહોતા પાપકર્મની તેમને શિક્ષા થઇ હતી અને તેમની ખાત્રી થઇ હતી કે જ્યાસુધી એ જમીન ચારૂચંદ્રને પાછી સોપવામા નહી આવે ત્યાસુધી તેમનો ઉદય થનાર નથી 'દાનત તેવી બરકત' એ પ્રભુનો ન્યાય તેમની બાબતમા બરાબર પ્રવર્તી રહ્યો હતો પાપીઓ બે ઘડી સુખ દેખે પણ ખરાબ રસ્તે મેળવેલુ ધન નાશ

પામ્યા વગર રહેતુ નથી તે ઝાઝો વખત ટકતુ નથી અને ઉલટુ બીજા ધનને પણ સાથે ઘસડતુ જાય છે ચારુચંદ્રના પિત્રાઇ ભાઇઓની બાબતમા પણ તેમજ થયુ હતુ અને 'ચોરની મા કોઠીમા મો ઘાલીને રૂવે' તેમ તે મો સતાડીને રોતા હતા

હૃષીકેશચંદ્ર તેમના કહેવાનો ભાવાર્થ સમજી ગયો પણ શરણે આવેલા શત્રુને પણ મારવો નહી એવો તેનો સિદ્ધાંત હતો તેથી તેણે કહ્યુ "હા, તમારી મરજી હશે તો તેની કિંમત ઠરાવીને હુ વેચાતી રાખીશ"

"તમારે જે આપવુ હોય તે આપજો" પિત્રાઈ કાકાઓએ કહ્યુ

"અધર્મનો એક પૈસો પણ લેવો એ મારે હરામ બરાબર છે" હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો

પિત્રાઇ કાકાઓ મનમા સમજ્યા કે જમીનની કિંમત લઇશુ તો તે પણ પચવાની નથી, એ પણ અધર્મનો જ પૈસો લેખાશે અને તેને માટે તેમને ભોગવવુ પડશે આખરે તેઓ પશ્ચાત્તાપથી ગભરાઇને બોલી ઉઠયા "ભાઇ, અમારે મોઢે શુ કહેવરાવો છો, એ જમીન તમારી છે અમે તે જુઠથી લઇને જરાક પણ સુખી થયા નહી ઉલટો અમારો પૈસો હતો તે પણ ઘસડાઇ ગયો માટે અમે તેને પાછી સોપવા આવ્યા છીએ"

દીનબંધુ આ સઘળુ આશ્ચર્યથી જોઇ રહ્યો અને મનમા ને મનમા ઘણી નવાઇ પામ્યો મનમા તે બોલ્યો "સત્યનો પૈસો કદિ જતો નથી હૃષીકેશચંદ્રની શ્રદ્ધાને ધન્ય છે"

"તમે દાવો જીત્યા અને સરકારે તે જમીન તમારી ઠરાવી એટલે એ તમારી છે હું તે રાખીશ અને બાર મહિને અમુક રૂપિઆ તમને આપતો જઇશ મારી પાસે તેની કિંમત જેટલા બધા રૂપિઆ હાલમા નથી" હૃષીકેશચંદ્રે ધીમેથી કાકાઓને કહ્યુ

દીનબંધુ ઘણા હર્ષથી બોલી ઉઠયો "શાબાશ, હૃષીકેશચંદ્ર તમારી સત્યનિષ્ઠાને ધન્ય છે"

કાકાઓએ નમ્રપણે જવાબ આપ્યો

"તમારે જેમ કરવુ હોય તેમ કરજો આજથી એ જમીન તમારી છે તમે તેને ખેડાવજો અને આ તમારા પિત્રાઇ કાકાઓને ભરણ પોષણને માટે કંઇક આપવુ હોય તો આપજો અમે ઘણા ગરીબ થઇ ગયા છીએ અમે તમારૂ બગાડવા ગયા પણ અમે જ ઘણા દુખી થયા ભાઇ, તમારા અંત:કરણથી અમને ક્ષમા આપજો"

હૃષીકેશચંદ્રે તેમને આશ્વાસન આપ્યુ અને જમીન કબજામા લઇ તેને ખેડાવવા માડી તેમાથી ઘણો સારો પાક ઉતરવા લાગ્યો અને તેનુ કુટુબ મૂળની સારી સ્થિતિ ઉપર આવવા માડયુ હૃષીકેશચંદ્ર તેના પિત્રાઇ કાકાઓને ભુલી ગયો નહી તેમને ભરણપોષણ જેટલુ તેણે આપ્યા કર્યું, અને ચારૂચંદ્ર તથા તેમના પિત્રાઇઓ વચ્ચે પરસ્પર પ્રીતિ બધાઇ રહી જે એક વખત અદેખાઇથી તેમનુ ભુડુ કરવાને તત્પર થતા તે હવે ચારૂચંદ્રની વારે ધાવા લાગ્યા, તેમના તરફ પ્રીતિ રાખવા લાગ્યા, અને તેમના કુટુબ પ્રત્યે ભાવ ધરવા લાગ્યા

દીનબધુ થોડાક દિવસ મનહરપુરમા રહ્યો અને હૃષીકેશચંદ્રની પલટાતી સ્થિતિને નિહાળી રહ્યો તેના અડગ નિશ્ચયની તેણે પ્રશસા કરી તેના પિત્રાઇ કાકાઓની બદલાયલી રીતભાતથી તે આશ્ચર્ય પામ્યો, અને પ્રભુની અદ્ભૂત લીલા ઉપર વિચાર કરીને ચકિત થયો જગતમા પ્રવર્તી રહેલા પ્રભુના અવિચળ નિયમોનુ અવલોકન કરીને તે એક કવિની નીચેની લીટીઓ વારવાર શ્રદ્ધાથી ગાઇ રહ્યો

" સાચને ને જુઠને નથી રે જમાનાની અસર
માટી માહી મેળવો પણ હીરો તે હીરો આખર,—સાચને
કાદો વાવી કસ્તુરીની આશા નવ રાખીએ રે,
કાદો તે કાદો આખર, સાચને ને જુઠને — "

મનહરપુરમા થોડા દિવસ રહીને દીનબધુ પોતાને ગામ ગયો અને હૃષીકેશચંદ્ર ઘરની સ્થિતિ સુધારવાને અને તેને મૂળની સ્થિતિએ લાવવાને અનેક પ્રયાસ કરવા લાગ્યો પેઢીના લહેણદારોને બોલાવી બોલાવીને તેણે સઘળુ દેવુ પાઇએ પાઇ ચુકવી આપ્યુ કેટલાક મુદત વીતી ગયેલી હોવાથી આવ્યા નહી પણ હૃષીકેશચંદ્ર તેમને પણ બોલાવ્યા અને ચોપડામા પિતાના હાથના અક્ષર જોઇને મુદત વીત્યા છતા પણ તેમને પુરેપુરા પૈસા વ્યાજ સુદ્ધા આપી દીધા

આ પ્રમાણે પ્રભુએ પાપીઓનો પરાજય કર્યો, પવિત્ર અને ભક્ત જનના ટેકને જાળવ્યો, અને સાચને આચ આવવા દીધી નહી પિતા માતા અને પુત્ર એ ત્રણે જણ પ્રભુનો ઉપકાર માનીને તેની ભક્તિ કરવા લાગ્યા, અને વધારે પ્રભુપરાયણ થયા હૃષીકેશચંદ્રને દુ ખનો અનુભવ થયો તેથી તેનામા દયા ઉત્પન્ન થઇ અને તેનુ મન વધારે બળ પામીને પોતાના મૂળના ઉચ્ચ વિચારોને વધારે દઢતાથી ધારણ કરવા લાગ્યુ તે વધારે પવિત્ર થયો, વધારે અનુભવી બન્યો, અને મનના મનોરથોને મનમા પોષતો થોડા દિવસ મનહરપુરમા રહ્યો

---

## પ્રકરણ ૧૪ મું.

### કાશીમાં

"Princes throwing away their kingdoms and turning into monks, men of superior capacities and accomplishments embracing the lives of beggars, a handful of men rushing upon millions to die fighting rather than give up their swords, hundreds of women cheerfully walking into huge flames of fire rather than be polluted by the unholy touch of tyrants–this is India The effacement of the man-self for the God-self has ever been the key-note of the highest life of India "

જીવનના પાછલા દિવસો કાશીમા રહીને વિશ્વનાથની પૂજામા ગાળવા એવો નિશ્ચય શારદાદેવીનો હોવાથી તેમણે હવે એક દિવસ હૃષીકેશચદ્રને કહ્યુ "બેટા, આ સસારમા અમે ઘણા દિવસ ખાધુ, પીધુ, અને એશઆરામ ભોગવ્યો પ્રભુની કૃપાથી અમે અમારા દિવસો સુખમા ગાળ્યા સસારમા સુખ, દુ ખ અમે જોયા આ જગતના તુચ્છ પદાર્થોનુ સેવન પ્રભુએ કરાવ્યુ તેટલુ અમે કર્યુ સસાર હવે મને નિરસ અને તુચ્છ લાગે છે એ સાસારિક પદાર્થો મનુષ્યને ખરૂ નિત્ય સુખ આપી શકતા નથી એમના ભોગથી મનુષ્યને તૃપ્તિ થતી નથી સાચુ સુખ પ્રભુભક્તિમા છે માટે બેટા, હવે મને કાશી મુકી આવ, અને મારી જીદગીના પાછલા દિવસો વિશ્વનાથની પૂજામા ગાળવા દે, કે જેથી કરીને હુ નિત્ય અને અક્ષય્ય સુખને પ્રાપ્ત કરૂ!"

"માતુશ્રી, આપની જેવી આજ્ઞા આપની આજ્ઞા હુ મસ્તકે ચ્હડાવુ છુ. માની શુભ ઇચ્છાને પાર પાડવાને પુત્ર બધાયલોજ છે"

"હૃષીકેશ, મારે નથી જોઇતુ ધન, કે નથી જોઇતા ભોગવિલાસ એ સઘળુ ક્ષણિક છે અને તે અતે મનુષ્યને અધમ અને પામર બનાવી મુકે છે"

"તો માજી, જેથી ઉચ્ચ અને અક્ષય્ય સુખ પ્રાપ્ત થાય તેવે માર્ગે જીવનપ્રવાહને વહેવરાવો."

"એવો માર્ગ વિશ્વનાથની ભક્તિ છે બીજો કોઇ નથી"

"હા, ત્યારે કાશીમા રહીને વિશ્વનાથની ભક્તિ કરો તમારે માટે સઘળુ સાધન કરી આપવુ એ મારી ફરજ છે"

"બેટા, હવે મારી ઇચ્છા એટલી એ જ છે"

"તમારી ઇચ્છા એ જ તમારી આજ્ઞા એ આજ્ઞાને હુ માથે ચ્હડાવુ છુ પણ પિતાજી શુ કરશે?"

"એમની ઇચ્છા હજી થોડો સમય મનહરપુરમા રહેવાની છે"

"ત્યારે તમે એકલા તૈયારી કરો હુ તમને કાશી મુકી આવુ"

કાશી હિંદુઓનુ પવિત્ર ધામ ગણાય છે માટે ત્યા જ રહીને આયુષ્ય પુરૂ કરવુ એવો નિશ્ચય કરીને શારદાદેવીએ સઘળી તૈયારી કરવા માંડી અને નક્કી કરેલે એક દિવસે હૃષીકેશચદ્ર અને શારદાદેવી કાશી જવાને નીકળ્યા, અને કેટલાક દિવસ મુસાફરીમા ગાળ્યા પછી બને ગગા નદીને કિનારે આવી પહોચ્યા બીજા ઘણા યાત્રાળુઓ ત્યા આવીને ઉતરેલા હતા અને મછવામા બેસીને નદીની પેલી પાર ઉતરી જવાનો વિચાર કરતા હતા સાયકાળનો સમય થઇ ગયો હતો જુના વિચારની શારદાદેવીએ આગગાડીમા અન્ન કે જળ કઇ પણ લીધુ નહોતુ, તે અપવાસી હતા માતૃવત્સલ પુત્ર હૃષીકેશચદ્રે તેમને માટે કઇ ખાવાનુ આપ્યુ, ગગાજળથી ભરીને એક પાત્ર તેમની પાસે મુકયુ, અને તેમના ભૂખ અને તરસ મટાડયા સર્વે યાત્રાળુઓએ આખી રાત ત્યા ને ત્યા જ ગાળી

બીજે દિવસે અરૂણોદયની રેખાઓથી પૂર્વ દિશાનુ આકાશ પ્રકાશિત થયુ ત્યાર પહેલા સઘળા યાત્રાળુઓ ઉઠયા, પવિત્ર ગગાજીમા સ્નાન કરી આવ્યા, અને કોઈ હાથમા માળા લઇ, કોઇ મુખેથી બોલી, અને કોઇ પૂજાપાઠ કરીને ઇશ્વરભક્તિમા એકાદ બે કલાક ગાળવા લાગ્યા કેટલાક હાથમા એકતારો લઇ, કેટલાક કરતાલ લઈ, અને કેટલાક માત્ર હાથથી તાલ આપતા ભજન ગાવા લાગ્યા ભજનની રમઝટ ચાલી રહી આખરે જયારે એ મહાન, જુની, અને પ્રતાપી કાશીનગરીના દેવાલયોની લાબી હારો, મિનારા, અને ગગાનદીના ઘાટ ગ્રીષ્મ ઋતુના સૂર્યોદયથી પ્રકાશિત દેખાવા લાગ્યા ત્યારે સર્વે યાત્રાળુઓ મછવામા બેઠા, અને ભજન ગાતા, ઉમા મહેશ્વરની વાતો કહેતા, શ્રી વિશ્વનાથનુ ધ્યાન ધરતા, અત્યત

ભાવિક બની પ્રભુને ચિત્તમા સ્થાપિત કરતા, નદીને પેલે કિનારે-
જવા લાગ્યા

ગંગા નદીની બીજી બાજુએથી જોતા કાશીનગરી જે ભવ્ય દેખાવ આપે છે તેના કરતા વધારે પ્રૌઢ દેખાવ દુનિયા ઉપરના થોડાક જ શહેર આપતા હશે પ્રતાપી ગંગાનદીના પાણીની સપાટી આગળ ઉંચી લાબી હારોમા દેવાલયોના વર્તુળાકાર શિખરો આકાશ સુધી પહોચેલા માલમ પડે છે નીચે કિનારા ઉપર આવેલા પગથીયા ઉપરથી પવિત્ર અને શ્રદ્ધાળુ યાત્રાળુઓ ઉતરતા જણાય છે વિશાળ ગંગાનદીનુ પાણી તે પ્રતાપી નગરીના ઘાટ અને મકાનોને અથડાઇ-ને જાય છે અહી અનેક બ્રાહ્મણો, સન્યાસીઓ, સાધુઓ વગેરે આ પવિત્ર નદીમા સ્નાન કરી, ભસ્મ રૂદ્રાક્ષને ધારણ કરી, સંધ્યા-વંદનાદિ કરતા જણાઇ આવે છે આ દુનિયાનો ત્યાગ કરી પોતાનો અવસાન કાળ આ પવિત્ર નગરીમા પુરો કરવાને આવેલા જુદાજુદા દેશના વૃદ્ધ સ્ત્રી પુરૂષો ગંગાનદીમા સ્નાન કરવાને અનેક શ્રમ વેઠતા અહી નજરે પડે છે

આ ભવ્ય દેખાવને નિહાળતા યાત્રાળુઓ કિનારે આવી પહોચ્યા એ વખતે ઘણા દેવાલયોમાથી આવતો શંખ અને ઘટનો નાદ તેમના કાનમા અથડાવા લાગ્યો ઘાટ ઉપર ફરતા માણસોની રંગબેરંગી છત્રીઓ તથા શિવાલયોના ધોળા અને ભગવા વાવટા સવારના પ્રકાશ-થી તેજસ્વી બનેલા તેમની દૃષ્ટિએ પડયા યાત્રાળુઓને મન આ પવિત્ર પુરીનો દેખાવ ઘણો જ રમણીય થઈ પડયો અને તેની ઉંડી છાપ તેમના હૃદયમા સદાને માટે કોતરાઇ રહી

શારદાદેવીએ આવુ પવિત્ર અને ભવ્ય શહેર કદિ જોયુ નહોતુ તેથી તેમને મન આવો દેખાવ અત્યંત મનોહર અને પ્રિય બની ગયો ભક્તિ અને પવિત્રતામા જીદગીના દિવસો ગાળવાની ઇચ્છા રાખનારી આ હિંદુ સ્ત્રીના અંતઃકરણમા આ પવિત્ર શહેર કરતા દુનિયાની બીજી કોઇ પણ વસ્તુ વધારે મોહકારક ન લાગી તેનુ હૃદય સ્વાભાવિક રીતે ગંગાનદી અને તેના ઉપરના દેવાલયો તરફ આકર્ષાયુ, આખો એની મેળે જ મીચાવા લાગી, અને નદીના કિનારા ઉપર પૂર્ણ ધ્યાનમા ઉભી ઉભી પવિત્ર શારદાદેવી વિશ્વનાથનુ મંદિર અને તેની આસપાસનો રમણીય દેખાવ ભક્તિભાવથી નિહાળી રહી તેનો

આત્મા ને પવિત્ર અને પૂજ્ય દેખાવમા તન્મય થઇ ગયો, અને આ મોટામા મોટી કૃપાને માટે વિશ્વનાથનો આભાર માનતા તેની આંખો-માથી હર્ષના અશ્રુ તેની વૃદ્ધ કાયા ઉપર ટપકી રહ્યા

હૃષીકેશચન્દ્ર ઇંગ્રેજી વિદ્યાનો અભ્યાસી હતો પણ અર્વાચીન સમયમા જેમ અનેક તરૂણોના હૃદયમા ધાર્મિક ભાવનાઓનો અભાવ જોવામા આવે છે તેમ તેની બાબતમા ન હતુ સસ્કૃતનો તેણે ઉંડો અભ્યાસ કર્યો હતો અને એ વિદ્યાએ તેના ધાર્મિક સસ્કારોને ખીલવીને તેનામા વૈરાગ્યવૃત્તિ કઇક અશે ઉત્પન્ન કરી હતી માતા-પિતામાથી ઉતરી આવેલા સુસસ્કારો તેમા ઉમેરો કરતા અને તેથી હૃષીકેશચન્દ્ર શ્રદ્ધાવાન બની આર્યોના પ્રાચીન સિદ્ધાતોને અનુસરતો પણ કોઇ વાર પાશ્ચાત્ય વિદ્યાની અસરથી તેનુ મન ડગમગતુ અને મૂર્તિપૂજા જેવા વિષયો તરફ તે ઉદાસીન વૃત્તિ દાખવતો એ બાબત મા ઇંગ્રેજી વિદ્યા એના નિશ્ચયોને શિથિલ કરી એનુ મન શકાશીલ બનાવતી યૌવન અને અપૂર્ણ જ્ઞાન એમા કઇક ઉમેરો કરતા અનુ-ભવની ખામી અનેક સશયો ઉત્પન્ન કરતી કોઇ પણ અમુક આશય વગર સ્વદેશાભિમાનની " સ્મશાન વૈરાગ્ય " જેવી લાગણીથી હજી જીવન ગળાતુ હોવાથી તેનુ મન ક્વચિત્ ઉત્સાહમા આવતુ અને ક્વચિત્ અશાન્ત બની રહેતુ એવા પુરૂષોને પરમાત્માનુ યથાર્થ ભાન કરાવવાને દૃઢ વૈરાગ્યવાળા બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય સન્યાસીના સત્સગની જરૂર હોય છે હૃષીકેશચન્દ્ર એવા ગુરૂની અપેક્ષા રાખતો અને તેથી હિંદુઓના આ પવિત્ર ધામમા એવા મહાપુરૂષના સમા-ગમની આશા રાખીને ને આ જુની પુરાણી પવિત્ર કાશીનગરીને માનની લાગણી અને પૂજ્ય ભાવથી અવલોકી રહ્યો

પવિત્ર ભાવનાઓથી ભરેલા કાશીનગરીના આ ભવ્ય દેખાવથી હૃષીકેશચન્દ્રના મન ઉપર ભારે અસર થઇ આ પવિત્ર નગરીનો મનહર દેખાવ તેના મગજમા કઇ કઇ કલ્પનાઓ ઉત્પન્ન કરવા લાગ્યો તેનુ હૃદય શ્રદ્ધા, ભક્તિ અને પ્રાચીન કાળની મહત્તાના વિચારોમા અથડાવા લાગ્યુ કાશી કોઇ અલૌકિક શક્તિવાળા દેવતાનુ નિવાસસ્થાન છે એવુ ભાન તેને થઇ રહ્યુ તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી હિંદુ કળા, વિદ્યા, અને ધર્મના આ જુના સ્થળ ઉપર ધ્યાન દઇને જોતા તેને લાગ્યુ કે વહી ગયેલા ત્રણ હજાર વર્ષની સુવર્ણમય પાંખો આ દેવાલયો ઉપર હજી પણ અથડાય છે હિંદુસ્તાન

એક પુરાણપ્રસિદ્ધ દેશ છે એક વખત એવો હતો કે જે વળા સ્વતત્રતા, પરાક્રમ, અને વૈભવનુ સર્વ સુખ હિંદુસ્તાન ભોગવતુ હતુ સ્વદેશભક્તિ, વેદાતવિચાર, તત્વજ્ઞાન, તર્કશાસ્ત્ર, અલકારશાસ્ત્ર, યુદ્ધનૈપુણ્ય, રાજનીતિ વગેરે અનેક ઉપયુક્ત શાસ્ત્ર અને કળાનુ તે નિવાસસ્થાન હતુ યુરોપમા જે વખતે લોકો લગોટી વાળી શરીર રગીત કરીને અરણ્યમા જગલી લોકોની માફક ફરતા હતા તે વખતે હિંદ આર્યસુધારણાની ટોચ ઉપર પોતાની ધ્વજા ફરકાવતુ હતુ એ સમયના કાવ્યો, નાટકો, અને ઉપનિષદો એનો જ્વલત પુરાવો છે. ઐશ્વર્ય, બુદ્ધિ, વૈભવ, અને તત્વજ્ઞાનના ઉંચા શિખર ઉપર હિંદ આ પ્રમાણે દોલાયમાન થઇ રહ્યુ હતુ તેનો આબેહુબ ચિતાર હૃષીકેશચદ્રની માનસિક દષ્ટિમા ખડો થઇ ગયો અને પ્રાચીન સમયની સર્વોપરિતાના ભણકારા તેના મગજમા વાગી રહ્યા.

આ વેળાએ વિશ્વનાથના દેવળમા પ્રાતપૂજાનો સમય થયો હતો પવિત્ર અને શ્રદ્ધાળુ લોકોને ખબર આપવાને ઘટનાદ થયા કરતો હતો યાત્રાળુઓએ પવિત્ર ગગા નદીમા સ્નાન કર્યું અને કંઈ પણ ખાવાની કે પીવાની દરકાર કર્યા વગર સર્વે વિશ્વનાથના મદિરમા જવા લાગ્યા હૃષીકેશચદ્ર અને શારદાદેવી તેમની સાથે સાથે ગયા મદિરમા પેસતા યાત્રાળુઓએ " કાશી વિશ્વનાથ કી જય, " " હર હર મહાદેવ, " જય મહાદેવ," વગેરેના પોકારથી આખુ શિવાલય ગજાવી મુકયુ અદરની બાજુએ પૂજારીઓ સસ્કૃત ભાષામા રોજની સ્તુતિ ભણતા હતા મહાદેવની સુવર્ણમય જળાધારી આગળ એક ઘીનો મોટો દીવો બળતો હતો ઉપરથી ઘટનો નાદ ગણગણાટ કરી રહ્યો હતો ઘણી જાતના લોકો વિશ્વનાથના લિંગની આસપાસ વિંટળાઇ રહ્યા હતા ધૂપનો ધુમાડો ધીમે ધીમે ઉચે ચ્હડીને શિવાલયમા ચારે પાસ સુગધ પ્રસારતો હતો અને યાત્રાળુઓના શરીરને સ્પર્શ કરી બારણામાથી બહાર નીકળી આકાશ તરફ ચાલ્યો જતો હતો પૂજા માટે આણેલા ગુલાબ, જાઇ, જુઇ, અને મોગરાના સુગધીદાર પુષ્પો તથા કુમળા બીલીપત્રથી ભરેલી સુંદર છાબડીઓ અહીં તહીં મુકેલી નજરે આવતી હતી અને તેમાથી પ્રસરતી સુવાસ આખા મદિરને સુવાસિત કરી મુકતી હતી દરેક યાત્રાળુ પત્ર પુષ્પ કે ફળ લઇને આવતો હતો અને તેને ગંગાજળથી

પવિત્ર કરી શ્રીવિશ્વનાથને અર્પણ કરતો હતો આખરે પૂજારીઓએ સ્તુતિ પુરી કરી, આરતીનો સમય થયો, ઘંટનાદ તીવ્ર થવા લાગ્યો, મુખ્ય પૂજારી આરતી ઉતારવા લાગ્યો, અને દરેક ભક્ત આ દુનિયાના વિચારોનો તદ્દન ત્યાગ કરી, મનમા સ્તુતિ કરતો, માથુ નીચુ નમાવીને વિશ્વના પતિ કાશીવિશ્વેશ્વરને સંપૂર્ણ ભાવથી ભજવા લાગ્યો

આરતી થયા પછી મંત્રપુષ્પાંજળી અર્પણ કરવાને બ્રાહ્મણોએ હાથમા બીલીપત્ર અને પુષ્પ લીધા સર્વે મંત્રોચ્ચાર કરવા લાગ્યા વેદમંત્રના ઘોષથી આખુ દેવાલય ગાજી રહ્યુ શ્રદ્ધાળુ લોકો લાંબા થઇને શાંત ચિત્તથી સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા એ સઘળુ જોઇને હૃષીકેશચંદ્રનુ અંતઃકરણ પીગળ્યુ શારદાદેવીનુ ધર્મિષ્ઠપણુ, અને શિવભક્તોની અચળ શ્રદ્ધા તથા ઐહિક સુખની અવગણના જોઈને તેના પાશ્ચાત્ય વિચારો શિથિલ થયા માતાએ અર્પેલી ધાર્મિક વૃત્તિ તેના હૃદયમા જાગૃત થઇ, અને તેમની પવિત્રતા તથા દૃઢ વૈરાગ્યવૃત્તિ નિહાળી, દેવાલયમાના અનેક ભક્તોની ધર્મનિષ્ઠા અનુભવી, “ આ પણ ખોટુ કેમ હોય ‘ હજારો વર્ષથી ચાલતી આવતી હિંદુઓની આ વૃત્તિમા કંઇક પણ ગૂઢ અર્થ સમાયલો હશે ! ” એમ અનેક વિચારોથી હૃષીકેશચંદ્રનુ મસ્તક ચગડોળે ચ્હડયુ તેના મનમા પ્રાર્થના કરવાની ઇચ્છા થઇ પાશ્ચાત્ય સંસ્કારોએ તેના ચિત્તને અવ્યવસ્થિત કર્યુ અને મૂર્તિપૂજા તરફ અશ્રદ્ધા ઉત્પન્ન કરી, અને તેની ઇચ્છાને દબાવી. હૃષીકેશચંદ્ર વિવ્હલ બન્યો, આમ તેમ જોવા લાગ્યો, અને તેનુ ચિત્ત શ્રદ્ધા અને અશ્રદ્ધાની વચમા ગોથા ખાવા લાગ્યુ તે મનમા બડબડયો ‘ નિત્ય સત્ય પક્ષને અને સદસત્ વિવેકબુદ્ધિને જ પકડીને વર્તન કરવુ એવો ઉદ્દેશ આર્ય પ્રજાનો છે એમ આ ભક્તો દર્શાવે છે આ સંસાર અસાર છે, શાશ્વત સુખ કે જેની ખુબી ઓર જ છે તેનો જરાક પણ અંશ આ પૃથ્વી ઉપર નથી અને તેને માટે તેનો રસાસ્વાદ લેવાને આપણે પરલોકનુ સાધન કરવુ જોઇએ આવા પ્રકારની સમજુતી આપણા આર્ય લોકોની છે સર્વ સ્થળનુ સુખ એકત્ર કરી તેનો જે એક અવર્ણનીય કોઠાર ઈશ્વરે બાધી મુકેલો છે તે માત્ર ઈશ્વર ભક્તિમા જ છે, બીજી કોઈ પણ જગ્યાએ નથી, એજ આ શ્રદ્ધાળુ જનોની કલ્પના છે આ અમૂર્ત સુખાનંદનો અનુભવ કરવા સારૂ અનેક વિપત્તિઓને પણ સહન કરવી,

એવી તેમની ધારણા છે આ પૃથ્વી ઉપરની સઘળી વસ્તુઓ નાશવત છે એમ ગણી આ લોકના સુખને તુચ્છ માનવુ, કામ ક્રોધાદિ ષડરિપુ કેવી રીતે મરાશે એજ આપણુ લક્ષ્ય રાખવુ, મનુષ્ય કોણ છે એ વિચારની શોધમા અહકારનો ત્યાગ કરવો અને સહજ કલ્યાણવૃત્તિને જ પોષવી, એવો આ સાત્વિક જનોનો આશય છે ઐહિક સુખ તરફ આવો તિરસ્કાર અને પારલૌકિક સુખ તરફ આટલો બધો પ્રેમ દર્શાવનારી પ્રજા અન્ય સ્થળે મળશે નહી ધર્મની ભીતિ હિંદમા જેટલી રખાય છે તેટલી બીજા કોઇ પણ દેશમા રખાતી નથી હિંદ કેવળ સાત્વિક ગુણનુ જ પુતળુ છે એમ કહેવામા અતિશયોક્તિ નથી આવી સત્યશીલ વૃત્તિ દુનિયા ઉપર કોઈ પણ દેશે ધારણ કરી નથી, આજ કોઈ ધારણ કરતો નથી, અને હવે પછી કોઇ ધારણ કરનાર નથી અલબત્ત, આ વૃત્તિમા કઈ નિત્ય સુખ સમાયલુ હોવુ જોઇએ, નહી તો હજારો વર્ષ ઉપર જેવી હતી તેવી ને તેવી જ અત્યારે પણ તે હિંદમા દશ્યમાન થાય નહી એ સાત્વિક વૃત્તિને ઉત્પન્ન કરનારી મૂર્તિપૂજા નિરર્થક છે એમ કેમ કહેવાય ? ”

હૃષીકેશચદ્રનુ મસ્તક નમ્યુ વળી વિચાર એક દિશામાથી બીજી દિશામા જવા લાગ્યો “ આ પ્રમાણે પ્રજ્વલિત સનાતન ધર્મના ઉદાત્ત તત્વની ટોચ ઉપર જઇ પહોચેલુ હિંદુસ્તાન આજ અધમ સ્થિતિને પ્રાપ્ત કેમ કરી રહ્યુ છે ? ” પણ એ વિચાર અહી ને અહી જ શારદાદેવીના આગમનથી અટકયો

બપોરના બાર વાગવાનો સમય થવા આવ્યો હતો શારદાદેવીએ મુકામ ઉપર જવાની ઇચ્છા જણાવી એક ગોરને ત્યા મુકામ કરવાનો તેમનો વિચાર હતો, તેથી કોઇ પવિત્ર અને વૃદ્ધ બ્રાહ્મણને શોધી કહાડી તેને ઘેર બને જણ ગયા અને ત્યા ભોજન લઇને થોડોક વખત વિશ્રાતિ લીધી ત્રીજા પહોરનો સમય થવા આવ્યો એટલે હૃષીકેશચદ્ર તેના ગોર વિષ્ણુશકરને લઇને આ પ્રતાપી નગરીના મુખ્ય મુખ્ય સ્થાનો જોવાને નીકળી પડયો કાશીની સાકડી ગલીઓમા થઇને તે જવા લાગ્યા એ ગલીઓ જાત્રાળુઓના ટોળાથી ભરપુર હતી અને તેની બને બાજુએ ઉચી ઇમારતો આવેલી હતી રસ્તામા ગાયો તથા આખલા લોકોની ભીડમા થઇને કોઇને ઇજા કર્યા વગર પોતાનો માર્ગ કરતા નજરે આવતા હતા આ પવિત્ર

નગરીમા રહેવાથી જાણે કે તેઓ પોતાનો પશુસ્વભાવ ભૂલી જઇ કેવળ નમ્ર થઇ ગયા હોય તેમ સાત્વિક વૃત્તિને ધારણ કરીને ચાલતા તેમને જોઇને હૃષીકેશચંદ્રના મનમા ઘણુજ આશ્ચર્ય લાગ્યુ. સત્વ ગુણનો પ્રભાવ જંગલી પ્રાણીઓ ઉપર પણ કેવી જાદુઇ અસર ઉત્પન્ન કરે છે તેનો પ્રત્યક્ષ અનુભવ આજ તેને મળ્યો

આગળ ચાલતા અનેક દેશના સ્ત્રી પુરૂષો તેની નજરે પડવા લાગ્યા તેઓ જુદા જુદા પોશાક ધારણ કરી જુદી જુદી ભાષા બોલતા અહી તહી ફરતા જણાતા હતા મરાઠાઓ, બંગાળીઓ, ગુજરાતીઓ, મારવાડીઓ, તથા ઉત્તર હિંદુસ્તાનના લોકો માત્ર એક વસ્ત્ર પહેરી અને એક ઓઢી, લલાટમા ભસ્મ કે ચદન લગાવી, અત્યત ભક્તિભાવથી એક દેવાલયમાથી નીકળી બીજા દેવાલયમા જતા માલમ પડતા હતા મહેલ્લાઓમા તથા બહાર વૃક્ષની છાયા નીચે પડેલી અસખ્ય પ્રતિમાઓ આગળ પુષ્પ, ચદન, ચોખા, કે પૈસા અર્પણ કરતા કરતા તેઓ આગળ જતા હતા રસ્તા ઉપર કેટલાક વૈરાગીઓ ભસ્મ ધારણ કરીને બેઠા હતા અને કેટલાક ભક્તો ચદનનુ તિલક કરીને માળા ફેરવતા દેખાતા હતા ઉચા અને મજબૂત બાધાના યાત્રાળુઓ પોતાનો સામાન પીઠ ઉપર બાધી દઇ હાથમા મોટી લાકડીઓ લઇને બિહારમાથી આવતા જણાતા હતા છોટા નાગપુરના ઉચ્ચ પ્રદેશમાથી નાના કદના પણ જોરાવર માણસોના ટોળા આ હિંદુઓના પવિત્ર ધામમા પ્રયાણ કરતા જણાતા હતા જુદી જુદી જાતના માણસોની એક મહાન્ પરિષદ્ ભરાઇ હોય તેમ કાશીનો દેખાવ થઇ રહ્યો હતો

દરેક સ્થળ જોતો જોતો હૃષીકેશચદ્ર આગળ ચાલ્યો દરેક સ્થળના વિષે કહેવાતી દતકથાઓ વિષ્ણુશકર તેને કહી સભળાવતો હતો, તેથી હૃષીકશચદ્રના મનમા તે સ્થાનોને માટે અધિક પ્રેમ ઉત્પન્ન થતો હતો પવિત્ર મૃગબાગ કે જ્યા બુદ્ધ મહાત્માએ પ્રથમ પોતાનો ઉચા પ્રકારનો ધર્મ તથા શિક્ષાઓ કહી સભળાવી હતી ત્યા આગળ આવતા હૃષીકેશચદ્ર તે સ્થાનની રમણીયતા ભવ્યતા, અને સૃષ્ટિસૌંદર્ય નિહાળી તેના વખાણ કરવા લાગ્યો અને તેમા પ્રવેશ કરવાથી જાણે કે તેનુ મન ઉચ્ચતર સ્થાને સ્થિત થયુ હોય તેમ તેના ચિત્તમા અનેક પવિત્ર વાસનાઓ સ્ફુરવા લાગી

વિષ્ણુશકર તેને હવે સન્યાસીઓના મઠ તરફ લઇ ગયો

અહી અનેક સાધુ, સત, સન્યાસીઓ, અને વેરાગીઓ પોતાના શિષ્યોને બોધ આપતા હતા એ સર્વ તરફ નજર કરી આગળી વડે બતાવતો ગભીરપણે વિષ્ણુશકર બોલ્યો "હૃષીકેશભાઈ, આ કાશી એક જુનામા જુનુ શહેર છે હજારો વર્ષથી તે આજ સુધી આ નગરી ઘણી પવિત્ર અને આર્ય તત્વજ્ઞાનનુ મુખ્ય ધામ લેખાય છે અહી જે મહાત્માઓ વસે છે તેવા અન્ય સ્થળે ભાગ્યેજ મળી આવશે શ્રેષ્ઠ સન્યાસીઓ, યોગીઓ, અને પડિતોનો વાસ અહી જ છે ભાસ્કરાનદ જેવા સન્યાસી, વિશુદ્ધાનદ જેવા યોગી, અને અમરદાસ જેવા સાધુ અહીજ વસે છે તે મહાત્માઓના દર્શન થશે ત્યારે જ તમને આર્યધર્મની શ્રેષ્ઠતાનુ ભાન થશે માત્ર આમતેમ ફરીને પાછા જનાર આધુનિક સમયના કેળવાયલાઓ આ નગરીને વિચિત્ર વ્હેમોનુ સ્થાન ગણે છે, પણ વિચારવત પ્રેક્ષકોને તે આર્યધર્મના ઉચા શિખર ઉપર ચ્હડેલી ભાસે છે"

સૌથી વધારે નજીક સ્વામી ભાસ્કરાનદનો મઠ હતો, તેથી બને જણ તેમા પેઠા યતીન્દ્ર પોતાના કેટલાક શિષ્યોને લઇને બેઠા હતા અને તેમને વેદાધ્યયન કરાવતા હતા તેમને જોઇને વિષ્ણુશંકર બોલ્યો "હૃષીકેશભાઇ, પૂર્વે આ ભારતવર્ષમા એવા મહાત્માઓ ઉત્પન્ન થતા હતા કે જેના તપનો પ્રભાવ પ્રત્યક્ષ જોઇને સાધારણ મનુષ્યોના હૃદયમા આસ્તિકભાવ તેવો ને તેવો સદા જાગૃત રહેતો પણ આ કળીયુગમા ઉકત ગુણયુકત મહાત્માઓના દર્શન થવા ઘણા દુર્લભ છે આથી કરીને દેશમા ફાટાફુટ થઇને લોક નિસત્વ, નિર્બળ, અને નાસ્તિક થતા જાય છે પણ અમારા સદ્‌ભાગ્યે સર્વ ગુણસપન્ન મહાત્માશ્રી ભાસ્કરાનદ પોતાના ચરણકમળથી કાશીને પવિત્ર કરે છે અને તેમના અલૌકિક તપનો પ્રભાવ જોઇને અમને ઇશ્વર ઉપર શ્રદ્ધા અને ભક્તિભાવ ઉત્પન્ન થાય છે અનેક નાસ્તિકોને તેમણે આસ્તિક કર્યા છે તેમની ભવ્યાકૃતિ, સૌમ્ય મૂર્તિ, દૃઢ વૈરાગ્ય, જીવનમુક્ત દશા, અને અપાર પાડિત્ય જોઇને ઘણા દુરાચારીઓએ દુરાચારને છોડીને તેમનુ શરણ ગ્રહણ કર્યું છે કેટલાકના જીવનમા ચેતન અને ઉત્સાહ તેમણે પ્રેર્યા છે તેમના બોધથી અનેકના હૃદયોમા ઉચ્ચગ્રાહો જન્મ્યા છે, કેટલાકના ધાર્મિક અભિલાષો ઉત્કટ બન્યા છે, અનેક વિપથગામીઓ ઉન્નત પથે પરવર્યા છે, અને ઘણાના શુષ્ક જીવનો રસભર્યા બન્યા છે આવા મહાત્માઓ

જગતને બોધરૂપ છે તેઓ પૃથ્વી ઉપર ભાગ્યેજ મળી આવે છે ”

હૃષીકેશચંદ્ર સઘળુ સાંભળી રહ્યો તેના મનમા અનેક વિચાર થવા લાગ્યા આ પવિત્ર નગરીની ભવ્યતાનો વિચાર કરતો કરતો તે હિંદના પ્રાચીન ગૌરવનો ખ્યાલ મનમા આણવા લાગ્યો અને સાથે સાથે આધુનિક સમયના હિંદની પલટાયલી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવી દશાને માનસિક દૃષ્ટિ આગળ ખડો કરતો કરતો હૃષીકેશચંદ્ર મનમા બડબડયો

“ અફસોસ ! પાશ્ચાત્ય સંસ્કારોએ આર્ય વિદ્યાનુ સ્થાન છીનવી લઇને તે ઇંગ્રેજી વિદ્યાને આપ્યુ હિંદના પ્રાચીન ગૌરવનો ગર્વ ત્યજાવીને પાશ્ચાત્ય સંસ્કૃતિને માટે તેમણે મોહ ઉત્પન્ન કર્યો, આસ્તિકતાને સ્થાને નાસ્તિકતા સ્થાપિત કરી, આપણામા જ્ઞાન નથી એમ કહી, આર્યશાસ્ત્રોને નકામા ઠગાવી પાશ્ચાત્ય જ્ઞાન અને કલાની પૂજા કરાવી, અને સમસ્ત ભારતવર્ષને સ્થાનભ્રષ્ટ કરી વ્યામોહની ગાઢ નિદ્રામા ઉંઘતુ કરી મુકયુ ”

એક વિચાર ઉપરથી બીજો વિચાર સ્ફુર્યો અને હૃષીકેશચંદ્ર જ્યા ઉભો હતો ત્યા ને ત્યા જ સ્થિર થઇને ઉભો રહ્યો અને વિચાર પરંપરામા લીન થઇ ગયો એટલામા કથાનો સમય થયો અસંખ્ય સ્ત્રી પુરૂષો ભાસ્કરાનંદના મઠમા આવવા લાગ્યા કથા શરૂ થઇ તે વેળાએ અગણિત મનુષ્યોનો જમાવ ત્યા થઇ ગયો વૃદ્ધો, સ્ત્રીઓ, અનેક નિરાશ્રિતો, રંક અને ધનાઢયો સૌ અહી એકઠા થયા હતા અને પોતાના બાપદાદાના ઉચ્ચ ધર્મનુ ઉંડુ જ્ઞાન મેળવી ત્રિવિધ તાપથી પીડાયલી પોતાની કાયાને શાંત કરતા હતા હૃષીકેશચંદ્રનુ લક્ષ તે તરફ ખેંચાયુ ભક્તિરસનુ પાન કરતા સર્વને જોઇને તેનુ મન ઉત્સાહમા આવી ગયુ અને તે મનમા બોલ્યો

“ The Hindu Religion and philosophy give great solace and comfort to thousands of my poverty-stricken countrymen They are their bitter enemies who consider philosophy as non-sense and shake the faith of these old, sh-runken, and half starving millions of India Religion has been the support of the Hindu society in the past, and it will be in its present tottering condition

"પાશ્ચાત્ય કળા, વિજ્ઞાન અને સાહિત્ય માનવહૃદયમા સુખ અને શાતિનો વાસ કરાવી શકતા નથી બળવાનનુ વધતુ જતુ સુખ અને નિર્બળનુ વધતુ જતુ દુ ખ, એ સ્થિતિ યુરોપની હાલમા થઇ રહી છે ત્યાના મહાપુરૂષો તે સમજી ગયા છે નિરાશ અને લાચાર બની યુરોપીય પડિતો આ દુર્દશાને અવલોકી રહ્યા છે એ દુર્દશાનો ઉપાય તેમને જડતો નથી પાશ્ચાત્ય સસ્કૃત સૂચવે છે કે ધનવાન વધારે ધન મેળવશે અને નિર્ધનનુ હશે તે પણ ઘસડાઇ જશે હિદુ સસ્કૃતિ આવુ સૂચન કરતી હોય તો પછી માનવજાતિને સુખની આશા જ ક્યા ?"

આમ મનમા બોલતો અને કઇ કઇ વિચાર કરતો હૃષીકેશચદ્ર આગળ ગયો અને સ્વામી ભાસ્કરાનદને નમસ્કાર કરીને તેમનાથી થોડેક દૂર વિષ્ણુશકર સાથે બેઠો મનેના સામુ જોઇ હસતે વદને સ્વામીજી બોલ્યા "વેદોમા એક પરમાત્મા, નિર્વિકાર, નિર્વિકલ્પ, નિર્ગુણ, નિષ્કલક, નિરજન, નિષ્ક્રિય અને સ્વતત્ર વર્ણવેલો છે ઉપનિષદો પણ એ જ પ્રમાણે તેના સ્વરૂપને પ્રતિપાદન કરે છે બાદરાયણ અને શ્રીશકર જેવા તત્ત્વવેત્તાઓએ પણ તે જ મત સ્થાપિત કરેલો છે **सत्**, **चित्**, અને **आनद** એ ત્રણમા જ વાસ્તવિક રીતે તેના સ્વરૂપનો સમાવેશ કરેલો છે **एकमेवा द्वितीयं ब्रह्म** એવો સ્વભાવ, **सत्य ज्ञानमनंत ब्रह्म** એ સ્વરૂપ, અને **निष्कल निष्क्रियं शात निरवद्य निरजन** એ તેનુ લક્ષણ બતાવેલુ છે, કેમ નહીં, હૃષીકેશભાઈ ?"

પોતાનુ નામ આ મહાત્મા જાણે છે એ જોઇને હૃષીકેશચદ્રને આશ્ચર્ય લાગ્યુ અને તે સાનદાશ્ચર્ય તેમની સામે જોઇ રહ્યો

વિષ્ણુશકર તેની લાગણીઓને સમજી ગયો અને હૃષીકેશચદ્રને ધીમેથી કહેવા લાગ્યો

"અહી ઘણા ઇગ્રેજો પણ આવે છે, અને આ મહાત્માની ચમત્કૃતિઓ જોઇને વિસ્મય પામે છે ઘણા હિદુ રાજાઓ તેમના શિષ્ય થઇને રહેલા છે અને અનેક પ્રકારે તેમની શુશ્રુષા કરવાને તત્પર રહે છે, છતા પણ તેમની સેવાનો અગીકાર અહી ભાગ્યે જ થાય છે જ્ઞાનીને ઐહિક પદાર્થ તૃણવત્ છે તમે તેમના શરીર ઉપર એક કૌપીન શિવાય બીજુ કાઇ જુવો છો ? પણ હૃષીકેશભાઇ, વધારે આશ્ચર્યકારક તો સ્વામીજીનુ જ્ઞાન અને ઉત્તમ પ્રકારનુ તેમનુ

જીવન છે " ઘણા ભાવથી અને પુર આવેશમા આવી જઇને વિષ્ણુશંકર બોલ્યો

હૃષીકેશચંદ્ર વધારે ઉત્સુક બન્યો તેનુ ગાત્ર અનેક વિજાતીય વિચારોથી શિથિલ બન્યુ એક બાજુએ સ્વામીજીની જીવનકથા શ્રવણ કરવાની જીજ્ઞાસા હૃદયમા તીવ્ર થવા લાગી બીજી બાજુએથી પાશ્ચાત્ય વિચારોએ તેનુ મગજ ભમાવ્યુ તે અસ્વસ્થ બન્યો તેના મનમા પ્રશ્ન ઉભો થયો " Western commercialism or Eastern Universalism ' હિંદનો જ્ઞાની અને પવિત્ર સન્યાસી કે ઇગ્લાડનો મદમસ્ત ઉમરાવ ? પાશ્ચાત્ય વિજ્ઞાન કે આર્ય તત્વજ્ઞાન ? શાશ્વત સુખ શેમા રહેલુ છે ? "

હૃષીકેશચંદ્રનુ મસ્તક ચગડોળે ચ્હડયુ અને આમ અનેક તરંગોના પાશમા સપડાયલો હૃષીકેશચંદ્ર આખરે બોલી ઉઠયો " વિષ્ણુશંકર, વિષ્ણુશંકર, સ્વામીજી જેવી ચમત્કારિક મૂર્તિ મે કદિ જોઇ જ નથી હિંદ ધર્મની શ્રેષ્ઠતા અને મિષ્ટતાનો તે ઉત્તમ નમુનો છે હજારો સ્ત્રી પુરૂષો તેમની પાસે આવે છે અને અપૂર્વ આનંદ તથા શાંતિને અનુભવીને પાછા જાય છે યુરોપમા જાવ કે અમેરિકામા જાવ, પણ આવો આનંદ અને શાંતિ મળવા મુસ્કેલ છે શરમની વાત છે કે પાશ્ચાત્ય વિદ્યાથી કલુષિત થયેલા અમારા જેવા ભારતવાસીઓના હૃદય આ આનંદ અને શાંતિને સમજવાને કે અનુભવવાને અશક્ત છે "

" વિષ્ણુશંકર, વિષ્ણુશંકર, સ્વામીજી કેવા પવિત્ર, નિરભિમાની, નમ્ર, અને કૃપાળુ દીસે છે તે સૌમ્યદર્શનયુક્ત, શાંત, દાન્ત અને સહજ કલ્યાણવૃત્તિવાળા છે તે અમૃતમય વાણીથી આત્મજ્ઞાન સમજાવે છે, અને ત્રિવિધ તાપથી પિડિત જનોના હૃદયમા અપૂર્વ શાંતિનો વાસ કરાવે છે આ કાર્યમા પરોપકાર જ તેમનો હેતુ છે પવિત્રતાની તે મૂર્તિ છે તેમના વદનકમળ ઉપર જે આનંદ વ્યાપી રહ્યો છે તેવો આનંદ અમેરિકાના કરોડાધિપતિઓ સ્વપ્નામા પણ ભોગવતા નહી હોય જ્ઞાન, પવિત્રતા, અને દૃઢ વૈરાગ્યનો કેટલો પ્રબળ પ્રભાવ છે ! તેમના મુખ ઉપરનુ તેજપુંજ એ વૈરાગ્યનુ જ પરિણામ છે પ્રાણી માત્રનું કલ્યાણ કરવુ એજ એમના જીવનનુ ધ્યેય છે મનુષ્યના સુધારાની પરાકાષ્ઠા આ ધ્યેય વગર બીજા શેમા હોય ? એ ધ્યેય વગરનો સુધારો નિરર્થક છે "

વિષ્ણુશંકરે ગંભીરપણે જવાબ આપ્યો "તમારા ઇંગ્રેજી ભણેલાઓ સ્વદેશાભિમાનને મુખ્ય ગણે છે આપણા ઋષિમુનિઓએ આત્મજ્ઞાન સર્વ સુધારણાનુ મૂળ છે એમ માનેલુ છે આત્મજ્ઞાન ઉપર ઉદાસીનતા વધારવાનો દોષ હાલના હિંદુઓ મુકે છે અને એવો આક્ષેપ કરે છે કે દેશોન્નતિના કાર્યમા તે કઇ પણ મદદગાર થઇ પડે તેમ નથી પણ તેમનુ ધારવુ ખોટુ છે જેમ અગ્નિને સળગાવતા ધુમાડો થાય છે તેમ ધર્મની જાગૃતિનો સવાલ ઉપાડતાં પ્રથમ લોકો જરા ઉદાસીન બને છે, પણ જ્યારે અગ્નિ પરિપૂર્ણ પ્રજ્વલિત થાય છે ત્યારે જેમ ધુમાડો જણાતો નથી તેમ ધર્મનુ ખરેખરૂ સ્વરૂપ લોકોમા પ્રગટ થતા સઘળી ઉદાસીનતાનો એની મેળે જ નાશ થઇ જાય છે ધર્મજાગૃતિથી સામાજીક, રાજકીય, અને દેશોન્નતિના કામો વધારે ચિરસ્થાયી નીવડશે સારી રીતે સમજાયલુ તત્ત્વજ્ઞાન દેશોન્નતિના મૂળને પોષી, દેશરૂપી વૃક્ષના ડાળા પાખડાને વધારે સારી રીતે ખીલવી શકે છે આત્મજ્ઞાન વગર વિશ્વવ્યાપી પ્રેમ નથી અને એ પ્રેમ વગરનુ દેશાભિમાન સંકુચિત અને પામર છે"

હૃષીકેશચંદ્રનુ હૃદય એ વાતમા સાક્ષી પુરવા લાગ્યુ તેની સત્યતા એના અંતરાત્મામા પ્રત્યક્ષ થઇ રહી આત્મજ્ઞાનની શ્રેષ્ઠતા, પવિત્રતા અને મહત્તાનુ ભાન વધારે દૃઢ થયુ અને તેના મગજમા ઉપનિષદ્નુ વાક્ય તરી આવ્યુ '**ईशावास्यं सर्वमिदं**' અખિલ વિશ્વમા પ્રભુ વ્યાપી રહેલો છે"

વળી તેના મનમા વિચાર સ્ફુર્યો "આત્મજ્ઞાન વિશ્વવ્યાપી પ્રેમને ઉત્પન્ન કરે છે"

હૃષીકેશચંદ્ર વિષ્ણુશંકરને કહેવા લાગ્યો "ભાઇ, અખિલ વિશ્વમા પ્રભુ વ્યાપી રહેલો છે, માટે અખિલ વિશ્વ પ્રત્યે પ્રેમ પ્રગટાવવો એજ શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે વિશ્વવ્યાપી પ્રેમ વગરનુ સ્વદેશાભિમાન, ધર્મ, કે નીતિ, ખરી વસ્તુની માત્ર છાયા છે આત્મજ્ઞાન એ પ્રેમને પ્રગટાવે છે માટે એ પ્રથમ પ્રાપ્તવ્ય છે"

કથા સમાપ્ત થઇ અને વિષ્ણુશંકર તથા હૃષીકેશચંદ્ર ભાસ્કરાનંદના મઠમાથી નીકળ્યા, અને આગળ જવા લાગ્યા રસ્તામા અહી તહી મુસલમાનોએ ખંડીત કરેલા અનેક દેવળો અને પ્રતિમાઓ નજરે પડતા હતા. કેટલીક મૂર્તિઓ બહાર વૃક્ષની છાયા નીચે

અથવા તો મહેલ્લાઓમા પડેલી માલમ પડી આવતી હતી એ પ્રતિમાઓ ઉપર શ્રદ્ધાવાન લોકો જળ તથા ચોખા ચ્હડાવતા ચાલ્યા જતા હતા શરીર ઉપર ભસ્મ ધારણ કરીને બેઠેલા યતીઓ, ચદનના તિલક છાપાવાળા વેરાગીઓ અને દંડ તથા કમણ્ડલુ હાથમા લઇને જતા સન્યાસીઓ ઠેર ઠેર નજરે પડતા હતા એ દેખાવથી હૃષીકેશચદ્રના મન ઉપર ભારે અસર થઇ હિદુ કળા, વિદ્યા અને ધર્મનુ આ જુનામા જુનુ નિવાસસ્થાન છે એવી તેની ખાત્રી થવા લાગી તેના મનમા આવ્યુ કે ત્રણ હજાર વર્ષ ઉપર જ્યારે હિદુસ્તાન, શૂરવીર ભરત, પચાલ અને વિદ્વાન કોશલ લોકોનુ મુખ્ય સ્થાન હતુ ત્યારે કાશી–બનારસના રાજાઓ હિદુસ્તાનના પડિત વર્ગમા મુખ્ય પદે બિરાજતા હતા બુદ્ધ લોકોના શાસ્ત્રો અને આર્ય ધર્મના પુરાણો તથા ઐતિહાસિક કથાઓ પણ આ જુના શહેરની મહત્તાનુ વર્ણન કરે છે મુસલમાન લોકોનો છસે વર્ષનો અમલ આ જુના શહેર ઉપર પોતાની સત્તા ચલાવી ગયો, અરે, તેના દેવળો તથા મિનારાઓને જમીનદોસ્ત કરી ગયો, પણ હિદુ પ્રજાના પવિત્ર ધર્મને તે ચળાવી શકયો નહી અને તેથી કાશી આજ પણ એની એજ પ્રાચીન સમયની ભવ્યતાને ધારણ કરી રહેલુ નજરે આવે છે

આમ વિચાર કરતો કરતો હૃષીકેશચદ્ર રસ્તો કાપતો હતો આખરે તે બને જણ મહાન્ યોગીશ્વર વિશુદ્ધાનદના આશ્રમ આગળ આવી પહોચ્યા તેમનો આશ્રમ ગગા નદીના કિનારા ઉપર હતો તે યોગીશ્વર નદીની ઉની ધીકધીકતી રેતીમા ઉધુ માથુ ઘાલી પડી રહેલા માલમ પડતા હતા હૃષીકેશચદ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહી જ્યારે સમસ્ત જગત દ્રવ્યના ઉપાર્જનમા અહર્નિશ ફાફા મારી રહ્યુ છે ત્યારે આ કાશીના મહાત્માઓ જગતને અસાર ગણી પરમાત્મામા લીન થઇ કઇક અલૌકિક પ્રવૃત્તિ કરી રહ્યા છે એ જોઇને હૃષીકેશચદ્રને એ સાધુઓના તપ, શ્રદ્ધા, દઢતા, અને એક નિશ્ચય ઉપર અત્યત પ્રેમ ઉપજ્યો અને તે વિસ્મય પામ્યો વિષ્ણુશકરે આ યોગીશ્વરનો સઘળો ઇતિહાસ તેને કહી સભળાવ્યો અને તે બને ત્યાથી આગળ ચાલવા લાગ્યા રસ્તા ઉપર જુદી જુદી જાતના લોકોએ બધાવેલા દેવાલયો નજરે પડતા હતા તે સઘળાનો ઇતિહાસ કહેતો કહેતો વિષ્ણુશકર બોલ્યો "હૃષીકેશભાઇ, જોયા

આ ભવ્ય શિવાલયો ! હિંદુઓએ પોતાના ધર્મને માટે કરોડો રૂપિઆ ખર્ચ કરી નાખ્યા છે તેમા વળી બંગાળીઓએ તો હદ જ કરી મુકી છે ! તેમનુ બંધાવેલુ આ એકેક શિવાલય જુવો ! તેઓ જેવા બુદ્ધિશાળી છે તેવા જ ધર્માંધ છે જેવા સ્વદેશાભિમાની છે તેવા જ ઈશ્વરપરાયણ છે તેમના હૃદયમા શ્રદ્ધાનો વાસ છે તેથી જ તેમનો જય છે "

શિવાલયોને જોતા જોતા તે બંને આગળ જવા લાગ્યા રસ્તામા એક દેવાલય પાસે વૃક્ષ નીચે બેઠેલો એક તેજસ્વી સન્યાસી તેમની નજરે પડયો તેને જોઈને વિષ્ણુશંકર પાછો બોલી ઉઠયો ' ભાઈ, જુવો પેલો બંગાળી સન્યાસી ! તે પૂર્વાવસ્થામા 'બેરીસ્ટર' હતો અને હવે સન્યાસ ગ્રહણ કરી, ધર્મનુ ઉંડુ તત્વ સમજીને ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાને તે અહી આવેલો છે આવા આવા અનેક પદવીધર બંગાળીઓ પોતાનુ જીવન આ પવિત્ર નગરીમા પુરૂ કરવાને રહેલા છે "

વખત ઘણો થઈ જવા આવ્યો હતો તેથી હવે વિષ્ણુશંકરે જલદી જલદી બે ચાર ઠેકાણે ફરી વળી પાછા ઘેર જવાનો વિચાર કર્યો હાલના રાજાઓ અને રાણીઓએ બંધાવેલા મંદિરો રસ્તામા આવતા હતા તેમને બતાવતો વિષ્ણુશંકર બોલ્યો "હૃષીકેશભાઈ, જુઓ આ દેવાલયોની ઠઠ ! નેપાલના રાજકુવરોએ તેમને સમરાવીને આવા સુશોભિત કર્યા છે જુવો, આ શિવમંદિરોની સુંદર હાર ! ઈંદોરના રાણી અહલ્યાબાઈ અને શૂરવીર રણજીતસિંહે તેમની શોભા અને મહત્તામા વધારો કર્યો છે તેમની પ્રાચીન કથા અલૌકિક છે. જુવો આ શિલાલેખ ! તેમા અહલ્યાબાઈનુ નામ કોતરેલુ છે રણજીતસિંહના નામવાળા શિલાલેખ તમને આગળ બતાવીશ "

આખરે તે બંને ભારતવર્ષમા મહા વિદ્વાન ગણાતા સ્વામી કૃષ્ણાનંદના મકાન પાસે આવી પહોચ્યા સ્વામીજી કેટલાક વિદ્યાર્થીઓને અધ્યયન કરાવતા હતા તે જોઈને વિષ્ણુશંકરે કહ્યુ " હૃષીકેશભાઈ, ઈંગ્રેજી વિદ્યાએ કર્મ અને ઉપાસના તરફ અશ્રદ્ધા ઉત્પન્ન કરી છે, પણ જેમ જેમ જમાનો બદલાતો જાય છે તેમ તેમ અનેક હિંદુઓ સંપૂર્ણ જ્ઞાનવડે કરીને પૂજાના ખરા સ્વરૂપને સમજી પોતાના બાપદાદાના જુના ધર્મ તરફ વળતા જાય છે આ સનાતન ધર્મ સામે ગ્રીક, પરશીઅન, મુસલમાન, અને ખ્રિસ્તી

લોકોએ ઘણુએ હુમલા કરેલા છે પણ તે સઘળા ફોગટમા જ જુના રાજ્યો અને જુની પ્રજાઓ નાશ પામી ગઇ, પણ પ્રાચીન કાળ અને અર્વાચીન કાળનો સબધ હજી એવો ને એવો માત્ર હિદુસ્તાનમા જ નજરે પડે છે અને પ્રાચીન ધર્મ પોતાની કીર્તિ અને શોભા સહિત હિદુ પ્રજાના અત કરણમા અને જીવનમા વાસ કરી રહેલો અહી જ દેખાઇ આવે છે "

એ સાભળીને હૃષીકેશચદ્ર ઘણા ઉલ્લાસથી બોલ્યો "હિદુઓને તેમના બાપદાદાના ધર્મમા સપૂર્ણ શ્રદ્ધા છે એ શ્રદ્ધા તેમના અત કરણમા ઉડી વાસ કરીને રહેલી છે પરદેશીયોના હજારો હુમલા થયા છતા પણ હિદુઓનો ધાર્મિક ખજાનો હજી જેવો ને તેવો જળવાઇ રહ્યો છે એ સત્ય બતાવી આપે છે કે માનવજીવનની પ્રગતિમા અગત્યનો ભાગ ભજવવાને જ ભારતવર્ષ સરજાયલુ છે જે પ્રજાનો ભૂતકાળ ભવ્ય અને શ્રેષ્ઠ હોય તે પાછી ભવ્ય અને શ્રેષ્ઠ થવાની જ ! "

વિષ્ણુશકર હવે થાકી ગયો હતો તેની વૃદ્ધ કાયા હવે વધારે ચાલવાને શક્તિવાન નહોતી તેણે હવે પાછા ઘરભણી જવાનો નિશ્ચય કર્યો હૃષીકેશચદ્રના શરીરને આ વાત ગમી પણ તેની શોધક વૃત્તિને તે ન ગમી આ પ્રાચીન નગરીનુ પુરેપુરૂ અવલોકન કરવાની તેની ઇચ્છા હતી, પણ શારદાદેવી વાટ જોતા હશે એ વિચારથી તે પણ પાછા જવાનુ કહેવા લાગ્યો તેણે જે જે જોયુ હતુ તેનો આબેહુબ ચિતાર હજી તેના મનમા રમ્યા કરતો હતો અને તેના જ વિચાર હજી તેના મનમા આવ્યા કરતા હતા રસ્તે ચાલતે ચાલતે પાછુ વિષ્ણુશકરે કહ્યું ' હૃષીકેશભાઇ, આધુનિક સમયમા કેટલાક મુસાફરો અહી આવે છે અને અહી તહી દૃષ્ટિ નાખી પાછા ફરે છે તેમને મન આ કાશીનગરી વિચિત્ર રિવાજવાળુ જુનુ પુરાણુ શહેર ભાસે છે, પણ બારીકીથી અવલોકન કરનારને તે હિદુઓનો સનાતન ધર્મ, વિદ્યા, અને પ્રાચીન સમયની મહત્તાનો પુરેપુરો ખ્યાલ આપનારૂ ભવ્ય નગર જણાય છે જરા આગળ આવો અને પેલા દેવાલયની અડાળીમા વેદમત્રનો ઘોષ થાય છે તે સાભળો "

બને જણ આગળ ગયા અને તે દેવાલયની અડાળી આગળ થોડીવાર ઉભા રહ્યા એટલામા પાછો વિષ્ણુશકર બોલ્યોઃ " હવે ચાલો આગળ અને પેલા વૃક્ષ નીચે સ્વચ્છ અને સુદર જગ્યામા

બેસીને પેલા અદ્વૈતાનંદ મહારાજ વેદાન્તનો બોધ કરે છે તે સાભળો "

આનદમા ન્હાતો ન્હાતો હૃષીકેશચદ્ર આગળ ચાલ્યો અને પેલા વૃક્ષ આગળ આવીને ઉભો રહ્યો વૃક્ષ નીચે એક પર્ણકુટી હતી ત્યાં આગળ સાદડી પાથરીને સ્વામી બેઠા હતા સ્થળ ઘણુ સાદુ પણ સ્વચ્છ લાગતુ હતુ અલૌકિક શાતિ ત્યાં પ્રસરી રહી હતી ઉપર નિર્મળ આકાશ આવી રહ્યુ હતુ સામે થોડે દૂર પવિત્ર ગગાનદીનો જળપ્રવાહ ખળખળ કરીને વહી જતો જણાતો હતો કેટલાક ભાવિક જનો સ્વામીજીની આસપાસ વીટળાઇને બેઠા હતા. એ સઘળુ જોઇને હૃષીકેશચદ્ર વધારે રાજી થયો તેના મનનો ભાવ વિષ્ણુશકર સમજી ગયો અને તેથી હૃષીકેશચદ્રની સામે જોઇને બોલ્યો "ભાઇ, એ તો ખુણે ખોચરે ફરીએ ત્યારે જ અહીનુ જીવન બરાબર સમજાય !"

હૃષીકેશચદ્રના મનમા અનેક તરગોએ વાસ કર્યો તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી અને ક્ષણવાર ગ્રીસ દેશના જુના દિવસોનો વિચાર તેના મનમા ખડો થયો તે મનમા બોલ્યો "નાના નાના ઝુપડાઓમા રહીને પણ મહાત્માઓ હાલના હિદુઓને વિદ્યા, ધર્મ અને તત્વજ્ઞાનનુ દાન કરે છે આવો બોધ કરવાને સોક્રટીસ અને પ્લેટો જેવા ગ્રીક તત્વવેત્તાઓ પણ મહદ્‌ભાગ્ય સમજે અને એલસીબાઇડીઝ જેવા યોદ્ધાઓ તેને શ્રવણ કરવાને ઉભા જ રહે "

બને જણ પાછા ઘર તરફ જવા લાગ્યા વિષ્ણુશકર ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો, પણ વિચારપરપરામા ગુથાઇ ગયેલો હૃષીકેશચદ્ર ધીમે ધીમે ડગલા ભરતો હતો અને કોઇ કોઇ વાર વિષ્ણુશકરની પાછળ પડી જતો હતો તેણે જે જે જોયુ હતુ તેના ઉપર વિચાર કરતો અને તે સર્વની મનમા તુલના કરતો હૃષીકેશચદ્ર પાછળ ચાલતો હતો સન્યાસીઓના મઠ ઉપર વિચાર કરતા તેને લાગ્યુ કે —

"These monasteries are like the great organisations of the great religious orders in the medieval ages that laid the foundations of all the Universities and common schools in Europe Here heart is more prized than intellect Formation of character according to the teaching is more worshipped than mere inte-

llectual assent Here the Guru tries to impart his personality more than mere verbal knowledge આ સન્યાસીઓ કેવા સાદા, દયાળુ અને સત્યશીલ છે તે પોતાના ઉચ્ચ જીવનથી શિષ્યોના ચારિત્ર્યને ઘડે છે અને પવિત્રતાને પ્રસારે છે ”

વળી વિચાર એક દિશામાથી બીજી દિશા તરફ વળ્યો હૃષીકેશચદ્રની દૃષ્ટિ આગળ આધુનિક કેળવણીના પરિણામો રમી રહ્યા તે મનમા બડબડ્યો “ Damn that education that sharpens the intellect but does not broaden the heart ”

આધુનિક કેળવણીના વિચારથી હૃષીકેશચદ્રની સ્વદેશપ્રીતિ જાગૃત થઇ અને હિંદની રાષ્ટ્રીય કેળવણીના વિચારોએ તેના મસ્તકને ડોલાવ્યુ તે મનમા બોલ્યો “ પ્રાચીન ભારતમા તેની ઉચ્ચતર અભિલાષાઓના યુગમા સાચી કેળવણી અઢળક ધન ખર્ચીને બધાવેલા ભવ્ય મકાનોમા બેશીને અપાતી નહોતી, પણ તે અરણ્યોના આશ્રમોમા, વૃક્ષોની છાયા નીચે બધાવેલી પર્ણકુટીઓમા અપાતી હતી બહારથી જોનારને તે પર્ણકુટીઓ બેડોળ અને દારિદ્રયના એકે એક ચિન્હવાળી લાગતી હતી, પણ તેની અદર માનવવિચારની સૌથી શ્રેષ્ઠ ભાવનાઓ શિષ્યોના હૃદયમા રેડાતી હતી અરણ્ય જીવનના શુદ્ધ સાદા ત્યાગ વડે જ ઉપનિષદોના સનાતન સત્યો જગતને આપી શકાયા હતા અત્યત સાદાઇ અને ત્યાગ વડે જ પવિત્ર જ્ઞાનનો દીપ સૌથી વધારે પ્રકાશ પાડી શકતો હતો ભારત વર્ષને તેની મળની સ્થિતિમા લાવવાને અત્યારે પણ તેની તે જ સાદાઇ, તેનુ તે જ સમર્પણ, અને તેના તે જ ત્યાગવાળી ઉચી રાષ્ટ્રીય કેળવણી ભારતવાસીઓને અપાની જોઇએ એવા રાષ્ટ્રીય શિક્ષણમા જ ભારતનો ઉદય, કલ્યાણ, અને શ્રેય છે ”

એટલામા વિષ્ણુશકરે બુમ પાડી “ ભાઇ ચાલો, વખત બહુ થયો, ” અને તેથી હૃષીકશચદ્રનો વિચાર અટક્યો અને તે ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો

બને જણ ઘેર આવી પહોચ્યા એ વખતે ત્રીજો પહોર થઇ ગયો હતો થોડીક વાર થયા પછી શારદાદેવીએ એક વાર ફરીથી ગગા નદી ઉપર જઇને સ્નાન કરવાનો વિચાર કર્યો હૃષીકેશચદ્ર

અને વિષ્ણુશંકર તેમને લઇને લગભગ સાયંકાળનો સમય થયો ત્યારે ઘરમાથી નીકળ્યા અને ગંગાના કિનારા ઉપર આવી પહોચ્યા આ વખત પાણી સુધી પહોચતી પગથીયાની હારો, પવિત્ર ગંગામા સ્નાન કરવાને આવેલા સ્ત્રીપુરૂષોના ટોળાથી ભરપૂર થઇ ગઈ હતી પોતાના ધનવાન યજમાનોને લઈને ગોર પવિત્ર ઘાટ ઉપર આવતા દેખાતા હતા કેડ સમાન પાણીની અંદર ઉભા રહી બ્રાહ્મણો જનોઈ પકડીને મંત્રો બોલતા હતા સ્નાન, અપવાસ અને ભક્તિ થકી પોતાના પાપ ધોવાને આવેલા હજારો સ્ત્રીપુરૂષોનો કોલાહલ મણિકર્ણિકા અને દશાશ્વમેધ ઘાટ ઉપરથી આવતો સભળાતો હતો

શારદાદેવીએ સ્નાન કર્યુ અને આ શ્રદ્ધાળુ બાઇ પોતાની જાતને અત્યંત સુખી માનવા લાગી દુનિયાનો ત્યાગ કરી આ પવિત્ર ભૂમિમા રહીને ઇશ્વરભક્તિમા પોતાની જીંદગી ગાળવાનો તેણે સંકલ્પ કર્યો અને આ અવસર ઇશ્વરે તેને વેળાસર આણી આપ્યા તેથી તે તેનો એક ચિત્તથી ઉપકાર માનવા લાગી

છેક સાજરે ત્રણે જણ પાછા પોતાને મુકામે આવ્યા હૃષીકેશચંદ્ર ત્રણ ચાર દિવસ કાશીમા રહ્યો અને પછી તેણે પાછા ફરવાનો વિચાર કર્યો શારદાદેવીની બરાબર સભાળ લેવાનુ તેણે ગોરને કહ્યુ વિષ્ણુશંકર અત્યાર સુધી તેમની સઘળી જરૂરીઆતો પુરી પાડતો અને તેમના એક મિત્ર, સલાહકાર, અને વખતે ઉપદેશકની ગરજ સારતો તે જ પ્રમાણે હવે પછી પણ વર્તવાની તેણે ખાત્રી આપી

આખરે હૃષીકેશચંદ્રને પાછા જવાનો દિવસ આવ્યો પોતાના પુત્રથી છુટા પડવાનો સમય આવવાથી શારદાદેવીના મનમા જરા ખેદ થયો તે દિવસે મા અને દિકરો વિશ્વનાથના દેવળ સુધી સાથે સાથે ગયા દેવળના દરવાજા પાસે શારદાદેવી ઉભા રહ્યા અને બે હાથ જોડી વિશ્વનાથને અરજ કરવા લાગ્યા "હે વિશ્વેશ્વર, જગતની માયામાથી છુટવુ એ ઘણુ કઠણુ કામ છે પ્રભુ, મને બળ આપજે અને તારી ભક્તિમા સદા દૃઢ રાખજે, અને આ મારા એકના એક પુત્ર ઉપર કૃપાનો વરસાદ વરસાવજે"

હૃષીકેશચંદ્રે પોતાનુ મસ્તક ઘણુ નીચુ નમાવીને શારદાદેવીને નમન કર્યું અને તેમણે તેના માથા ઉપર હાથ મુકીને આશિર્વાદ આપ્યો "જા, મારા દિકરા, તારા પૂજ્ય પિતાને માર્ગે ચાલજે, તારી ગરીબ બહેનની સભાળ લેજે, સગાવ્હાલા સાથે હેતથી વર્તજે,

અને સારા કામો કરીને દુનિઆમા કીર્તિ મેળવજે પ્રભુને કદિ વિસારીશ નહી અને તેનો અનન્ય દાસ બની તારી માતૃભૂમિની સેવા કરજે અને એ મહાન્ કાર્યમા મારો આશિર્વાદ તુ જ્યા હઈશ ત્યા તને પહોચશે "

આ શબ્દો બોલતે બોલતે શારદાદેવી ગદગદિત બની ગયા અને તેમની આખોમાથી અશ્રુ ટપકવા લાગ્યા હૃષીકેશચન્દ્રે ફરીથી તેમને નમન કર્યું, અને નમન કરતે કરતે એનુ હૃદય લાગણીથી એટલુ બધુ ઉભરાઇ ગયુ કે તેની યુવાન અને મજબુત કાયા થરથર ધ્રુજવા લાગી, તે ગળગળો થઇ ગયો, અને તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહી

વિશ્વનાથના દેવળમા ઘટનાદ થયો ભાવિક ભક્તોનો મન્ત્રઘોષ પ્રભાતના સમયે આકાશમા ગાજી રહ્યો ભગવાન રવિરાજના સુદર રક્ત કિરણો શિવાલયના સોનેરી ઘુમટને વધારે પ્રકાશિત બનાવી રહ્યા દેવળમા લોકોની ઠઠ જામી રહી પત્ર, પુષ્પ, જળ અને ફળથી મહાદેવની જળાધારી ભરાઈ ગઇ વિશ્વનાથનુ લિગ લગભગ સઘળુ આચ્છાદિત થઇ રહ્યુ અને ભાવિક ભક્તો આરતિની રાહ જોતા ટોળે મળીને ઉભા રહ્યા એ સમયે શારદાદેવીએ પોતાના અશ્રુ લોહી નાખ્યા અને ગદગદ કઠે બોલ્યા "મારા દિકરા, હવે વિદાય થા, તારા કામમા હોશીઆરી રાખજે, પરોપકારી અને સત્યશીલ બની ગરીબ અને અનાથને સહાય કરજે અને તારી કમાણી તારા એકલા જ માટે નથી એમ જાણી સમસ્ત લોકનુ કલ્યાણ કરવામા તત્પર રહેજે "

શારદાદેવીના ધાર્મિક હૃદયમાથી આ ઉદ્ગારો સહજ નીકળી ગયા એથી બાલ્યાવસ્થામા માતાએ અપલી ધાર્મિક વૃત્તિ હૃષીકેશચન્દ્રના મનમા જાગૃત થઇ હૃદય ક્ષણવાર સસ્કારી બન્યુ નાનપણના સસ્કારબીજને પોષણ મળ્યુ તેની સાથે પિતાની ક્ષાત્રવૃત્તિ અને સ્વદેશપ્રેમશૌર્ય હૃદયમા તરી રહ્યા હૃષીકેશચન્દ્ર મનોમય સૃષ્ટિમા વિચરવા લાગ્યો અને શારદાદેવીને એક વાર ફરીથી મુગે મોઢે પ્રણામ કરીને શિવાલય આગળથી નીકળ્યો, અને ગગાના ઘાટ તરફ ચાલતો થયો

રસ્તામા અનેક વિચારો તેના મગજમા ઉદ્ભવ્યા અનેક કલ્પનાઓએ તેના મસ્તકને ઘેરી લીધુ ભારતની અનેક આશાઓ

અને નિરાશાઓએ તેના હૃદયમા વાસ કર્યો પવિત્ર ગગા નદીના ઘાટ ઉપર હૃષીકેશચદ્ર ક્ષણવાર ઉભો રહ્યો અને પ્રાચીન ભારતની ભવ્યતાનો વિચાર કરતો આ ભવ્ય નગરીના દેવાલયો અને મિનારાઓ તરફ પાછો વળીને દૃષ્ટિ નાખી રહ્યો સ્વદેશપ્રેમીના હૃદયમા અનેક ઉથલપાથલો થવા લાગી અનેક આશાઓ ભારતના ઉજ્જવલ ભાવીની ઝાખી કરાવવા લાગી, અને સાથે સાથે અનેક નિરાશાઓ તેના હૃદયને કપાવવા લાગી હૃષીકેશચદ્ર વિચારપરપરામા ડુબી ગયો ક્ષણવાર તે પોતાનુ ભાન ભૂલી ગયો ભારતના ભાવી સુખથી સુખી થતો અને દુ ખથી દુ ખી થતો હૃષીકેશચદ્ર ત્યા ને ત્યા જ ઉભો રહ્યો ઘણો વખત ચાલ્યો ગયો પણ તેનુ ભાન તેને રહ્યુ નહી તેની વિચારમાળા આગળ ને આગળ વધી, અને હૃષીકેશચદ્ર સરસ્વતીના મનોરાજ્યમા વિચરી રહ્યો એટલામા ગગાના કિનારા ઉપરથી માછીએ તેને મછવામા બેસવાને બોલાવ્યો હૃષીકેશચદ્રની વિચારમાળા અટકી અને તે ઘાટના પગથીયા ઉતરવા લાગ્યો

મછવો તૈયાર હતો તેમા તે બેઠો "વિશ્વનાથકી જય" બોલી ને મછવો હકારવામા આવ્યો ગગા નદીના વિશાળ પટ ઉપર તે આગળ ને આગળ વધ્યો અને પવિત્ર જળપ્રવાહમાથી પોતાનો માર્ગ કાપવા લાગ્યો જેમ સપાટ જમીન ઉપરથી પાણીનો રેલો સરરર કરતો ચાલ્યો જાય તેમ મછવો આ જળપ્રવાહ ઉપરથી જવા લાગ્યો અને તેના ચાલવાની સાથે હૃષીકેશચદ્રના મગજમા તેની વિચારમાળા પાછી શરૂ થઈ, અને આગળ ને આગળ વધવા લાગી સ્વદેશપ્રેમીનુ હૃદય સ્વદેશપ્રીતિના તરગોમા ઉછાળા મારી રહ્યુ અને હૃષીકેશચદ્રના મુખમાથી નીચેની કડીઓ નીકળવા લાગી

તે ભારતનો હુ સતાન
તે ભૂમિનુ લાગ્યુ તાન
તે ભારતનુ ગાવુ ગાન

કશ્યપ કણભૂક્ વાલ્મીક મુનિવર, કપિલ કુમારિલ શકર ગુણીવર,
કાળીદાસ ભવભૂતિ કવિવર, કેરૂ બન્યુ નિવાસ સ્થાન
તે ભારતનો હુ સતાન

\+ + + + +

વશીષ્ટ વ્યાસાદિક જ્યા ગુરૂવર, ચદ્રગુપ્ત જનકાદિ નૃપવર,
સનક સનદન સનત કુમારા, જ્યા રહી ધરતા પ્રભુનુ ધ્યાન

તે ભારતનો હું સંતાન

\+ + + + +

દ્રોણ ભીષ્મ અર્જુન શિશુપાલ, જરાસંધ જયદ્રથ નૃપ બાળ,
દ્રુપદ ભીમ દુર્યોધન શૂરા, દીપાવે બળથી ભૂમિ મહાન
તે ભારતનો હું સંતાન

\+ + + + +

અધિક પ્રતાપી અધિક મનોહર, સૃષ્ટિ લીલા જ્યાં અતીવ સુંદર,
પ્રચંડ ગિરિવર તરૂવર શોભા, દાખવી આપતી ઈશ્વર જ્ઞાન
તે ભારતનો હું સંતાન

\+ + + + +

બ્રહ્મચર્ય તપ યજ્ઞ સમાધિ, જ્યાં વસતા જપ દાન દયાદિ
જ્યાં સઉ મુનિવર ઋષિવર નૃપવર, ત્યાગી બની લે બ્રહ્મજ્ઞાન
તે ભારતનો હું સંતાન

\+ + + + +

વિચાર એક દિશામાંથી બીજી દિશામાં વળ્યો પ્રાચીન ભવ્યતાના ભણકારા મગજમાંથી ખસ્યા અને હિંદની આધુનિક શોચનીય દશાનું ચિત્ર હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ આગળ ખડું થઇ રહ્યું તે ચિત્રને ખેદથી અવલોકતો હૃષીકેશચંદ્ર પાછો ગાવા લાગ્યો

હિંદ ! ગયું ક્યાં તારું ગૌરવ, ક્યાં ગઇ લક્ષ્મી ને રહ્યું રૌરવ
ક્યાં ગયા તે ઋષિ તે ભૂપ રાગ, રહ્યું હવે સઉ ખાખ સમાન
તે ભારતનો હું સંતાન

\+ + + + +

દીવ્ય કર્મ દીવ્યાકૃતિ તારી, ક્યાં ગઇ લક્ષ્મી તારી પધારી
હાય ! ગયા ક્યાં તપ ને દાન, ભારતવર્ષ થયું હેરાન
કોઈ ન પાક્યો એ સંતાન
જે દે ઉજ્વળ કીરતી દાન
તેવો થાઉં હું સંતાન—તે ભારતનો

સર્પ ગયા સઉ રહ્યા લીસોટા, પાણી ઉપર જયમ પરપોટા
તે કીર્તિ ને ધવલ પ્રકાશ, આર્યભૂમિ ! દઉં તુજને દાન

તો જ હું તારો થઉં સંતાન
નહીં તો ભૂલ્યો મારૂં ભાન
હાય ! થયું ભારત હેરાન—તે ભારતનો

પેટભરા સઉ પાક્યા સુતું તવ, ધર્મહીણ થઇ કરતા ઉપદ્રવ,
ફરતા, હરતા, નહીં કંઇ કરતા, લેશ મળે નહીં દેશનું ભાન
એવાં બનીયાં સઉ સંતાન
હાય ! ગયું નિજ કર્મનું જ્ઞાન
તેવો થઇશ નહીં સંતાન—તે ભારતનો

આમ બોલતે બોલતે હૃષીકેશચંદ્રની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં તેનું હૃદય અનેક લાગણીઓથી ઉભરાઇ રહ્યું છાતીમાં ડુમો ભરાયો અને અંતે હૃદયને ખાલી કરતો હૃષીકેશચંદ્ર આકુ જોઇને મુક્તકંઠે રોઇ પડ્યો તેની આંખોમાંથી અશ્રુ ટપક્યાં અને એ ચાર ગંગાના પવિત્ર જળપ્રવાહમાં પડ્યાં બીજા ઉતારૂઓ તેમની ધૂનમાં હતા તેથી તે કોઇની નજરે પડ્યાં નહીં હૃષીકેશચંદ્ર પાછો સાવધાન થયો અને અશ્રુને લુંછી નાખી હૃદયમાં ધૈર્ય અને ઉત્સાહને ધરતો પાછો મનમાં આગળ ગાવા લાગ્યો

હિંદ ! પુત્ર હું કહેવાઉં ક્યારે, ધર્મ કર્મ ધન લાવું ત્યારે,
એ તપ ને એ વિદ્યાદાન, પ્રથમ પદે તુજ આ, સ્થાન
એ ભારતનો હું સંતાન
એ ભૂમિનું લાગ્યું તાન
એ ભૂમિનું ગાવું ગાન—તે ભારતનો

મછવો કિનારે આવી પહોંચ્યો હૃષીકેશચંદ્રનું સ્વદેશગાન અટક્યું અને પોતે મછવામાંથી ઉતરી પોતાની દિવ્ય કાયા અને દિવ્ય વિચારોથી સૌમાં ભાન પાડતો સૌ ઉતારૂ ભેગો ભળી ગયો, અને સૌ સાથે નજીકના સ્ટેશન ઉપર ગયો સ્ટેશન ઉપર અનેક સ્ત્રીપુરૂષોનો તેને સંગાથ થયો આ અંધશ્રદ્ધાળુઓની શ્રદ્ધા ઉપર વિચાર કરતા હૃષીકેશચંદ્રને પૂર્વકાળના મહાન્ સ્ત્રીપુરૂષો યાદ આવ્યા અને તેમની વિદ્યા, તપ, અને બળ તેના મગજમાં રમી રહ્યાં ક્ષણવાર પછી એ ચિત્ર ઉપરથી તેનું ચિત્ત ખસ્યું અને બિપિનચંદ્ર, પ્રિયવદા અને મૃણાલિનિ તરફ વળ્યું પ્રિયવદાની અમીદૃષ્ટિ તેના ઉપર શાંતિનો વરસાદ વરસાવવા લાગી અને મૃણાલિનિની ચંચળ

અને ભવ્ય આકૃતિ તેના હૃદયમા ઉત્સાહ પૂરવા લાગી હૃષીકેશચન્દ્ર એકદમ બોલી ઉઠયો

"મૃણાલિનિ, મૃણાલિનિ, સ્વદેશકાર્યરૂપી અચળો હુ માગ અગે ધરીશ એ મહાન્ કાર્યમા તુ ઉત્સાહ પ્રેરજે ગૃહસ્થાશ્રમમા નહી ઘડાયલો પુરૂષ અપૂર્ણ છે દેશકાર્યમા મારી સાથે જોડાઇ મને પૂર્ણતા પ્રાપ્ત કરાવજે

"Sweet angel of peace and purity ! soaring high in the heavens above, thou wilt look down with a sympathetic eye, upon this Hrishikesh struggling for the amelioration of his dear country's lot,

"અથવા—એટલામા આગગાડી આવી પહોચી હૃષીકેશચન્દ્ર તેમા બેઠો અને લોકોની ગરદીમા અન્ય વિચારો તેના મગજને ત્યજવા લાગ્યા

**તૃતીય ભાગ સમાપ્ત.**

**આ નવલકથાનો ચોથો ભાગ**
**હવે પછી આપીશું.**
**ચોથા ભાગમા આ નવલકથા પુરી થશે.**

# હૃષીકેશચંદ્ર

## ગૃહનું ભૂષણ ! લાયબ્રેરીનો શણગાર !

## સ્વદેશપ્રેમની માળા ! ચારિત્ર્યની શાળા !

### ( સાંસારિક નવલકથા )-ભાગ ૧ લો

સાંસારિક ધાર્મિક કેળવણી વિષયક વગેરે વિષયોથી ભરપૂર, સંસારમાં સ્વર્ગની ઝાંખી કરાવનાર, વિદ્યાવિલાસી જીવનની ભાવનાઓ દર્શાવનાર, પૂર્વ અને પશ્ચિમના શ્રેષ્ઠ ધ્યેયોનું સંમેલન કરાવનાર, યુવાન અને વૃદ્ધને કર્તવ્યનો માર્ગ બતાવનાર, મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનાર, કૉલેજીયનોને યોગ્ય માર્ગ બતાવનાર, પ્રજાઓને ઉન્નત પથે દોરનાર, સંસારમાં સાચું સુખ ભોગવાવનાર, બાળ, યુવાન, વૃદ્ધ પુરૂષ તેમજ સ્ત્રીઓને સરખી રીતે વાંચવા લાયક, વિદ્વાનોએ એકે અવાજે વખાણેલું, ઘેર ઘેર વંચાતું, "મૉડર્નરીવ્યુ" જેવા ઇંગ્રેજી માસિકો અને "સાહિત્ય" જેવા ગુજરાતી માસિકોએ જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે એવું, ઉચ્ચ શૈલી, સરળ છટાદાર અને જુસ્સાવાળી ભાષાથી લખાયલું રસમય નવલકથાનું આ પુસ્તક છે આજજ ગ્રાહક થાવ, આજ જ મંગાવો થોડી નકલો બાકી છે પછી પસ્તાશો સુંદર છપાઇ, પાકું સોનેરી અક્ષરવાળું પુઠું. સુંદર પેપર કિં રૂ ૩-૦-૦ પોષ્ટેજ જુદું

તમારે ચારિત્ર્યવાન બનવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
તમારા છોકરાને નીતિમય બનાવવા હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
નાસ્તિક મટી આસ્તિક થવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
છોકરાને ધાર્મિક બનાવવા હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
તમારામાં સ્વદેશપ્રીતિ જગવવી હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
તમારા છોકરાને આજ્ઞાંકિત બનાવવા હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
આધુનિક કેળવણીના માઠા પરિણામથી દુર રહેવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
નિર્માલ્ય મટી સશક્ત થવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
તમારે ખરા વિદ્વાન થવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
ધાર્મિક બળ પ્રાપ્ત કરવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !
જીવનને રસમય અને જ્ઞાનમય બનાવવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર** !

વિદ્યાવિલાસી અને કર્તવ્યપરાયણ થવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
બ્રહ્મચર્યના બળને પ્રત્યક્ષ કરવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
છોકરાને નિડર અને ધૈર્યશીલ કરવા હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
સ્ત્રીઓએ પાતિવ્રત્યની મીઠી મઝા ચાખવી હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
પાતિવ્રત્યનો પ્રભાવ અનુભવવો હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !

# હૃષીકેશચંદ્ર
## (ભાગ ૨ જો.)

આ ભાગ સ્વદેશપ્રેમની ભાવનાઓથી ભરપુર છે સયમ, બ્રહ્મચર્ય, અને નિડરતાને ધારણ કરી ખરો વિદ્વાન પોતાનુ કર્તવ્ય કેવો કર્યે જાય છે તેનો આબેહુબ ચિતાર તે વાચકના મનમા ખડો કરે છે આધુનિક સમયના રાજ્યખટપટીયાઓને માટે તેના કથાનાયકનુ ચારિત્ર્ય અત્યત બોધપ્રદ છે હાલના ઇગ્રેજી ભણેલાઓને તે સાદુ જીવન અને ઉચ્ચ વિચારનો ખરો દાખલો બેસાડે છે ફેશનનો ત્યાગ કરાવી તે કર્તવ્યને ખરે માર્ગ દોરે છે હાલની માનસિક નિર્બળતા અને નાજુકતાને ટાળી, વાચકને તે સુદૃઢ ધૈર્યવાન અને નિડર બનાવે છે તેના હૃદયમા તે ઉત્સાહ અને સ્વદેશપ્રેમને રેડે છે અને કર્તવ્યની ખરી દિશાનુ ભાન કરાવે છે ખરો વિદ્વાન ખરો બ્રહ્મચારી છે એનુ સૂચન કરાવી બ્રહ્મચર્યના બળનો પ્રભાવ પ્રત્યક્ષ કરાવે છે, અને વાચકને બળવાન નીતિવાન અને દૃઢ મનાવી સ્વર્ગીય સુખની લ્હેરો ખવરાવે છે અને સ્વદેશપ્રીતિને શિખરે ડોલાવે છે કિમત રૂ ૧-૮-૦

નિરાશાથી દૂર રહેવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
પામરતા અને કાયરતાને ટાળવા હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
બ્રહ્મચર્ય ધારણ કરી બળવાન થવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
સ્વદેશપ્રીતિના શિખર ઉપર ડોલવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
સયમનો સ્વાદ ચાખવો હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
મસ્તાનના મસ્તાન બનવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
ઉચ્ચ ભાવનાઓની મસ્તીમા ન્હાવવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
વીર વિદ્વાન બનવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
વીર વિદુષીઓ પકવવી હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
માનવજાતિના ઉચ્ચ ધ્યેય તરફ જવુ હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !

# હૃષીકેશચંદ્ર
## (ભાગ ૩ જો.)

આ ભાગ મોટા અમલદારો અને શ્રીમતોના કુટુંબોમાં પેશી ગયેલા સડાનું વર્ણન કરી, ફેશનની શીશીઆરીના માઠા પરિણામ દર્શાવી, આપણા પ્રાચીન ગૌરવ અને સદ્‌ગુણોની મહત્તા પ્રતિપાદન કરે છે રાજ્ય ખટપટીયાઓની દુર્દશા, ઇંગ્રેજોના ખોટા અનુકરણથી આર્યોની થતી અધોગતિ, અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટતા, પ્રાચીન આર્યોના બળ પરાક્રમનું વિસ્મરણ, સ્વાભિમાનનો નાશ, આપણી નિર્માલ્યતા, વગેરે મહત્વની બાબતોનું સચોટ અને સુંદર ભાષામાં આલેખન કરી, કથાનાયકના નિડર, નિસ્પૃહી અને બળપરાક્રમથી ભરેલા ચારિત્ર્યદ્વારા હિંદવાસીઓને તેમની દુર્દશાનું ભાન કરાવે છે અને મહત્તા સ્વમાન અને દેશોન્નતિ પ્રાપ્ત કરવાના માર્ગોનો બોધ કરે છે આર્યોમાં તે ખરા આર્યત્વને પ્રેરે છે અને ખરા ગરાતનનો માગ બતાવે છે

આ અમૂલ્ય રત્નને ઘરમાં મઢરો ! એને વાંચી વંચાવીને અનેક અમૂલ્ય રત્નો પેદા કરો ! સુંદર છપાઇ પાકું સોનેરી અક્ષરવાળું પુઠું સુંદર પેપર ! કિંમત રૂ ૨—૮—૦

શારીરિક અને માનસિક દૌર્બલ્યને હણવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

બળવાન અને પરાક્રમી બનવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
ફેશનના માઠા પરિણામથી બચવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
ઉન્નતિનો ખરો માર્ગ સાધવો હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
સાચી દેશસેવા કરવી હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
બાળકોને સાચો ધર્મ શિખવવો હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
બાળકોને સાચી કેળવણી આપવી હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
આર્યોનું ખરૂં ગૌરવ સમજવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
અધ્યાત્મિક બળને પ્રાપ્ત કરવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**
પુરાણોનો સાર ! નીતિનો ભંડાર ! અધ્યાત્મ બલનો ચમત્કાર !
નવલકથાઓનો સરદાર ! આ **હૃષીકેશચંદ્ર** જ છે લખો —

**જીવનલાલ અમરશી મહેતા,**
પીરમશાહરોડ, **અમદાવાદ.**

મૂળ સસ્કૃતના જ આધારે અઢારે પર્વના સાર રૂપે

# સંક્ષિપ્ત મહાભારત

લખનાર—રતિપતિરામ ઉ૦ પડ્યા, બી એ.

[ નવા દસ ચિત્રો છતા–કીમત રૂ માત્ર સાડા ચાર ]

ઘણાક ધર્મજીજ્ઞાસુ જનો ' મહાભારત" માટે પચાસ રૂપીઆ સુધી ખર્ચી નાખવા તૈયાર થાય છે, તેમને મળ સસ્કૃતનાજ આધારે, સરળ ભાષામા કથા–વાર્તા રૂપે લખાયેલુ આ "મહાભારત" માત્ર સાડાચાર રૂપીઆમા મળે એ એક આશીર્વાદ રૂપ જરૂર થઈ પડશે

કદ—રૉયલ આઠ પેજી સાઇઝના વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે લગભગ ૪૦૦ પાના, ઝાડાએન્ટીક કાગળ, મજબુત મળ ગ છીટનુ પુઠુ

**"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના ઈ સ ૧૯૨૬ તથા ૨૭ ની સાલના બે વર્ષના ગ્રાહક હશે કે એ બે વર્ષ માટે નવા થશે તેને આ "મહાભારત" અર્ધી કીમતે એટલે માત્ર સવા બે રૂપીઆમાજ** આપીશુ આટલુ બધુ સસ્તુ–મફત જેવુ આપવાનુ કારણ એજ કે પુસ્તકમાળાના જુના તથા નવા ગ્રાહકો તેનો છુટથી લાભ લઈ શકે **આ ગ્રન્થની અનુક્રમણિકા** વાચવાથી કાઇક તેનો ખ્યાલ આવશે —

## અનુક્રમણિકા.